# બરજો નામું

અસલ ગુજરાતીમાં છપાયલા તરજુમા ઉપરથી તથા બીજી
કેતાબોની મદદ લઇને ચાલુ વખતની ઈબારતબંદીના
કાયદા મુજબ રંગીન અને અસરકારક ભાશામાં
છપાવી જાહેર કરવામાં આવ્યું છે.

## દફતર ૩ જું.

માહ ૧૦ મો દએ દાદાર અહુરમજદ સને ૧૩૦૮ યઝદેઝરદી
માસ જુલાઈ સને ૧૯૩૯ ઈસવી.


પ્રગટ કરનાર:

અરદેશર માણેકજી તાડીવાળા

માછલીપીઠ: સુરત.

મુદ્રક:

દીનશાહ શાપુરજી મસાની બી.એ.

'ફ્રશો-ગર્દ' પ્રીન્ટીંગ પ્રેસ, ૧૯, એન્ક સ્ટ્રીટ, ક્રોસ લેન કોટ, મુંબઇ.


કીંમત—દફતર એકનો એક રૂપીઓ.

# અર્પણ પત્રીકા



મુજ કમતરીનને આ

ગેતીમાં જન્મ આપનાર, અને

અત્યંત લાડથી ઉછેરી, પોતાના સગોટ

દીની એતેકાદના બીજ મારા જીવનમાં રોપી

મહને સદ માર્ગ ઉપર મુકનાર ભલા ખવાસનાં અને બહુ

ઉચી મનોવૃતીના માહરા અતી વહાલાં પૂજ્ય માવતર બેહસ્ત

બેહરેહ જરબાઇ તે બે૦ બે૦ માણેકજી આદરજી તાડીવાલા (ગાયવાલા)ના

ધણીયાણી તે બેહસ્ત બેહરેહ પેસ્તનજી મંચેરજી ધાબરીવાલાના

દીકરીની પવિત્ર મુબારક અને ગંભીર યાદ સાથે ગવ-

અવો-મંદ કયાની પઓરયો તંકેષી પાદશાહ

પહેલવાનોની જીકરથી ભરપુર આ પુસ્તક

માન મોહબત, અને અહેસાન

સાથે અર્પણ કરૂં છું.

# બરજે નામું

## દીબાચો



બનામે દાદારે અવી-ગુમાન, દાદારે આવાદીહુ-કેરદારેહ, દાદારે-મીનો-
યાંન-ફરજાંગી, દાદારે બુજાઇનીદાર-દાદારે અસતોમંદાન યકયક પ હસ્તી-
યાન-તે સાહેબે-હુવરેસ્પ આગાહ સૃષ્ટીના પેદા કરનાર-અહુરામઝદા તથા તેવણ
સાથે મીથ્રે બરીનની ગતીના હુમ-મીથ્ર, હુમ-માંથ્ર તથા હુમ-ખીશકારીથી
રહેલા હફત અમસાસ્પન્દો સલીમ કાયદ હસ્ત યાને આઠમીનો, સે યાને ત્રણ
દએ, એક ફરશેખ ફરવરદીન, તથા હફત-દેહ યાને સત્તર યઝદો ને કુલ તેત્રીસ
અહુઓ અને તેત્રીસ રતુઓ,-આ બધા અણદીઠ નુરમંદ શકિતઓને બુલંદમાં
બુલંદ મીથ્રથી નમાજ કરી વખ્શુરે વખ્શુરાન રમ્જ-ગો અહુરાન "શાહુદ"
થયલા આસ્ને વીરના સાહેબ અશો સ્પીતમાન જરથુસ્ત સાહેબને દીલમાં યાદ
કરી, તેવણ સાહેબના તમામ જરથોસ્ત્રોનેમો જાયનશીનો તથા દીનને તાજેહ
રાખો દિનને કાયમ રાખવાનો જોશ વખતોવખત ચાલુ આપનારા "શાયનીદારો"
અને તેઓના ચાલુ સીલસીલાથી હૈયાત રહેનારા હાલ જમાનાના ઈરાન સર
જમીન પર જરથોસ્તી દએનના ઇલ્મ-ઇ-ક્નુમ તથા અમલ-ઇ-તરીકત તથા
યસ્ન યાને ક્રીયા કામોની ચાલુ પાસબાની કરનારા જાહેર દુનીયાથી કીનારેહ-
કશ થઈ ગયેલા સાહેબ-દેલાન સાહેબો, તથા તેઓના રહેબર, આલેમે આલે-
માન, ફાઝેલે અફાઝીલ, કામેલે અકામીલ, બાઝેલે વેહીવ નેકી રસીદાન-રસીદ,
બાબીનનુન, આલીસાન ખાનદાને-વાલા માનવંત સ્રોસા-વરેઝ મર્ઝબાનજી
સાહેબને તેઓ સાહેબ તરફથી સંપુર્ણ ભકતી ભાવની "ઉતયુઈતી" યાને
તેઓના ખાદેમ તરીકે રહેવાની ખરા દીલની લાગણીથી યાદ કરી તથા તેવણ
સાહેબ તરફથી પોતીકા માજીના કેસાસની મગદુર મુજબ જરથોસ્તી દએનના
ઉસુલ્યાતી ઇલ્મે-ક્નુમના બુલંદ જ્ઞાનનો એક કતરેહ લઇ આવીને ખરેખરી
રોશનીમાં માજદયસ્નની જરથોસ્તી દએનની દરેક બાબદ સમજાવનાર મારેફત
બહેસ્ત-બહેરેહ ઉસ્તાદ સાહેબ બેરામશાહ નવરોજી શરાફની અહેસાનમંદીની
કદર કરવાની તલબ કરતો સરજમીન ઉપર મુકી મારી તે નેક બખતીના આપ-
નાર ખોદાની "સેપાસ કરૂં છું."

શુક્ર બારે હક તાલાનાં કે ગુજરાતી બરજો નામાંનો ત્રીજો ભાગ છપાવી પ્રગટ કરવાને આ અદના સેવક નસીબવંત નીવડયો છે. હું આગળ લખી ગયો છું અને આજે ફરીથી લખુ છું કે બરજો નામાં જેવા તંનદોરોસ્ત વાંચણોથી, એક અયામમાં પારસી ચારિત્ર ઉપર ઘણી સારી અસર થતી હતી. લગભગ એક સદીની વાત ઉપર આવા વાંચણો માટે, પારસી સમાજમાં અજબ ઉતસાહ અને માનની લાગણી હતા. જે દીનદારી અને પારસીપણું તે ભલા જમાનાના જરથોસ્તીઓમાં નજરે પડતાં હતા, તેના અનેક કારણો માંનું એક 'મુસતકીમ' અને સંગીન કારણ, શાહનામા અને તેની સાથે સંબંધ ધરાવનારા બીજાં ઇરાની તવારીખનાં નામાઓનાં વાંચણો હતાં. આવા વાંચણોએ ભુતકાળમાં પારસી કોમ ઉપર ભારી અસરો કીધી હતી, અને તેવીજ ભલી અસરો આજકાળના પારસી સમાજ ઉપર પણ થવા પામે તેવી ભલી મકસુદથીજ બરજોનામાંના પુરાણા તરજુમાના ૧૮ દફતરોને પાછાં છપાવી પ્રગટ કરવાને હું ઇંતેજાર છું. અસલના બરજો નામાના દફતરો ઘણા કમયાબ થઇ ગયા છે, અને અસલની ઇબારત બંદીને બને ત્યાં સુધી કાયમ રાખી, થોડાક જોડણી અને વ્યાકરણના ફેરફારો સાથે, તેજ રંગીન ફારસીમય ગીઠી અને જુસ્સાદાર ગુજરાતી ભાષામાં તરજુમો થએલા આ બરજો નામાંને પાછા છપાવવાનું કામ મેં મોહબતની મેહનત તરીકે માથે લીધું છે.

હીન્દ દેશના હાલના પારસી ટોળાની તવારીખ લગભગ તેર સદી ઉપર અત્રે પધારેલા દસતુરે દસતુરાન નઇરયોસંગ ધવલ સાહેબની સરદારી હેઠળના દીનદાર પારસી જરથોસ્તીઓથી શરૂ થાય છે. જરથોસ્તી ઇરાની શહેંશાહતોના રાજ અમલ દરમીઆન હીન્દ દેશમાં મઝદયસ્નની જરથોસ્તી ઇરાનીઓ હતા, તેમજ તેઓએ ઉભી કીધેલી જરથોસ્તી દીનની સંસ્થાઓ પણ હતી, તે હકીકત નીરવીવાદ છે. પરંતુ ઇરાની જરથોસ્તી સલતનતની તબાહી પછી, જરથોસ્તી દીનના ચીરાગને જાહેરમાં જાળવી રાખવાને જે અષો ઇરાની નર નારો, દરીઓ દોહવીને હીન્દને કીનારે આવ્યા હતા, તે અદભુત બનાવ જરથોસ્તી દીન અને પારસી પ્રજાની સરજતમાં એક મહા કીમતી વખત હતો.

દસતુરે દસતુરાન નઇરયોસંગ ધવલ સાહેબ એક બહુજ આલા દરજાના આથ્રવન હતા, કે જેવણની જોડી હીન્દ ભુમી ઉપર હજી થઈ નથી, અને જયાં લગી બહેરામે વરજાવંદ સાહેબ એક નવા રાએનીદાર તરીકે જનમશે નહિ, ત્યાં સુધી તેવા આથ્રવનો જાહેરમાં પેદા પણ પડશે નહી. આ મહાન દસતુરે દસતુરાન સાહેબ અને તેવણના હમકાર સાહેબો પાસે બેહદ દીની ખજાનો હતો. દુન્યાની તમામ ભાષાઓના વ્યાકરણના મૂળ સમાન લેખાતા **'સ્તોત યસ્નનો'** ઇલ્મ અને અમલ તેઓની પાસે હતા. આમ હતુ તેથીજ દસ્તુરે દસ્તુરાંન નઇરયોસંગ ધવલ સાહેબ પવિત્ર સંસ્કૃત ભાષામાં દીની સાહીત્યનો તરજુમો રચી આપી ગયા છે, કે જેની અંદર કંઇ એક દીનના બે મૂળ ગવહરો પડેલા છે.

હીન્દની પારસી કોમના આવા મુરબ્બીઓ પાસે ઇરાની તવારીખ અને ઝરવાને દરેઘો ખદાતેની તાવીલ અનુસારના તવારીખી બનાવોના ખુલાસાઓ મોજુદ હતા. તેઓની વહેવારની ભાષા અસલી ઇરાની ફારસી હતી કે જે અવસ્તા લીપીમાં લખવામાં આવતી હતી.

આ શરૂઆતી પારસી સમાજની અંદર દીની ઇલ્મ અને ઇરાની તવારીખી જ્ઞાનનો ઝરો પુર જોશથી વેહતો હતો.

જેમ જેમ વખત આગળ વધતો ગયો, તેમ તેમ તે હીન્દની પારસી અનજુમનમાં ફેરફારો શરૂ થયા. મૂખ્યત્વે કરીને સદીઓ સુધી ગુજરાતના જુદા જુદા શેહરોમાં વાસો કરવાથી, પારસી સમાજની રોજીંદા વહેવારની ભાષા બદલાઇ, અને પૂરાતન ગુજરાતી ભાષાને તેઓએ માદર ઝબાનની જગા આપવા માંડી. છતાં દીની સાહીત્યની સમજ અને ઇરાની તવારીખ માટેનો શોખ તેમજ જ્ઞાન તેઓમાં જારી રહયાં.

ઇરાની શેહનશાહાતની પડતી પછી ઇરાનમાં ઇસલામનો ઝનુની દોર શરૂ થયો. ઇરાની પ્રજાએ પોતાનો ધર્મ બદલ્યો તેની સાથે ઇરાની ભાષાનું સ્વરૂપ પણ બદલાયું. જે પુરાતન ઇરાની ઝબાન અવસ્તા લીપીમાં લખાતી હતી, કે જેના નમુના તરીકે આજે પાઝંદ ભણતરો મોજુદ છે, તે ઇરાની ઝબાન અવસ્તાની લીપીમાં લખાતી બંધ પડી. ઇરાની વટલેલ પ્રજાને ઘેરે ઘેર કુરાન વંચાતું થયુ, અને તેની સાથે કુરાનની અરેબીક લીપી ઇરાનીઓ શીખવા લાગ્યા. આવી અરેબીક લીપીમાં ઇરાની પ્રજાની શીરીન ઇરાની ફારસી ભાષા લખવાનો રેવાજ શરૂ થયો. વખતના વહેવા સાથે અરબી શબ્દોનો મોટો જથ્થો ફારસી ઇરાની ઝબાનમાં દાખલ થયો, અને તેમાંથી હાલમાં જે ફારસી ભાષા આપણે લખીએ છીએ અને બોલીએ છીએ તે પેદા પડી. આવી ફારસી ભાષામાં કીમતી સાહીત્ય પેદા પડ્યું છે, અને તે ભાષા ઇરાન દેશ ઉપરાંત કાબુલ અને હીન્દના ઇસલામી શેહેનશાહોની દરબારમાં પણ શાહી ઝબાન તરીકે વપરાવા લાગી છે.

આ ફારસી ઝબાનમાં કીમતી કાવ્યો ઉભાં થયાં છે. આવી ફારસી ભાષાનાં કવીઓના પેદર તરીકે 'રૂદકી' નામના એક શાયરને ઓળખવામાં આવે છે. પરંતુ તમામ ફારસી સાહીત્યમાં અમુલ્યમાં અમુલ્ય કાવ્ય હકીમ ફિરદોસી તુસીનું શાહનામુજ છે. આ શાહનામું લખવાનો બનાવ જરથોસ્તી ઇલ્મે ક્ષ્નુમ મારફતે મલતી ખબર મુજબ જરથોસ્તી દીનની તબઇમાં એક યાદગાર બનાવ છે. ફિરદોસીનો ભેદી તખલ્લુસ ધારણ કરનાર આ મહાન ઇરાની શાયર ઉપર બાતેનના કોઇ જરથોસ્તી મગુ મર્દનો સાહયો હતો. જરથોસ્તી લુધાતમાં 'ફિરદુસ' શબ્દની એક ખાસ માએની છે. 'ફિરદુસ'નો સાધારણ અર્થ તો બહેસ્ત અથવા સ્વર્ગ થાએ છે. પરંતું બુરા જમાનામાં જરથોસ્તી દીનના આગળ વધેલા આબેદો અને સાલેકો, જે જગામા છુપા વસી પોતાનું પ્રગટી કરણ કરે છે, તેવા વસવાટની છુપી જગાને 'ફિરદુસ' કરીને કહેવામાં આવે છે. હકીમ ફિરદોસીના બાવાજી એક પાકીઝે પરહેઝગાર ઇરાની હતા. જે બુરા સંજોગોમાં અને ઇસલામી ધાર્મીક ઝનુનને અંગેની તકલીફોમાં તેવણુને દીન ગુઝર કરવા પડતા હતા અને સુદરેહ કુસ્તી જેવા મુબારક દીની આલાતો વગર જીવવુ પડતું હતું, તેની ભારી પપેત તેવણ સાહેબ દીન અને રાત કરતા હતા. આ પાકીઝેહ મર્દની આવી ઝારીનો અવાજ ફિરદુસમાં રહેતા કોઇક જરથોસ્તી આબેદને કાને પડયો, અને તેવણુની મેહેરબાની જરથોસ્તી દીનની આગથી જળતા આ ઇરાની બચ્ચા ઉપર ઉતરવા પામી હતી. શાયર 'ફિરદોસી' આવા પાકીઝે બાપની પુસ્તમાંથી

પેદા પડયા હતા અને પોતાના પેદરની મારફતે 'ફિરદોસ'ના પેલા જરથોસ્તી આબેદની મેહરબાની મેલવવાને તેવણુ પણુ ભાગ્યશાળી નીવડયા હતા. 'ફિરદોસ'ના આવા પોતાના આવા સંબંધને લીધેજ તેવણુ સાહેબે પોતાનો તખલ્લુસ 'ફિરદોસી' કરીને રાખ્યો હતો. આવા એક ભેદી મહાન પુરૂષે 'શાહનામુ' રચયું છે, કે જેની કાવ્ય રચના અને મોટાઇની ઉપર હમારા પુજ્ય ઉસ્તાદ સાહેબ બેહસ્ત બેહરેહ બેહરામશાહ નવરોજી શરાફે અજાયબ અજવાળું નાખ્યું છે.

ફારસી ભાષાના અભ્યાસી અને જરથોસ્તી ક્ષ્નુમના એક મુજના અતી વ્હાલા તાલેબે-ઇલ્મ-ભાઇ મી૦ જેહાંગીર સોહરાબજી ચીનીવાલા બી.એ. એલ.એલ. બી. એડવોકેટે **'જશને-હઝાર-સાલે-ફિરદોસી તુસી'**ની યાદમાં ઇસ્વીસન ૧૯૩૪ માં નીકળેલા એક ચોપાનીઆમાં 'શાહનામા'ની કાવ્ય રચના માટે અને ખુદ હકીમ ફિરદોસીની જીંદગી માટે ઇલમી-અતી ખુલસો બાહેર પડયો છે, તે એમનો એમ હું નીચે ઉતારી લઉ છું કે જે ઉપરથી શાહનામાની બુઝરોગીનો ખ્યાલ આવી શકે. ભાઇ ચીનીવાલા મજકુર ચોપાનીઆમાં નીચે મુજબ જણાવે છેઃ—

*"જરથોસ્તી ઇલ્લે-ક્ષ્નૂમ ઇનસ્તીત્યુતની નાનકડી હૈયાતી દરમ્યાન તે દીવસ ખરેખર ઘણોજ મુબારક હતો, કે જે દીવસે શાએરાન શાએર હકીમ ફીરદોસી તુસીના શાહનામાંનું વાંચણુ ઇનસ્તીત્યુતના કલાસોમાં શરૂ કરવામાં આવ્યું હતું. કોઇ પણુ એવો જરથોસ્તી નહિ હશે, કે જેણે હકીમ ફીરદોસી તુસીનું નામ નહિ સાંભળ્યું હોય, યા તો ફીરદોસી તુસીના જગ-મશહુર શાહનામાંની થોડીક વાતો સાંભળી અથવા વાંચી નહિ હોય. બલકે આગળ વધીને લખું તો ખોટું નહિજ કહેવાશે, કે શાહનામાંની હસ્તી પણુ નહિ જાણુનાર પારસી જરથોસ્તીને પુરેપુરો પારસી યા જરથોસ્તી એકાએક તો કેમજ કહી શકાય? જરથોસ્તી ધર્મને લગતાં તથા જરથોસ્તી અને પારસી તવારીખને લગતાં સાહિત્યના નાનકડા ભંડારમાં હકીમ ફીરદોસીનું શાહનામું એક બેમુલ કેતાબ છે. ઇરાન સરઝમીનને લગતી તવારીખના અમુક ભાગને તેના અસલ આકારમાં ધરાવનારૂં કોઇ પણુ પુરેપુરૂં ઇરાની પુસ્તક જાહેરમાં જાણીતું હોય તો તે આ શાહનામું છે. ઘણી શુક્રગુજારીની વાત છે કે જે શંકાઓ અને ટીકાઓ શાહનામાંની ઉપર નાંખવામાં તેમજ કરવામાં આવતી હતી, તે હાલમાં મોટે ભાગે બંધ પડી છે. આજનું 'સીવીલીઝેશન' એટલે કળા કૌશલ્યતા જેમ આગળ વધતાં જાય છે, તેમ પુરાતન કાળથી ઉતરી આવેલી વાતોને હસી કાઢવામાં કેવી ભુલ તેમજ ઉતાવળ આજથી આશરે ત્રીસ વર્ષના ઉપરના અભ્યાસીઓ કરતા હતા, તે માલમ પડી આવે છે. એટલી વાત સૌ કોઇ માન્ય રાખે છે કે શાએર ફીરદોશીનું શાહનામું તમામ ફારસી સાહિત્યમાં એક ઉત્તમમાં ઉત્તમ કેતાબ છે. બલકે આખાં ફારસી સાહિત્યમાં વીરરસ ધરાવનારૂં એવું એક પણુ કાવ્ય નથી કે જે શાહનામાંની બરોબરી કરી શકે.

આ વાત માટે ભલે સૌ કોઇ એકમત હોય, સાહિત્યના પ્રદેશમાં ગમે એવી મોટી શાહનામાંની કીંમત હોય, ઇરાની તવારીખનાં મધ્યબીંદુથી હાલના પારસી દીની તેમજ તવારીખી સાહિત્યની ભાંગીતુટી હાલતમાં શાહનામાંની ગમે તેવી મોટી કીંમત અને ઉપયોગતા અંકાતી હોય, પરંતુ હમારા મુરબ્બી બેહેસ્ત-બહેરેહ બેહેરામશાહ નવરોજી શરાફ,

* જશ્ને-હઝાર સાલે-ફીરદોશીના ચોપાન્યામાંથી પાને ૨ થી ૧૪ માંથી લીધું છે.

તે જરથોસ્તી ધરમે-ક્નૂમ અથવા બાતેન દાની ફીલસુફીના ઉસ્તાદ સાહેબ તરફથી જે અજવાળું હકીમ ફીરદોસીનાં લખાણુની ઉપર નાંખવામાં આવ્યું છે, તે વાંચ્યા પછી એ શાહનામાંની ખરેખરી કીંમત અને ઉપયોગતા શું છે, તે વાંચનાર સાહેબોને માલમ પડયા વગર રહેશે નહિ. જે પ્રમાણે જરથોસ્તી દીની બાબદોમાં મરહુમ ઉસ્તાદ બેહેરામશાહજી તદન નવાજ અચરત પમાડનારા અને અદભુત ખુલાસાઓ કરતા હતા, તેવોજ અદભુત અને ઘણો વીચાર પુગાડવા જેવો ખુલાસો હમારા મરહુમ માનવંત ઉસ્તાદ સાહેબે શાહનામાંની ઇબારત અને કાવ્ય-રચના માટે કર્યો છે. જે કાંઇ ખુલાસાઓ અત્રે રજુ કરવાની આ અહના લેખક કોશેશ કરે છે, તે મરહુમ ઉસ્તાદ સાહેબની સાથની અનેક મુલાકાતો દરમ્યાન મારા જાણુ-વામાં આવ્યા છે અને મારી યાદદાસ્ત શકિતમાંથીજ અત્રે તે રજુ કરવામાં આવે છે. આ ખુલાસાઓ કદાચ એકાએક કોઇને માન્ય કરવા ભારી પડે, પરંતુ એટલી વાત તો સૌ કોઇ કબુલજ રાખશે, કે આવા ખુલાસાઓ અચાર આગમજ આપણી જાણ મુજ કોઇએ પણ કર્યા નથી, તેમજ કેઠે આપણા વાંચવામાં પણ આવ્યા નથી. આ ખુલાસાઓનું મુળ કોઇ બાતેન ફીલસુફીની અંદરજ હોવું જોઇએ, એમ માનવાને કોઇ પણ વિચારશીળ પુરૂષને હરકત નડે એમ હું માનતો નથી. તેમજ સઘળા ખુલાસાઓ મરહુમ ઉસ્તાદ સાહેબની માનસીક તર્ક-શકિતનું પરીણામ છે એમ પણ કહેવું બંધબેસ્તું નથી. સૌથી પહેલાં તો સાચી વાત એ છે, અને તે અત્યાર આગમજ સંપુર્ણ રીતે પુરવાર થઈ ચુકી છે, કે મર-હુમ ઉસ્તાદ સાહેબ કોઇ પણ ભાષાનો સારો અભ્યાસ ધરાતના હતા નહિ. એઓ સાહે-બનું કહેવું એમ હતું, કે એવણને એવણના ઉસ્તાદ તરફથી તે ઇલ્મ્યતની નવાજેશ થઇ હતી કે જેને અવસ્તાની ઇબારતમાં સ્તોત-યસ્નનો ઇલ્મ કહેવામાં આવે છે. આ સ્તોત-યસ્નના ઇલમની અંદર તે જ્ઞાનનો સમાવેશ થઇ જાય છે, કે જે જ્ઞાન દુન્યાની તમામ ભાષાઓનો ગ્રામર એટલે વ્યાકરણની પણ પુર્વેનું જ્ઞાન છે. બલ્કે, તમામ વ્યાકરણના કાનુ-નોની માદર સમાન સ્તોત-યસ્નના ઇલ્મની અમુક ચાવીઓ છે. તે ચાવીઓ શું છે, તેનો ઝાંખામાં ઝાંખો ખ્યાલ વતીક મરહુમ ઉસ્તાદ સાહેબે કદી પણ આપ્યો નથી.

હવે વીષય ઉપર આવતાં પહેલાં મરહુમ ઉસ્તાદ સાહેબે ફીરદોશીની ઇબારત માટે શું સમજાવ્યું હતું, તે અત્રે નોંધીશું. જે પ્રમાણે આદરબાદ મારેસ્પંદ સાહેબે જરથોસ્તી દીનને સમારતી વખતે ખુદે અવસ્તાના સાહિત્યની અંદર—કે જે સાહિત્ય બંદગીનાં રૂપમાં આપણી પાસે બચી રહ્યું છે—જરથોસ્તી દીનનાં ગુઝ મરકઝોને સ્તોત-યસ્નની ચાવીથી મોહોર કીધાં છે, તેજ પ્રમાણે ઝમાનાની ગીરદેશને ધ્યાનમાં લઇને, શાએરાન શાએર ફીરદોસી તુસીએ જરથોસ્તી તવારીખના બચી રહેલા ઝુકબાચક કીસ્સાને થોડાક ભાગોમાં તકસીરાતની કેઇ એક ચાવીથી ફારસી કવીતાની ઇબારતમાં મોહોર કીધાં છે. સાદી ઇબારતમાં બોલ્યે તો, શાહનામાંનાં લખાણના કેટલાક ભાગોને કોઇક ચોકસ ગણત્રીને કાયદે રચવામાં આવેલા છે, કે જેને લીધે તેનો ખરેખરો મર્મ સાધારણ વાંચનાર ઉકેલી શકતો નથી. મરહુમ ઉસ્તાદ સાહેબ એમ કહેતા હતા, કે આવી લીટીઓનો અકકલપસંદમાં અકકલપસંદ તરજુમો કેટલી વખત તેનો ખરેખરો અર્થ જાહેર કરી શકશે નહિ. આ "તકસીરાત" શબ્દ પણ કમ-નસીબે હાલની ફારસી ભાષામાં આપણને મલતો નથી. ફારસી ભાષામાંથી એ શબ્દને શોધી

કાઢવાની આ અદના લેખકે પોતાની મકદુર મુજબ ઘણી કોશેશ કીધી છે, પરંતુ એવો કોઇ એક આખો શબ્દ કેઠે મલી આવતો નથી.

તકસીરાત, ઉસ્તાદ સાહેબ કહેતા હતા કે, એવો એક ઇલ્મ છે કે જેમાં કવીતામાં લખાતાં લખાણોને અમુક ગણીતને કાયદે એવી રીતે લખવામાં આવે છે, કે જે રીતે તેને રચવામાં આવે છે તેજ રીતથી તેનો મર્મ પણ પારખી શકાય છે. એમ સમજાવવામાં આવ્યું છે, કે શબ્દોની અમુક સંખ્યા (અયદાદ) માં કીંમત મુકરર થયલી છે અને દરેક દરફની સંખ્યાને ધ્યાનમાં લઇને એવી શબ્દ-રચના કરી શકાય છે કે તેમાં બાહેરથી દેખાતા સાદા અર્થ ઉપરાંત બીજો ગુઝ મર્મ સમાવી શકાય છે.

ફારસી સાહિત્યની કાવ્ય-રચનામાં ગણત્રીની બાંધની જેવું કાંઇ હોવું જોઇએ, એમ માનવાને કારણ દેખાડતો એક પુરાવો મારી જાણમાં છે, અને તે પુરાવો પણ મરહુમ ઉસ્તાદ સાહેબનાં શીક્ષણનેજ આભારી છે. ફારસી સાહિત્યની સાથે ઓળખાણ ધરાવનારા સાહેબોને કવી હાફેઝનું નામ તો જાણીતું હશે. શાએર હાફેઝની લખેલી ગઝલો ઘણી જાણીતી તેમજ ઘણી ફીલસુફીથી ભરેલી સાધારણ રીતે પણ લેખાય છે. મુસલમાન ફારસી અભ્યાસીઓ હાફેઝને એક પવિત્ર કેતાબ તરીકે લેખે છે, અને હાફેઝની ગઝલ્યાતોની સાથે એક કોઈ અમુક અક્ષરનો કોઠો જોડાયલો છે કે જેને હાફેઝની જદવલ તરીકે ઓળખવામાં આવે છે. આ કોઠાની અંદરથી કોઇ એક અક્ષર ઉંચકીને ઇનસાનોની મુરાદો ફલીભુત થશે કે નહિ તે જાણવાનાં સાધણ તરીકે એ કોઠાને વાપરવામાં આવે છે. આ કોઠાની અંદરથી નવ નવ અક્ષરોનો અંતર છોડીને જો અક્ષરો ઉંચકવામાં આવે અને આવી રીતે આખા કોઠામાંથી ઉંચકેલા અક્ષરોને હારબંધ મૂકી સાથે ગોઠવીએ તો તેમાંથી હાફેઝની ગઝલની એક આખી લીટી પેદા થઇ શકે છે. એટલે આની ઉપરથી એટલું તો પુરવાર થાએ છે કે હાફેઝની ગઝલીઆતો ખાલી કવીતા રચવાના વ્યાકરણના કાયદાઓ ઉપર રચાએલી નથી પણ તેની રચનાના પાયામાં 'ઇલ્મે-અયદાદ'=સંખ્યાના જ્ઞાનના અમુક સીદ્ધાંતો કામે લગાડેલા છે. આવી રીતે કવીતા રચવાની રૂઢીઓને તકસીરાતની રૂઢીને નામે ઓળખવામાં આવે છે અને ઇલ્મે-સ્તોતના જે મહાન કાનુનો જરથોસ્તી દીનમાં છે તેનો ઘણોજ હલકા દરજ્જાનો એક ભાગ આ ઇલ્મે-તકસીરાત છે. આ ઇલ્મને લાગુ પાડવા માટે દાએરાઓ કોઠાઓ આપેલા હોય છે. જેઓની સમશી અને કમરી એમ બે જાત રહે છે. ફિરદોશીએ સમશી દાએરાઓ વાપરેલા છે જ્યારે હાફેઝમાં કમરી દાએરાઓથી કામ લીધેલું જણાય છે. આ પ્રસંગે જણાવવાની જરૂર છે કે હાફેઝ સાહેબ એક એવા ઇરાની શાએર હતા કે જેઓએ 'પીરે-મગાન' પાસેથી જરથોસ્તી દીની ઇલ્મની ઠીક ઠીક તેહેસીલયાત કીધી હતી. આ પીરે-મગાન લોકો તે જરથોસ્તી દીનની રાઝ સીનાહ દર સીનાહ રાખનારા જરથોસ્તી પુરી તોરના આબેદો છે. મગુમર્દ સાથે જોડાયલા આ ઇરાની શાએર હાફેઝ સાહેબ છેલ્લા હતા અને તેવણની ગઝલોમાં જે ખાસ કંઇ આકર્ષનારૂં તત્વ છે તે આ તેવણના કાવ્યના પાયામાં પડેલા ઇલ્મે-સ્તોતના ઉતરતા દરજ્જાના-ઇલ્મે-તકસીરાતની વણાત છે. એવી રીતે શાએર અથવા કવીતા લખવાનો ઇલ્મ એક ઝમાનાના ઇરાની શાએરોને ખબર હોવોજ જોઇએ. અને જો બેહેરામશાહજીએ આપણને એમ સમજાવ્યું છે કે શાએરાન શાએર હકીમ ફીરદોશી તુશીની કાવ્ય-રચનામાં પણ કોઇ એક સંખ્યા અથવા ગણીતના ઇલ્મની ઉપર શાહનામાંના કેટલાક ભાગોની ઇબારત રચવામાં આવેલી છે, તો તે વાત આ હાઝફેઝની જદવલની ગણત્રીની ઇબારત તરફ જોતાં સમજ પડી શકે તેવી છે.

હાફેઝ સાહેબની ગઝલનાં બંધારણ ઉપરથી મળતા પુરાવા ઉપરાંત, ફારસી ભાષાના અક્ષરોને સંખ્યાઓની કીમ્મત અપાયલી છે, જે બીનાની પુરવારીમાં સારે નસીબે આજે આપણી પાસે ફારસી વ્યાકરણમાં અબ્જદ સીસ્ટમનો કોઠો બચવા પામ્યો છે. નિશાળે જતાં ફારસી ભાષાના દરેક અભ્યાસીને ખબર હશે કે આ અબજદના કોઠાની રૂએ ફારસી સાહિત્યમાં આજે પણ એવી બેતો અથવા તો નસર (Prose) ની લીટીઓ આપણુને મળે છે, કે જેની અંદરથી અબ્જદના કોઠાની રૂએ અમુક આસામીઓના જન્મ-મરણની તારીખ અથવા તો અમુક બનાવોની તારીખ તારવી કઢાય છે. આ ભાષા અને સંખ્યાનો કાયદો એના સંબંધમાં સિદ્ધી શાહદત છે. સ્તોત યસ્નના જે હલકા દરજ્જાના નસર તેમજ નઝ્મની બાંધણીના તકસીરાતના કાનુનો છે તેમાંનો અબ્જદનો કોઠો એક નાનકડો ભાગ છે. છે. ઉસ્તાદ સાહેબ કહેતા હતા કે આ અબ્જદ ઉપરાંત અબ્દહુ અને હુતમફ્રસના બીજા એવા કોઠાઓની ફીરદોશીના જમાનામાં જરથોસ્તી તૌરના શાએરોને ખબર હતી.

આ અદના લેખકને સમજાવવામાં આવ્યું છે કે શાહનામાંની કેટલીક લીટીઓ ઉકલાવવાને માટે તેને લગતી જદવલ બનાવવાને મરહુમ હમારા ઉસ્તાદ ખાકસારીથી કહેતા હતા કે, તેવણ શક્તિમાન હતા. ઘણીએક એવણ સાહેબને આજીજી કરવા છતાં, એવણ સાહેબ જરથોસ્તી આલમને માટે એવી કોઇ એક જદવલની મીરાસ મુકી ગયા નથી. ખેર, એવણ સાહેબે જે થોડા ઘણા ખુલાસાઓ,—પછી તે ગમે તેવા ઉપરટપકેના હોય, શાહનામાંની કેટલીએક બેતોના આપેલા છે તે ઘણા જાણવાજોગ છે. એવણ સાહેબે રજુ કીધેલાં નવાં મધ્યબીંદુથી જયારે શાહનામાં તરફ નેગાહ કર્યે છીએ, ત્યારે કંઇ નવુંજ અજવાળું આપણે મેળવ્યે છીએ. આટલું પણ એઓ સાહેબ આપણુને માટે કરી ગયા એ મોટી શુક્રગુજારીની વાત છે. એવણ સાહેબ હરદમ કહેતા હતા કે ઇલ્મે-ક્ષ્નૂમને ફાહેશ કરવાનો આ જમાનો નથી, અને ઇલ્મે-ક્ષ્નૂમનાં શીક્ષણોની અંદર ઇમાન લાવી ધીરજ અને ખંતથી તેને સમજવાની કોશીશ કરે એવા સાહેબોબી આ જમાનામાં કમ-યાબ છે. એ જમાનાની વાત તો બીચારા હકીમ ફીરદોશી તુશી પોતાના શાહનામાંની અંદર જાબજા કરે છે. હકીમ ફીરદોશી પોતાનાં શાહનામાંનાં લખાણોના સંબંધમાં વાચનારી આલમનું ધ્યાન ખેંચે છે કે,

"તો ઇન્‌રા દોરૂઘો ફ્સાનહ્
બયફ્સાન્ રવેશ્ દર્ ઝમાનહ્ મદાન્."
"અઝીન્ નામહ્ બર્ ઉમ્રહા બોગુઝરદ્,
બેખાનદ્ હરાન્ કસ્ કે દારદ્ ખેરદ્."

એઓ સાહેબ કહે છે કે "આ બધી વાતો જે મેં શાહનામામાં દાખલ કીધેલી છે તેને બનાવટી અથવા તર્કમાંથી ઉપજાવેલી કહાણીઓ ના સમજતા, કારણ આ દુન્યાની ઉપર જમાનો એકસરખી રીતે ગુઝરતો નથી. વર્ષોના વર્ષો વીતી જશે, પણ જે કોઇ ખરેખરી સમજદારી ધરાવતો હશે તેજ આ શાહનામાને વાંચી અને ઉકેલી શકશે."

લખવાની કશી જરૂર નથી, કે જમાનાની ગીરદેશને આજે કોણ નથી માનતું? ઘણાએક નહિ માનનારાઓને એ જમાનાએજ માનતા બનાવ્યા છે અને બનાવે છે. દુન્યાની સપાટીની ઉપર શેહેનશાહતો અને રાજધાણીઓને ઉભી કરનાર અને તેઓને તબાહ કરનાર જમાનાની ગીરદેશજ છે. હઝારો વર્ષ સુધી આ ધર્તીને સપાટીની ઉપર બહુ ઝડપથી કારકીર્દી સાથે રાજ્ય કરી ગયલી પ્રતાપી ઇરાની શેહેનશાહત તેમજ પ્રજાને આજે દુન્યાની સપાટી ઉપરથી ગોયા નાબુદ કરી નાંખનાર પણ એજ જમાનાની ગીરદેશ છે. ઇરાની શેહેનશાહતની વાતો તેમજ ઇરાની પ્રજાની જાહોજલાલીના કીસ્સાઓ, આજે એવો વખત આવ્યો છે કે સાધારણ રીતે માની પણ શકાય નહિ, પરંતુ સારે નસીબે આજ કાલ જે અજબ જેવા ફેરફારો સાયન્સ અથવા વીજ્ઞાનની દુન્યામાં થઇ રહયા છે, તેની તરફ નેગાહ કરતાં, અનુભવી અને ડાહ્યાં માણસો માનવાને હવે અચકાતાં નથી, કે શું બન્યું હશે અને શું નહિ બન્યું હશે, તેમજ શું બની શકશે અને શું નહિ બની શકશે.

મરહુમ ઉસ્તાદ સાહેબ જે શાહનામામાં આવેલી તકસીરાતની વાત કરી ગયા છે તેનો ખુલ્લે ખુલ્લો ઇશારો ખુદ શાહનામાંની અંદર પણ શાએર ફીરદોશી કરી ગયલા છે. તેઓ સાહેબ લખે છે કે.—

"ચુનાન્ ચુન્ બે ખાન્દમ્ ઝે દફ્તર્ સખુન્,
બનઝ્મ્ આવરીદમ્ ઝે સર્ તા બબુન્."
"અઝીન્ બીશતર્ દર્ખુર્ બા ખરદ્,
દેગર્ બર્ રેહે-રમ્ઝ્ મઅની બરદ્."

ફીરદોશી સાહેબ કહે છે કે "જે કાંઇ વાતો, મારા હાથમાં આવેલા દફ્તરોમાંથી મારી જાણમાં આવી તે મેં કવીતાનાં રૂપની અંદર કોઇ પણ ચીજ મુકી દીધા વગર, રજુ કીધી છે. આમાં જણાવેલી ઘણી વાતો અકલ પસંદ અને સાધારણ રીતે સમજ પડી શકે તેવા છે, અને તે સીવાયની બાજી બેતો ભેદભરમવાળી છે, જેનો રમ્ઝ (ભેદ) ખુલવો જોઇએ."

હવે આપણે ફીરદોસીની જીંદગી ઉપર આવીશું.

મરહુમ ઉસ્તાદ સાહેબ જે કાંઇ શીક્ષણ લાવ્યા હતા તે શીક્ષણ એવણના કહેવા પ્રમાણે એવણના ઉસ્તાદ સાહેબ માનવંત સોષા-વરેજ મર્ઝબાન સાહેબ તરફથી એવણની જાણમાં આવ્યું હતું. અને કહેવામાં આવ્યું છે, કે હાલના આ મુરબ્બી સોષા-વરેજ અને તેવણની પોશતપનાહીની અંદર સાહેબ-દેલ દુરવેશો યા દેલાન સાહેબો કે જેઓ દેમાવંદ કુહમાં ગોફેનશીન થઇને જરથોશ્તી દીનની પાસબાની કરી રહયા છે, તેઓના પુર્વજો કોબાદ બીન ફીરોજ અને હોરમજ બીન નોશીરવાન નામના સાસાની વંશના છેલ્લા શેહેનશાહોના જમાનામાં, એટલે કે ઇરાની શેહેનશાસત તુટી પડી તેની ૧૦૦ અને ૪૯ વર્ષ આગમજ પહેલે ચેચસ્તેહ તરફ અને તેમાંથી થોડાઓ પછીથી દેમાવંદની તલેટીમાં ગોફે-નશીન થયા હતા. હવે શાએર ફીરદોશી તુશી તો ત્યાર બાદ ઘણે વખતે જાહેર થયા હતા અને શાહનામું રચ્યું હતું, તો સવાલ ઉત્પન્ન થાય છે કે ગોફે-નશીન થયલા તે સાહેબ-દીલ દુરવેશોને

શાએર ફીરદોશીનાં શાહનામાંની હસ્તીની તેમજ તેની કાવ્ય–રચનાની કેવી રીતે ખબર પડી હશે, અને શા વીષયની ઉપર આવતાં તેઓએ બેહેરામશાહજીને ફીરદોશી તુશીનાં શાહનામાંની તકસીરાત તેમજ ખુદ ફીરદોશી તુશીની જીંદગીને લગતી બાબદો કેવી રીતે શીખવી હશે? મરહુમ ઉસ્તાદ સાહેબને આ સવાલ પુછતાં તેઓએ એવો ખુલાસો કર્યો હતો કે પહેલાં તો તમે એમ માની લો છો, કે તમે એક ઘણાજ સુધરેલા અને આગલ વધેલા જમાનામાં વસો છો, અને ગોફે–નશીન રહેલા તે સાહેબો આ જાહેર દુન્યાની ચલવલો તેમજ હાલની દુન્યાની તવારીખથી નાવાકેફ છે. જે ખબરો આ દુન્યાની ચલવળને લગતી તે ગોફે–નશીન સાહેબો મેળવી શકે છે તેવી ખબરો તો હાલની ચળવળોની સંપુર્ણ માહીતી રાખનાર કોઇ ઉજજમીમાં ઉજજમી અખ્યાબી પણ મેળવી શકતા નહિ હશે. ટુંકમાં, ગુફાની અંદર કેનારે–કશ થયલા અને દીની પારસાની અને આતમીક વૃદ્ધીનાં કાર્યમાં રાત અને દીન મશગુલ રહેલા તે મેહેરબાન સાહેબો આ દુન્યાની ચળવળોથી પુરેપુરા વાકેફગાર છે. અને ખાસ કરીને જરથોસ્તી દીન, જરથોસ્તી તવારીખ અને જરથોસ્તી ઉમ્મતના પારબાન હોવાને લીધે, તે સાહેબો પોતાની ગોફે–નશીનીની તરૂઆતથીજ, જરથોસ્તી દીન, જરથોસ્તી તવારીખ અને જરથોસ્તી ઉમ્મતને લગતી અનેક ચળવળોથી પુરેપુરા માહીતગાર રહે છે. મુળ મુદ્દાપર ટુંકમાં આવતાં મરહુમ ઉસ્તાદ સાહેબે સમજાવ્યું હતું કે જે એયામની અંદર શાએર ફીરદોશીએ પોતાનું જગ–મશહુર શાહનામું રચ્યું, તે વખતે શીરાઝના પ્રાંતની અંદર એક ઘણુંજ પાકીજેહ જરથોસ્તી કુટુંબ વસતું હતું. આ જરથોસ્તી કુટુંબની પાસે હકીમ ફીરદોશીનાં અસલ શાહનામાંની એક ઘણી સરસ નકલ હતી, અને તેજ કુટુંબની અંદર એક ઘણીજ સુંદર કલમે લખનાર એક જુવાન ગ્રહસ્થ હતા. આ એયામમાં દેલાન સાહેબોના રદ અને રહેબર સોષા–વરેજ કારન સાહેબ અને પછીના સારવાર સાહેબો હતા. તેઓના તે ચાલુ જમાનના એયામના ગ્રહોની નજરાત કંઇક દરજજે શુભ હતી માટે જરથોસ્તી દીની તેહકીકાતોમાંની કોઇએક તેહકીકને લગતી શુભ રીતની તેઓને જણાઇ. કઇ તરેહની દીની તેહકીક તે હશે તે જાણવા માટે તેવણે રમલ નાંખી, જેથી માલમ પડયું કે મોટા રથેશ્તારો અને ખોદાયાનોની ખોદાઈ અને રથેશ્તારીની બલીહારીનો ઝાંખો દેખાવ કાયદેસરની શએર=કાવ્યમાં ઉભો થયો છે, એટલે શાહનામુ અમુક દરજજા લગીનું લખાઇ ગયું છે, અને આવા શાહનામાની એક અચ્છી નકલ શીરાઝમાં રહેતા એક જરથોસ્તી કુટુંબ પાસે છે, જેઓની વચમાં એક ખુશખત લખનાર યુવાનબી છે. રમલથી તેવણુને એવી માહેતી થતાં તેઓની ખાહેશ તે ફીરદોશીનાં શાહનામાંની એક નકલ પોતાનાં કેતાબખાનામાં રાખવાની થઇ હતી. આ સબબથી તે વખતે એક કાફલો હમેશ મુજબ જ્યારે ઇરાન શહેરમાં દેમાવંદમાંથી નીકલીને અમુક ચીજો લાવવાને માટે બહાર નીકલ્યો હતો, તે કાફલાના રદને ફરમાવવામાં આવ્યું હતું કે શીરાઝનાં પેલાં જરથોસ્તી કુટુંબની અંદરથી પેલાં અસલ શાહનામાંની નકલ સાથે પેલા જુવાન જરથોસ્તી ગ્રહસ્થને લઇને આવે. આ પ્રમાણે ટુંકમાં પેલા જરથોસ્તી જુવાનને શાહનામાંની નકલ સાથે દેમાવંદની તલેટી આગળ ત્રણ વર્ષ સુધી રાખવામાં આવ્યા હતા. મારી યાદદાસ્ત મુજબ એવણુની સાથે એક બીજા મદદનીશ પણ શીરાઝમાંથી શોધી કાઢવામાં આવ્યા હતા. આ બે જરથોસ્તી ગ્રહસ્થોને પેલી અસલ નકલની ઉપરથી એક ઘણી સુંદર નકલ ઉતારવાને માટે રોકવામાં

આવ્યા હતા. એમ કહેવામાં આવ્યું છે કે ઘણા જાડાં સરસ જાતનાં દમાવંદમાં સાચવેલા કાગજો, તેમજ ઘણી ઉત્તમ જાતની સુનેરી શાહી, તે સાહેબોએ આ બે જરથોસ્તી મુનશી-ઓને પુરી પાડી હતી. આ બે જરથોશ્તીઓને ત્રણ સાલ સુધી, તેઓને માટે તૈયાર કીધેલી ખાસ જગ્યાએ, દેમાવંદની તળેટી આગળ તે સાહેબોના મુકામથી થોડે દુર રાખવામાં આવ્યા હતા. ત્રણ સાલ પછી જ્યારે તેઓનું કામ પુરૂં થયું, ત્યારે તે લોકોને પુરતો હદીઓ અને સરપાવ આપીને ત્યાંથી રવાના કીધા હતા. એમ કહેવામાં આવ્યું છે કે ત્રણ વર્ષ સુધી ત્યાં રહ્યા બાદ, તે બે જરથોસ્તી કાતેબોને, દીમાવંદની તળેટી છોડવા નહિ ગમી, અને ઘણી નાખુશીથી તેઓ ત્યાંથી પાછા ફર્યા હતા. આવી રીતે પેદા કીધેલી શાએ-રાન શાએર ફીરદોસી તુસીનાં શાહનામાંની એક નકલ તે સાહેબો પાસે હજુર છે. મરહૂમ ઉસ્તાદ સાહેબ કહેતા હતા, કે આ શાહનામાંની નકલ એવણે પોતે ખુદ-બ-ખુદ જોઇ હતી, અને એ નકલને સાસાની જમાનાની અંદર ઇરાની શહેનશાહત તરફથી લખાયલાં તવારી-ખનાં પુસ્તકોની સાથે તે સાહેબોએ સાચવી રાખેલી છે. મરહુમ ઉસ્તાદ સાહેબ કહેતા હતા કે ઇરાન સરજમીનની ચોકસ હદની આસપાસ કે જે હદમાં જરથોસ્તી તરીકતો બરાબર પાલી શકાય—તેની હદની આસપાસ જરથોશ્તી આબેદોએ એક બાતેન સ્તોતનો કીલ્લો પેદા કીધેલો હતો, અને તે સ્તોતનો કીલ્લો કેવી રીતે કયા સંજોગોની અંદર, મુસલમાન લોકોના નબી મહમદ સાહેબના વફાતની બાદ, મુસલમાન અસહાબોએ તફર્ગે કીધો, તે વીષયની ઉપર બયાન કરતાં કરતા, દીલાન સાહેબોએ આ શાહનામાંની હકીકત અને ફીર-દોસી તુસીની જીંદગી બાબદનું બયાન કીધું હતું. એવણ સાહેબ કહેતા હતા કે ઇરાની શહેનશાહત પડી ભાગવા પછી, ઘણા લાંબા કાળ સુધી, ઘણા વીદ્વાન અને ધુરંધર જરથો-સ્તી દીન અને તેની ફીલસુફીને લગતું ઘણું સારૂં જ્ઞાન ધરાવનારા, જરથોસ્તીઓ ઇરાન સરજમીનની અંદર જાહેરમાં વસ્તા હતા. જાહેર ઇલ્મ તેઓ બાખુશીથી અરબોને શીખવતા અને ગ્રીક ઇલ્મ જે કલ્મી થતો તેની ઉપર સુધારો કરાવતા, પણ જ્યારે તેઓની પાસેથી બાતેન ઇલ્મ જાણવાને માટે ચોકસ મુસલમાન અરબ સત્તાદારીઓ ખાહેશ કરતા, ત્યારે તેની નવાજેશ કરવા ના કહેતા. જ્યારે ઘણું દબાણ થતું અને વાત બહેકી જતી, ત્યારે કાં તો તેઓ પોતાના પ્યારા જાનનો ભોગ આપતા હતા અથવા તો અધુરી અને ભેદમાં ઇલ્મ્યત તેઓ આગળ જાહેર કરતા હતા. આવા સબબને લીધેજ પહેલવી બાઓ ખાસ પહેલવી લોગતમાં અને ઘણા રમ્જમાં દીની તેહકીક ચોકસ ભેદના ગુંચવાડાથી લખતા હતા, જેમાં મઅની હતો. આવા કમનસીબ જરથોશ્તીની ઉપર કેવી કીસમની જફા અને જુલ્મ ગુજરેલો છે તેનો ઝાંખો ખ્યાલ પણ આજે કોઇને આવી શકે એમ નથી. તેમજ તે બદબખ્તીભરેલા સીહા જમાનાની અંદર, જરથોસ્તી બચ્ચાઓએ પોતાની પવિત્ર નેઆદ અને પોતાની દીનનાં ગુહ્ય મરકઝોને સાચવી રાખવાને માટે કેટલી અને કેવી જાતની કોશેશો અને તરકીબો કીધેલી છે તે આજે કોઇ પણ કહી શકે એમ નથી. જો ઉસ્તાદ સાહેબની ઝબાનમાં લખું તો, તે તવારીખ જો આજના પારસી જરથોશ્તીઓની આગળ રજુ કરવામાં આવે, તો કોઈ પણ જરથોશ્તીની આંખના ગમખાર આંસુઓ જીંદગી દરમ્યાન સુકાય નહિ, અને આજે જે શંકા અને જુઠી તકરારો, જરથોસ્તી દીન તેમજ તેની રસ્મ (ક્રીયાઓ)

અને આલાતો બાબે ઉઠાવવામાં આવે છે, તે ઉઠાવવાની ગુસ્તાખી પણ નાબુદ થઈ જાય. મરહુમ ઉસ્તાદ સાહેબ કહેતા હતા, કે પહેલાં તો એ વાતો તુલોતવીલ હું જાણતો નથી, અને જે કાંઇ જાણું છું તે જાહેર કરવાનું મને ફરમાન નથી.

હવે ત્યારે મુળ મુદ્દાની ઉપર આવતાં, મરહુમ ઉસ્તાદ સાહેબ એમ કહેતા હતા કે હકીમ ફીરદોસી તુસી જાહેરમાં એક તરતના વટળેલા મુસલમાન જદીદ-ઉલ-ઇસલામ પણ બાતેનમાં એક ખરેખરા અને જરથોસ્તી દીની ગ્નાનથી અને તવારીખથી વધારે આગાહ, જરથોસ્તી બચ્ચા હતા. હકીમ ફીરદોસીના બપાવા એક કોઇ રામ્યાર નામના ઘણા પાકીઝેહ મુબેદઝાદા હતા. જરથોસ્તી દીનને તેવણ જાહેરમાં પાળી શકતા નથી અને ધણી નહિ ને થોડીબી દીનને પાળવા તેવણને જાહેરમાં મુસલમાન થવું પડે છે તેથી તેવણને ઘણોજ ગમ થયો અને ઉંડા મનનમાં પડી રહ્યા. આનું શુભ ફળ એ થયું કે તેવણની સાચ્ચાં દીલની પસેમાની કોઇ એક સાહેબે-દીલપતને મંજુર થઇ અને તેવણે રામ્યારને રસ્તો દેખાડયો. આ દીલપત સાહેબ પોતાને ફીરદોશના એટલે કીનારેકસના મુકામવાળા કહેવાડે છે.

અત્રે '**ફીરદોશ**' શબ્દની કાંઇક ઇદમ્યતી સમજણ લઇશું. કદીમ ઈરાનમાં સાહેબે-દીલ લોકો પોતાના મગવ ઉસ્તાદોની સાથે જયારે જાહેર રહેતા, ત્યારે તેઓની તે ખાસ જગાને '**સીરાઝ**' કહેતા હતા, જયાં તેઓની ખાસ ગાસ ( મકતબ=University જેવી ) હતી, જે કુદરતમાં રહેલી 'અવીઝેહ વેહદીન'ની મીનોઇ ગાસની સાથે પેવંદમાં જોડાયલી રહેતી. અહીંયાં '**પારસી**' થવાની ડીગ્રી તેઓ મગવ સાહેબો લાયક રૂહાંની વૃદ્ધિવાળા માઝદયસ્નાનોને એનાયત કરતા. પછી જયારે ઇરાન પડવાનું હતું એટલે આ મોટા દીલપતાનો મગુ-મરદો 'મુકામાત' થયા એટલે જાહેર વસ્તીથી ચોકસ દુરીમાં રહ્યા, જેને '**મુકામાટે-મન્ઝલી**' કહે છે. આમ તે પાકદીલ દીલપત સાહેબોએ પોતાને છુપા રાખ્યા હતા, તેઓની વચમાં જવાની કોઇની મકદુર કે સત્તા જોમ કે હામ હતી નહી. તેઓએ તલેસમાતી કીલ્લો જેને '**દઝ**' કહે છે તેને પોતાનાં રહેઠાણની આસપાસ=**પઇરી**માં બાંધ્યો હતો એટલે પોતે '**પઇરી-દઝ**' બાંધ્યો હતો અને તેમાં મુકામાત થઇને કીનારેકશ થઇને, જાહેરથી નોખા=અલગ થઇને મન્ઝલી કશમાં-ચોકસ દુરીમાં રહયા હતા. આ પઇરી-દઝને '**ફીરદોશ**' કહે છે, જે શબ્દનો અર્થ ઇંગ્રેજી ઝબાનમાં જતાં Paradise=બહેસ્ત જેવો થયો છે. આમ જયારે તે સીરાઝના સાહેબો ('**તોર્કે-સીરાઝી**' હાફેઝ મુજબ) મન્ઝલી મુકામાત કરે છે એટલે વસ્તીથી દુર કીનારે-કશ થાય છે, ત્યારે તેના મુબારક કામને **ફીરદોશ** કહે છે. એવા ફિરદોશના એક સાહેબની મહેરબાની રામ્યાર ઉપર ઉતરી માટે રામ્યાર પોતાને ફીરદોશને લગતા એટલે ફીરદોસી કહેવડાવતા. આમ રામ્યારના વખતથી તેઓના ખાનદાનને ફીરદોસી કહેતા હતા, જે લકબ ફીરદોસીને મલ્યો. ફીરદોસીમાં એવીજ જરથોસ્તી દાઝ ઉતરી માટે એવણની ઉપરબી એવણના જમાનાના રદ દસ્તુર અરદેશર કેરમાનીએ મહેરબાન થઇને એવણને કંઇક રસ્તો દોખાડેલો હતો. એવી રીતનો ભેદી ઇતિહાસ ફીરદોસીના બપાવાને લગતો છે. આ રામ્યારના વખતની અંદર ઉપર જણાવ્યું છે તેમ શીરાઝના થોડા જરથોસ્તીઓ જેઓને દીન તર્ક કરવાની ફરજ પડી હતી

તેઓએ જરથોસ્તી ખુન અને ઉમ્મતને જાળવી રાખવાને માટે એક કંઇક અજાયબી ઉપજાવનારી કોશેશ કીધી હતી. સારી જેવી સંખ્યાની અંદર અમુક દીન-આશક જરથોસ્તી કુટુંબોએ, એક નાનકડી જેવી પોતાની અંજુમન બરપા કીધી હતી. આ અંજુમનના તમામ જરથોસ્તીઓએ જાહેરમાં જરથોસ્તી દીનને તજી દઇ, પોતે ઇસ્લામી ધર્મ રાખ્યો છે એમ જાહેર કીધું હતું. આમ કરવાની તેઓની મકસુદ જુલમમાંથી છુટવાની અને અમુક જાતનાં શહેરીપણાંના હકો પ્રાપ્ત કરવાનીજ હતી. તેઓ પોતાની અંજુમનની અંદરજ બેટી-વહેવાર કરતા હતા, અને પોતાનાં ખુન અને એકાદને તેનાં અખંડ રૂપમાં જાળવી રાખવાને માટે ખાસ કોશેશ કરતા હતા. તે લોકો બાતેનીમાં ઘણી અચ્છી જરથોસ્તી તરીકતવાળી જીંદગી ગુજારતા હતા, અને તે જમાનાના ઇરાનીઓની વચ્ચે નેક સીરત અને પ્રમાણીક શહેરીઓ તરીકે જાણીતા હતા. આ લોકોની અંદરથી એમ કહેવામાં આવેલું છે કે ઘણા ઇલ્મદાર તેમજ અમલદાર લોકો પેદા થવા પામ્યા હતા. તે અંજુમનના વિદ્વાન લોકો પોતાની અંજુમનનાં ફરઝન્દોને ઘણી અચ્છી રીતે દીની તાલીમ આપતા હતા, અને હાશમી દીનના ભેદની સમજ આપતા—જેથી જરથોસ્તી મઝ્દયની તરફ તેઓ વફાદાર રહેતા. કમનસીબે જમાનાના દોરથી આવી અંજુમનો ધીમે ધીમે તફર્ગે થતી ગઇ, તેઓનાં ખુનની અંદર ખલલ ગવા લાગી, અને ત્રીજી ચોથી પહેડીએ તે અંજુમન મુસલમાન પ્રજાની અંદર સમાઇ ગઇ. આવી એક અંજુમનના સભાસદ તરીકે, મરહુમ ઉસ્તાદ સાહેબ કહેતા હતા, કે હકીમ ફીરદોસી તુસીએ જન્મ લીધો હતો. આપણે ખ્યાલ કરી શકયે તેના કરતાં જરથોસ્તી દીનને માટે તેઓમાં જ્ઞાન તેમજ ઇમાન ઘણું જ્યાદા હતું. કુદરતી કાયદે સવાલ ઉત્પન્ન થાય છે કે શું તેવણ પોતાનાં શરીરની ઉપર સુદરેહ તેમજ કુશ્તી રાખતા હતા કે? મરહુમ ઉસ્તાદ સાહેબે આના જવાબમાં મને એટલુંજ કહ્યું હતું કે મને આ સવાલનો જવાબ આપવાનો હોકમ નથી. જરથોસ્તી દીન સારૂ પોતનું લોહી બાળનાર શખ્સ કુદરતમાં ઘણો નાદર ગણાય છે. જરથોસ્તી આલાતોના વારસાના ભોગવટાની મનાઇ સીર્ફ કેશ્રાશ દેખાડે છે, પણ તેના શરીરના અનુએ અનુનો રાઘ અને તેના રૂવાનની રયનો ચૅરાગ જરથોસ્તીપણાની ઉપર સાબેત રહી શકે છે. આવા ઘણા ગુઝ સવાલોની આ જગા નથી—તેઓને ફાએશ કરવાનો આ જમાન નથી—જરથોસ્તી દીનના પાલવાના માનસીક બહોળા વીસ્તારનું આપણને ભાન નથી. પણ તુંને એટલોજ જવાબ હું આપું છું, કે **તારા કરતાં અને મારા કરતાં શાએર ફીરદોસી તુસી ખુને વધારે પુરા ઇરાની, અને ઇમાને તેમજ તરીકતમાં વધારે ખરા જરથોશ્તી હતા.** એટલે લગી એઓએ કહ્યું છે કે હકીમ ફીરદોસી તુસી એક ઇલ્મદાર ઇનસાન હોવા ઉપરાંત અમલદાર આદમી પણ હતા. વાંચનારને કદાચ હું લખીશ ત્યારે અચંબો ઉપજશે કે હકીમ ફીરદોસી તુસી સરોશ યઝદના અમલદાર હતા. બેહેરામશાહજીએ સમજાવ્યું હતું કે અમુક મરતબાની ખાસ તરીકત પાલીને સરોશ યઝદની મદદ મેળવવા માટે દસ મરતબે અને દસ જુદાં જુદાં રૂપમાં સરોશ યઝતની મદદ એક જરથોસ્તી મેળવી શકે છે, અને ખરેખર સરોશ યઝદ અમુક જાતની ખબરો તેમજ બીજી જાતની મદદો આપે છે. એમ કહે છે કે સરોશ યઝતની એક રૂપમાં

મદદ અને બસારત ખાબમાં સંભળાતા અથવા નીમ હોશમાં ઉંઘાતાં કાનની ઉપર પડતા અવાજના પડઘામાં મળી શકે છે. કોઇ વખતે ખુદ ઇનસાનના લેબાસની અંદર કોઈ આવીને બસારત કરી જાય છે. આવી રીતની દશ દશ જુદી જુદી રીતે સરોશ યઝદ ઇનસાનને મળી શકે છે. અને મરહુમ બેહેરામશાહજી ફરમાવતા હતા કે આ દશ પ્રકારમાંથી કોઇ એક પ્રકારમાં હકીમ ફીરદોસી તુસીને સરોશ યઝદની મદદ મળતી હતી. અને એમ પણ કહેતા હતા કે આ સરોશ યઝદની બસારતનો ઉપયોગ તેવણ કંઇ હરહમેશ નહિ કરતા હતા. આ મદદ પોતે પણ અમુક હદમાંજ મળતી હતી. હકીમ ફિરદોસી સરોશ યઝદના એક અમલદાર હતા તેની સાબેતી ખુદ શાહનામેહની અંદરથી પણ આપણને મલે છે. ફિરદોસીએ સુલતાન મોહમદના ખાસ ફરમાનથી આ યાદગાર શાહનામું લખ્યું એવી જે સાધારણ માન્યતા છે તે તદ્દન ખોટી છે. ખુદ ફિરદોશી પોતે લખી ગયા છે કે એવણ આસરે વીસ વરસ સુધી શાહનામું પોતાની પાસે લખીને રાખી મૂકયું અને કોઇ શાહી મુરબ્બીની શોધમાં હતા એવણ પોતે લખે છે :

'ચે ખુશ ગોફ્ત તુસી સુખુન હમચું દુર,
મુરબ્બી બે યારો મુરબ્બા બે ખુર,

તરજુમો:—'પેલા તુસના કવીએ કેવી સુંદર ઇબારતમાં મોટી જેવી બેતોમાં લખ્યું છે કે તું કોઇ શાહી મુરબ્બી શોધી કહાડ અને પછી મુરબ્બો ખાવા બેસ'

તે મુજબ ફિરદોશી કોઇ શાહી મુરબ્બીની શોધમાં હતા એટલા તેવણને ગઝનીના નામાંકીત સુલતાન મોહમદ નજરે પડયા. જ્યારે ફિરદોશી ગઝની જવા નીકલ્યા ત્યારે ગઝનીની દરબારના ઇરાની રાજ કવીઓને આ બીનાની ખબર પડવે તેઓ ગભરાટ અકરાટમાં પડીઆ. તે લોકોએ ફિરદોશીને ગઝની આવતા અટકાવવા અનેક તરકતો રચ્યાં અને ખોટા પેગામો ફિરદોસી ઉપર મોકલ્યા. આખરે તે લોકોની વચ્ચે ફાટફુટ પડી અને તે બીના જાહેર થઇ ગઇ. એક બદીઉદ્દીન કરીને ફિરદોસીના દોસ્ત હતા તેવણે આ સંબંધમાં અમુક હકીકતો ફિરદોશ ઉપર લખી મોકલી. બદીઉદ્દીનને જવાબ લખતાં નીચલી યાદગાર બેતો ફિરદોશ લખે છે :

"બ ગુશ અઝ સરૂશમ બસી મઝદ્દહાસ્ત,
દેલમ ગંજે ગવહર ઝબાન અઝદ્દહાસ્ત"

તરજુમો:—'સરોશ યઝદ તરફથી મને ઘણી એક સુંદર ખુશ ખબરો મળેલી છે. મારાં દીલમાં કિમતી ખજાનો ભરેલો છે અને મારી જબાન અઝદેહા જેવી કાતેલ છે."

બરજો નામાની ઉપર ચર્ચા કરતી વખતે, આપણને શાહનામાની અને તેના રચનાર અમર નામના મેશવી ગયલા હકીમ ફિરદોસીની વાતો કર્યા વગર ચાલતુંજ નથી. શાયર ફિરદોસીએ તો જરથોસ્તી ઇરાની તવારીખને ફારસી કવીતામાં અમૂક ખાસ રીતે રચીને એક ગોયા ઇરાની તવારીખ લખવાના નવા યુગને જન્મ આપ્યો છે. જો શાયર દકીકી જેવા એક ઇરાની જરથોસ્તી શાયર શાહનામુ રચવાનો સ્વપનો જોય નહિ, અને તેના વધુ ભગ્યશાળી ભાઇ શાયર ફિરદોસી- જરથોસ્તી મગુ મર્દની દુવા સાથે શાહનામા જેવું કાવ્ય રચે નહિ, તો અબુતાહેર તરસુસી જેવા હકીમ ફિરદોસીના ચેલા અને બીજા અનેક ઇરાની શાયરો બરજોનામા જેવા નામાઓ રચવાને પ્રેરાય નહિ.

બરજોનામાના રચનાર અબુતાહેર તરસુસી તેજ ગૃપના એક શાયર હતા કે જે ગૃપમાં 'દકીકી', 'ફિરદોસી' 'અસજદી' વીગેરે સમાઇ જાએ છે. આ બધા શાયરો જો કે જાહેરમાં 'જદીદ-ઉલ-ઇસલામ' એટલે નવા વટલેલા ઇસલામીઓ હતા, છતા પુરાતન ઇરાનની યાદ અને જરથોસ્તી દીનની ખરેખાઇ તેમજ એતેકાદ તેઓને સદાના છોડી ગયા નહિ હતાં. બરજો નામાની કેતાબ આવા એક ઇરાની બચ્ચાને હાથ લખાયલી છે, કે જેની લીટીએ લીટીમાં માઝદીયસ્ની જરથોસ્તી દીન અને પારસી પ્રજાની બુલંદીનો ચીતાર છે.

જ્યારે ઇરાન સરઝમીન ઉપર આ 'શાહનામુ' અને બીજા નામાઓનું સાહીત્ય તૈયાર થયું, ત્યારે તેની ખબર હીન્દના તે આગલા દીનદાર અને વીદવાન પારસી અથોરનાનોને પડી, કે જેઓને તે જમાનામાં ઇરાનના વીદવાન ઇરાની જરથોસ્તી મુબેદો સાથે સંબંધ તથા વહેવાર હતો. પછી આ મુબારક કેતાબોનો અભ્યાસ હીન્દના અથોરનાનોમાં થવા લાગો, અને હીન્દની પારસી કોમ મોહબત અને માનથી આ ઇરાની તવારીખની રંગીન કેતાબો વાચવા લાગી. પારસી કોમમાંથી જ્યારે ફારસી ભાષાનો અભ્યાસ કમી થવા લાગો, ત્યારે તે જમાનાના વીદવાન અથોરનાનોએ શાહનામાનો તેમજ બીજા નામાઓનો ગુજરાતી તરજુમો કરવાનું શરૂ કીધુ. આ તરજુમો કરનાર સાહેબોની ઉપર આફ્રીન છે કે તેઓએ પોતાની ફારસીમય ગુજરાતીમાં અસલ ઇરાની ફારસી લખાણોની ઝમક અને લહેજત કાયમ રાખી છે.

આ અદના સેવક કોઇ મોટો વીદવાન નથી. પરંતુ દીન ઉપર એતેકાદ રાખનાર જરથોસ્તી દીનનો ક્ષ્નુમની મુબારક ફીલસુફીનો એક અદના અભ્યાસી છે. પૂજ્ય ઉસ્તાદ સાહેબના કદમ ઉપર ઉભો રહેવાને જીંદગીમાં એક મોકકો ઉભો થયો હતો, તે માટે આ અદના સેવક સદા ઘણો મગરૂર છે, અને ઇલ્મની જે બાબદો અત્રે રજુ કરવામાં આવી

છે તે કુસુમના વીદ્વત્તા ભરેલા લખાણોના અભ્યાસનું પરિણામ છે કે જેમા માહરા વહાલા અંગત મિત્રો વીદવાન ડો૦ સાહેબ ફરામરોઝ સોહરાબજી ચીનીવાલા બી. એ. એલ. એમ. એન્ડ એસ ઓફ્થેલમીક સરજીઅન, અને તેવણના બીજા વીદવાન નાહના ભાઇ જેહાગીર–સોહરાબજી–ચીનીવાલા બી. એ. એલ એલ. બી. એડવોકેટના લખાણો અને તેઓ સાથની અંગત મસવરતો ખાસ છે. આ ભલા ભાઇઓએ આ કેતાબ તૈયાર કરવામાં તેમજ પ્રુફો તપાસવામાં જે ભારે મેહનત લીધી છે તે માટે હું તેઓનો આભારી છું. આ ઉપરાંત આ કેતાબના પ્રુફો તપાસવામાં તેમજ છપામણીના કામમાં માહરા ભલા વીદવાન મીત્ર મી૦ દીનશાહ શાપુરજી મસાની બી. એ. એ જે કીમતી મદદો આપી છે તે માટે તેવણનો અહેસાન માનું છું. આ ખરજો નામાના વોલ્યમો ફરી છપાવવાનું જે કામ કમતરીન સેવકે માથે ઉથાવ્યું છે, તેમાં દીનદાર અને નામાઓના શોખીન પારસી નરનારો પોતાનો ચાલુ સહકાર અને ઉત્તેજન આપી આ ખાકસારને આભારી કરશે એવી ઉમેદ રાખુ છું.

લી. દુવાગીર ખાકસાર,

**અરદેશર મા. તાડીવાલા.**

# બરજો નામું

## દફતર ત્રીજું

**ખલાસ થયો બરજો પાદશાહ અફ્રાસીઆબનાં બંદીખાનામાંથી અને તે નામવર કતરાંન જંગીની લડાઇમાં ગયો તે વિગેરે બીજો હેવાલ.**

જયારે કતરાંન જંગીના આવ્યાની ખબર પાદશાહ અફ્રાસીઆબને થઇ ત્યારે તેનું દીલ આતશની મીસાલ ગરમીમાં આવ્યું. પછી પીરાંન વજીરને ફરમાવ્યું કે તુરકી લશ્કરમાંથી જેટલું જોઇએ તેટલું લશ્કર પોતાની સાથે લઇને તે હબસીઓની મોકાબલે જાય. અફ્રાસી- આબની જબાનથી એવો હોકમ સાંભળીને પીરાંને કહ્યું કે અએ પાદશાહ ! તું એ લડાઇથી પોતાનું સર પાછું ફેરવ અને કતરાંન જંગીની લડાઇને તું આસાન કરીને ના જાણ. હું તુંને ફાયદાની જે વાત કહું તે તું કાન દઇને સાંભળ કે નામદાર બરજોનાં બદન ઉપરથી બંધ કહાડી નખાવીને બુઝોર્ગી સાથે તેને તારાં તખ્તની નજદીક બેસાડ અને તેને કેટલીએક મોટી આશા આપીને ખુશી કીધા પછી કતરાંન જંગીની લડાઇમાં રવાનાં કર, કે જે નામદાર બરજો તે નાપાક હબસીનાં મેદાનમાં જાય તો આપણી શરમ રહે, અને જો એ પહેલવાન તેની લડાઇ ઉપર કમર બાંધે તો આપણી મુરાદ મુજબ કામ બની શકે. જયારે પાદશાહ અફ્રાસીઆબે પીરાંન વજીરની જુબાનથી એવા દાનાઇ તદબીરનાં સખુનો સાંભળ્યા ત્યારે તેને શેતાબ હોકમ કીધો કે સરફરાજ બરજોને બંદીખાનામાંથી લાવે. એવો હોકમ સાંભળીને નામદાર બરજોને પાદશાહ અફ્રાસીઆબ નઝદીક લાવીને શેતાબ તેનાં બદન ઉપરથી ભારી બંધ કાઢી નાખ્યો. પછી પાદશાહ હસીને બરજોને કહેવા લાગ્યો કે શેરના પકડનાર બરજો ! આજ રોજે મારા પ્યારથી મારી મેહરશામીન ઓજારને મેં તુંને બક્ષી, પણ એક શરતથી બક્ષી કે તું કતરાંન જંગીને લડાઇનાં મેદાનમાં તેના ઘોડા ઉપરથી ખાકમાં ઉંધો નાખે તો તુંને તમામ પાદશાહો ઉપર બુઝોર્ગી આપું અને તે સાથે તારી ખેદમતમાં મારી બેટીને હવાલે કરીને તુંને આબરૂ સાથે ઇરાન જમીન રવાના કરૂં, કે તેથી તારા ખેશ કબીલાનાં લોકો તારી બુઝોર્ગી અને ખુબસુરત મેહબુબને જોઇ તારી ઉપર આફ્રીન કરે. જયારે નામદાર બરજોએ પાદશાહ અફ્રાસીઆબને મોઢેથી એવા મહેરબાનગી ભરેલા સખુનો સાંભળ્યા, ત્યારે તે બોલ્યો કે તારા જેવા પાદશાહનાં બખ્તની મદદથી શીહા બખ્તના કતરાનનું સર તારી દરગાહમાં લાઉં. એટલુ કહીને તે પોતાની સાથે કેટલુંએક તુરકી લશ્કર લઇ શાહેરમાંથી બહાર નીકળ્યો. જયારે બરજોના આવ્યાની ખબર કતરાંન જંગીને થઇ કે જેહાનના નામદાર

સોરાબનો બેટો શેરમર્દ બરજો લશ્કર સાથે દરીઆની મીસાલ જોશ કરતો આવી પહોંચ્યો, ત્યારે તે ખબર સાંભળીને કતરાંન હસ્યો, અને મશ્કેરી કરીને બોલવા લાગ્યો કે બરજોનો જવાન જીવ બલાનો આશનાવ થયો છે તેનાં સરને તનથી જુદું કરીને તેનાં બદનને ખાક અને ખુનનું કફન પહેરાવું. એટલું કહીને પછી પોતાનાં લશ્કરની સફ સમારી અને તમામ હબસીઓ ગુસ્સાથી લબ ઉપર કફ લાવી ઉભા. જ્યારે બરજોએ હબસીનાં લશ્કરને સફ સમારેલું જોયું, ત્યારે પોતાનાં તુરકી લશ્કરને ફરમાવ્યું કે શેતાબ લડાઇની સફ ખેંચે. તે હોકમ સાંભળીને તમામ તુરકી લશ્કરે મેદાનમાં સફ ખેંચી. પછી નામદાર બરજો ઘોડાને એડ મારી કીના ભરેલા શેરની મીસાલ મેદાનમાં આવી ઉભો, અને પોકાર મારી બોલવા લાગ્યો કે ઉંધાં બખ્તનો કતરાંન કયાં છે અને તે મારાં મેદાનમાં શા માટે આવતો નથી કે તે બેઅક્કલ હબસી છુપો થઇ બેઠો છે.

હવે જ્યારે કતરાંન જંગીએ બરજોને લડાઇનાં મેદાનમાં આવા સખુનો બોલતો દીઠો, તેજ વખતે કીના ભરેલા કતરાંને પોતાના ઘોડાને લડાઇનાં મેદાનમાં દપટાવ્યો, અને શેતાબ બરજોની મોકાબલે આવી કહેવા લાગ્યો કે અએ બેઅક્કલ મર્દ ! તારી ઉપર બદબખ્તીએ જોર કીધું છે યા તારાં મોતનો દરવાજો ખુલ્લો થયો છે. એ રવેસે દેલાવર હબસીનાં મેદાનમાં આવીને મોંહમાંથી લાંમકાફ સખુનો બોલે છે. હવે તું જો કે હમણા હું તારાં મગરૂરી ભરેલાં સરને ખાકમાં નાખું છું, કે જેથી તારી ઉપર એક તરફથી ઇરાની અને બીજી તરફથી તુરાંની અનજુમન ઝારી કરે. જ્યારે કતરાંનનાં મોહમાંથી નામદાર બરજોએ એવા સખુનો સાંભળ્યા ત્યારે તે કહેવા લાગ્યો કે અએ બદસુરત હબસી ! તું જો, કે હમણા તારા બન્ને હાથો બાંધીને તુંને પાદશાહ અફ્રાસીઆબ નજદીક લઇ જાઉં છું. હું તે મરદ છું કે કીનાનો વખત ચાહું તો સખત પથરને મોમની મીસાલ મસળી નાખું. એટલું કહેવા પછી પોતાના ઘોડાને એડ મારીને બબર જાંનવરની માફક હોમલો કીધો. જ્યારે કતરાંને એવો હુમલો જોયો ત્યારે તે કહેવા લાગ્યો કે કમબખ્ત બરજો ! તું મગર ફાડી ખાનારા શેરની મીસાલનો છે પણ મારી લડાઇનાં મેદાનમાં આવ્યો છે તે સબબથી હવે તું મારી ચુંગાલમાંથી ખલાસી પામવાનો નથી. અગરજો તુંને તારો જીવ પ્યારો હોય અને તારા જીવ ઉપર તુંને મહોબત આવતી હોય, તો 'હાથ બકશ' કરીને મારી નજદીક માફી માંગ કે હું તુંને તારો ગુનાહ માફ કરૂં.



## લડાઇ કીધી હબસીના પાદશાહ કતરાંને દેલેર બરજો સાથે તે હકીકત.



જ્યારે બરજોએ કતરાંનને મોંહથી આવા સખુનો સાંભળ્યા ત્યારે તેને હસીને કહ્યું કે અએ નાપાક શીહા રંગના અને શીહા જીવના હબસી, તારાં તનને મારા ગુરઝે કરી કુટી નાંખું. એટલું કહીને શેરની મીસાલ નેજો ઉઠાવ્યો. તેને જોઇને કતરાંન જંગીએ પોતાના હાથમાં નેજો પકડયો. નામદાર બરજોએ કતરાંન ઉપર એક નેજો એવો જોરથી માર્યો કે તેથી તે નાપાક હબસી પેચ ખાવા લાગ્યો. પછી બેઉ પહેલવાનો જોશમાં આવીને એકબીજા ઉપર નેજા મારવા લાગ્યા. એમ કરતાં જ્યારે નેજાઓની નોંક ટુકડા થઇ, ત્યારે બન્ને દેલાવરોએ

હાથમાં કમાન પકડી. પછી બરજોએ મસ્ત હાથીની મીસાલ પોકારીને કમાન ઉપર ચીલ્લો ખેંચ્યો અને એક ખંદગી તીર તે શીહા મોઢાંના હબસી ઉપર માર્યો કે તુરતજ કતરાંને પોતાની જગ્યાથી ખીસીને તે તીર રદ કીધો. પછી કતરાંન પોતાની કમાન ઉપર ચીલ્લો ચઢાવીને બરજો ઉપર તીરનો વરસાદ વરસાવવા લાગ્યો. એ મીસાલ બન્ને દેલાવરો એકબીજા ઉપર તીરો ફેંકવા લાગ્યા, તો પણ તે બન્ને લડાયક પહેલવાનોમાંથી કોઇ પણ ઉપર જમાનો આખેર આવ્યો નહિ. તેથી બન્નેનાં દીલ અંદેશા ભરેલાં થયાં. જયારે તીરની લડાઇથી બેકરાર થયા ત્યારે ભારી ગોરજ હાથમાં પકડયા. પછી કતરાંન જંગીએ બરજોને કહ્યું કે અએ પહેલવાન, અવ્વલ તું એક જરબ મારા ગોરજનો સંભાળ કે તારી તમામ ખુશી તું ભુલી જાય. એટલું કહી કીનાથી બાજુ ખોલી અને આદર–ગોશસ્પની મીસાલ ઘોડો દપટાવતો આવીને એક જખમ બરજોની ઢાલ ઉપર માર્યો કે તેના જરબથી બરજોની બાજુ આજેજ થઇ અને તેના ચહેરાનો રંગ જરદ મેથીની મીસાલ થઇ ગયો પણ શરમને વાસ્તે હોંશીયારી રાખી ઘોડાની પીઠ ઉપર બરાબર બેઠો. પછી જેમ ચીનનો દરીયો જોશમાં આવે તે મીસાલ ગુસ્સામાં આવીને કતરાંનને કહ્યું કે ઉંધા બખ્તના હબસી, હવે દેલાવર મર્દનો હુમલો સંભાલ. એ સખુન સાંભળીને કતરાંન હસ્યો અને બરજોને કહ્યું કે અએ જવાન, મેં જે જખમ તારી ઉપર માર્યો છે તે હું મારાં દીલમાં મેહેર લાવી આસ્તેથી માર્યો છે, અગર નહી તો તારા હાથ પાંઉના ટુકડા કરી નાંખતે. એટલું કહી પોતાનાં સર ઉપર ઢાલ પકડી. એવામાં બરજોએ કીનાથી એક ગોરજ તેનાં સર ઉપર માર્યો કે તેના જરબે કરી કતરાંનના ઘોડાની કમર વળી ગઇ અને ઘોડો ખાક સાથે લપટાઇ ગયો. તેજ વખત કતરાંન પીયાદો થઇ જમીન ઉપર ઉભો અને સેતાબ તલવાર ખેંચીને ચાહ્યું કે બરજોના ઘોડાના આગલા પગ કાપી નાંખે કે જેથી બરજો ખાકમાં પડે. જયારે નામદાર બરજોએ કતરાંનનો એવો મામલો જોયો કે શેતાબ ઘોડા ઉપરથી કુદીને જમીન ઉપર ઉભો રહ્યો. પછી બન્ને પહેલવાનો પાંઉપીઆદે એકબીજા ઉપર મસ્ત હાથીની મીસાલ દોડવા લાગ્યા અને એકબીજાનાં સર ઉપર ભારી ગોરજો મારવા લાગ્યા, જેથી કરી ગોરજો તેઓનાં સરમાંથી હાલવા લાગ્યા. જયારે કતરાંન જંગીએ બરજોની એવી સખ્ત લડાઇ જોઇ, ત્યારે પોતાનાં હબસી લશ્કર તરફ નેગાહ કરી હબસી જુબાનમાં કહ્યું કે બધાઓએ એક તરફથી હુમલો કરતા આવીને એ તેઝ ચુંગાલનાં ઇરાની પહેલવાનને પકડી લે. કતરાંનનો એ મીસાલે ઇશારો થયો કે તેના તમામ સવારોએ એક મરતબે જોશથી દોડતા આવી બરજો ઉપર હુમલો કીધો. જયારે તુરકી લશ્કરનાં લોકોએ બરજો ઉપર એવો મામલો જોયો ત્યારે પોકાર કરતા સર્વે કોઇ મેદાનમાં આવી પહોંચ્યા. એમ કરતાં બન્ને લશ્કરો એકબીજાં ઉપર ખંજરો તથા ગોરજો મારવા લાગ્યાં અને ધરપકડના અવાજથી તે જગો ગોયા રસ્તાખેજ થતી હતી અને દેલાવર સવારોના અવાજ આસમાન સુધી જવા લાગ્યા અને હર તરફથી લોહીની નહેરો ચાલવા લાગી. એ મીસાલ સખ્ત લડાઈ કરતાં રાતનો વખત જયારે નજદીક પહોંચ્યો, ત્યારે કતરાંન જંગીએ લડાઇ મોકુફ કીધી અને મેદાનમાંથી લગામ ફેરવી અને પોતાનાં મકાનની તરફ જઇ આસાયશ વાસ્તે કમર છોડી. તેને જોઇને બરજોએ પોતાના તુરકી લશ્કરને કહ્યું કે હબસીનું લશ્કર પાછું ફર્યું માટે આપણે પણ આપણાં મકાન ઉપર જઇને આસાએશ કર્યે. આવો હોકમ સાંભળીને તુરકી લશ્કરે પોતાના ઘોડાઓની લગામ ફેરવી અને પોતાનાં મકાન ઉપર આવીને આસાએસથી શરાબ પીવા બેઠા.



# ખબર થઇ પોલાદવંદ દેવને દલેર બરજોને બંદીખાનાથી ખલાસ થયાની અને લશ્કર ખેંચ્યું પોલાદવંદ દેવે પાદશાહ અફ્રાસીઆબ ઉપર તે હકીકત.



એ કેતાબનો લખનાર મોબેદ કહે છે કે એક દિવસે પોલાદવંદ દેવને ખબર થઇ કે તુરકસ્તાનના પાદશાહ અફ્રાસીઆબે પોતાનાં કામની ગરજને વાસ્તે બરજોને બંદીખાનામાંથી છોડયો છે, તે એવી શરતથી કે કતરાંન જંગીને પકડી પાદશાહ અફ્રાસીઆબની દરગાહમાં લાવે. એવી કબુલાતથી તે બેઅક્કલ અફ્રાસીઆબે બરજો જેવા ભારી દુશ્મનને બંદીખાનામાંથી છોડયો છે. જયારે પોલાદવંદ દેવે એવી ખબર સાંભલી ત્યારે પઝમોરદેહ થયો અને અફ્રાસીઆબ ઉપર લ્યાનત નાખવા લાગ્યો, કાંય જે તેને હવે નવું દરદ પેદા થયું. પછી કીનાથી જોશમાં આવી કહેવા લાગ્યો કે એ ઉંધી અક્કલના અફ્રાસીઆબનું સર તેનાં તનથી દુર કરૂં. એટલું કહીને પોતાનાં લશ્કરમાંથી બેશુમાર દેવો સાથે તુરાન જમીન તરફ રવાના થયો.

હવે એનો શાએર પોતાને કહે છે કે હવે તું પોલાદવંદ દેવને લશ્કર સાથે રાહમાં રાખીને બીજું અજાએબ દાસ્તાન કહે.

જયારે બીલોરી એવાને પોતાનો પરદો ખોલ્યો અને બાઝ જાનવરે પોતાનાં પર વીખેરીયાં ત્યારે શીહા કાગડાએ પોતાના માળા ઉપરથી પોતાનાં બચ્ચાં ઉઠાવી લીધાં અને રોમના પાદશાહે હિન્દુસ્તાનના પાદશાહને મેદાનમાંથી શેકસ્ત દીધી (યાને બામદાદનો વખત થયો) ત્યારે એક તરફથી નામદાર બરજોના લશ્કરમાંથી અને બીજી તરફ કતરાંન જંગીના લશ્કરમાંથી લડાઇના નગારાંના અવાજો નીકળવા લાગ્યા.

હવે પેલી તરફ જયારે પાદશાહ અફ્રાસીઆબ બામદાદને વખત ખોઆબમાંથી ઉઠયો ત્યારે પોતાના બેટા શેદાને ફરમાવ્યું કે અએ બાપના પ્યારા જીવ! તું આપણા તુરાની લશ્કરમાંથી દશ હઝાર સવારોની સાથે જઇને મેહરશીમીન ઓજારને શેતાબ મારી નઝદીક લઇ આવે, કાંયજે તે બેટી આજર બહમનના કીલ્લામાં રહીને રાત દિવસ શેર–શીકાર કરીને બેપરવાહીથી શરાબ પીએ છે તેથી આપણને શરમંદગી પહોંચે છે. જયારે બાપનો હોકમ સાંભળ્યો ત્યારે તેજ વખતે પોતાના લશ્કરમાંથી દશ હઝાર સવાર પોતાની સાથે લઇને શેતાબ આજરબહમનના કીલ્લા તરફ ચાલ્યો.

હવે આ તરફ જયારે બન્ને લશ્કરોએ મેદાનમાં શફ ખેંચી એવામાં શેરની હીમતનો બરજો પોતાનો ઘોડો દપટાવતો મેદાનમાં આવી બહારનાં વાદલાંની મીશાલ પોકારવા લાગ્યો અને બોલવા લાગ્યો કે નાપેકાર કતરાંન જંગી કહાં છે, કે તે મહારાં મેદાનમાં આવીને મારા ભારી ગોરજની લડાઇ જોય. જયારે કતરાંને બરજોની જબાનથી એવા સખુનો સાંભળ્યા ત્યારે તે ગુસ્સામાં આવ્યો અને ચાહ્યું કે મેદાનમાં જઇને બરજોના ઘોડાની જોલાનનો તમાશો જોય. એવા અંદેશામાં હતો તેવામાં જંગલની તરફથી એકાએક ભારી ગીરદ ઉઠી તેને કરીને આસમાન શીહા થયું. પછી તે ગીરદમાંથી દેવનું એક લશ્કર નજરે આવ્યું. તેની હરોલમાં

પોલાદવંદ કે જેની લડાઇથી અહરેમન આજેજ થતો તે નાપાક દેવ જાત કે જે આફરીકીની નસલનો હતો તે એક ઘોડા ઉપર બેઠેલો અને તેજ પવનની મીશાલ ઘોડાને શેતાબથી આગલ ચલાવતો હતો. જ્યારે કતરાંન જંગીએ તે દેવનું લશ્કર જોયું ત્યારે તે એક તાજા ફુલની માફક ખીલ્યો અને ખુશાલ થયો અને સેતાબ પોલાદવંદની નજદીક જઇને કહ્યું કે અએ દેવલોકના પાદશાહ તું નથી જાણતો કે મારી સામે અફ્રાસીઆબે શી રવેશની ચાલ ચલાવી છે, કે તેણે મારાં મીઠાં શરબતમાં જેર નાંખી મને મેહેરશીમીનઓજારની ઉમેદથી નાઉમેદ કીધો છે. જ્યારે પોલાદવંદ દેવે કતરાંનની જુબાનથી એવો સખુન સાંભળ્યો ત્યારે એક હાય મારીને તેને કહેવા લાગ્યો કે અએ કતરાંન હબસી, મેં એ બદબુન્યાદના બરજોને ઘણી એક મહેનતથી પકડી તેને ભારી બંધ સાથે બાંધીને ઉંધા બખ્તના અફ્રાસીઆબની પાસે મોકલ્યો હતો કે તેજ વખતે તે તેને જીવથી મારી નાંખે. તેના મુવાથી જાલનો રૂસ્તમ ગમના આતશમાં પડે એવો અંદેશો કરીને બરજોને ભારી બંધ સાથે મોકલ્યો હતો; તો જો કે તેને કતલ કરવાને બદલે ઉલટો તે બરજોને બંધથી ખલાસ કરીને આપણી સામે લડાઇ કરવા મોકલ્યો છે. વાસ્તે હવે હું અફ્રાસીઆબ અને પીરાંન વજીર વિગેરેને સર્વે તરફીઓને તુરાન જમીનમાં જીવતા નહીં રાખું, અને બે-બુન્યાદ બરજોને જીવથી મારીને તેને ખાકનું બીછાનું સોપું. એવી ગોફ્તેગોમાં પોલાદવંદ અને કતરાંન એ બન્ને જણા હતા. તેવામાં એક મક્રર ભરેલો હબસી આવીને કતરાંન જંગીને કહેવા લાગ્યો કે પાદશાહ અફ્રાસીઆબે પોતાના બેટા શેદાને કેટલાએક સવારો સાથે રવાના કીધો છે કે તે આજરબહમનનાં કીલ્લા તરફ જાય અને તે જગ્યાએથી મેહેરશીમીનઓજારને બોલાવી લાવે. વાસ્તે અએ પાદશાહ તુંને ગફલતમાં બેસી રહેવું નહિ ઘટે, કારણ કે આ વખત તદબીર કરવાનો છે કે જેથી કરીને મેહેરશીમીનઓજાર સહેલાઇથી આપણા હાથમાં આવે. જ્યારે કતરાંને એવી ખબર સાંભળી ત્યારે તે પોતા ઉપર પેચ ખાઇને પોલાદવંદને કહ્યું કે, "અએ નામદાર બુન્યાદના દેવ ! જો તું આ જગ્યાએ લશ્કરને સંભાલી રાખે તો હું આ જગાએથી જઇને મેહેરશીમીનઓજારને મારા હાથમાં લેઉં. જ્યારે તે કતરાંન જંગીની જુબાનથી આવા સખુનો સાંભલ્યા ત્યારે તે કેહવા લાગ્યો કે અએ નામદાર કતરાંન તારા જવાથી હું ખુશાલ છું, કાંય જે જે મુરાદથી તું આ જગ્યાએ આવ્યો છે તે તારી મુરાદ શેતાબ બર આવે. તું તે જગ્યાએથી પોતાની મુરાદ મુજબ કામ કરીને શેતાબ પાછો આવે તેટલાં હું આ મેદાનમાં બરજોના રોશન રૂઇને શીહા કરી નાંખું. જ્યારે કતરાંને પોલાદવંદની જુબાનથી આવા સખુનો સાંભલ્યા ત્યારે તેને તે ઉપર આફ્રીન કીધી. પછી તે હબસી પોતાના લશ્કરમાંથી કેટલાએક જબરદસ્ત સવારોને લઇને પોતે આજરબહમનના કીલ્લાની તરફ રાહ પાગી.

હવે આ તરફ જ્યારે નામદાર બરજોએ પોલાદવંદને જોયો ત્યારે ગુસ્સામાં આવીને કહેવા લાગ્યો કે અએ નાપાક રીમન દેવ તું આ જગ્યાએ કયાંથી આવી પહોંચ્યો છે. હવે ઘણું બહેતર થયું કે તું આ જગ્યાએ આવી પહોંચ્યો. જ્યારે પોલાદવંદે બરજોની જબાનથી આવા સખુનો સાંભલ્યા, ત્યારે બબરની મીશાલ પોકારતો બરજો ઉપર હુમલો કીધો. તેને જોઇને નામદાર બરજોએ કહ્યું કે અએ બદજાત અને બુરા તોખમના દેવ ! જે કોઇ મરદ હોય તેની રસમ એવી નથી કે તારી મીશાલ ફરેબથી દગો કરે. એ સખુન સાંભલી પોલાદવંદ દેવે મેદાનમાં ઘોડાને જોલાન દઇને ભારી ગોરજ ઉઠાવ્યો. તેને જોઇને બરજોએ શેતાબ શર

ઉપર ઢાલ પકડી પછી તેની ઉપર એક એવો જોરથી ગોરજ માર્યો કે જેથી બરજોના તનમાં લરજો પેદા થયાં અને બરજોના ઘોડાને જરબનો આશેબ પહોંચ્યો તેથી ઘોડા સાથે જમીન ઉપર પડયો. જ્યારે બરજો જમીન ઉપર પડયો તેજ વખતે શેરની મીશાલ કુદીને પાછો ઉભો થયો અને શેતાબ તલવાર ખેંચીને પોલાદવંદ ઉપર દોડયો. જ્યારે પોલાદવંદે એ રવેશે બરજોને ગુસ્સા ભરેલો જોયો ત્યારે શેતાબ ઘોડાની પીઠ ઉપરથી નીચે કુદી પડયો. પછી બન્ને નામદારો એક બીજા ઉપર ગુસ્સાથી લડાઈ કરવા લાગ્યા.

વળી એનો શાએર કહે છે જે તું એ બન્ને પહેલવાનોની લડાઇને એ જગ્યાએ પડતી રાખીને શાહજાદા શેદાની હકીકતના સખુનો સંભલાવ:—જ્યારે અફ્રાસીઆબ પાદશાહનો બેટો શેદો આજરબહમનના કીલ્લા ઉપર જઇ પહોંચ્યો તેજ વખત એક સફેદ હાથીની પીઠ ઉપર અંબાડી બંધાવીને તે અંબાડીમાં આફતાબના ચેહેરેની મેહેરશીમીનઓજારને બેસાડી અને દશ હઝાર સવાર તેના હાથીની આસપાસ ફરતા રાખીને દબદબા સાથે તુરકસતાનની તરફ રાહમાં ચાલ્યાં, તેવામાં દુરથી એક શીહા ગીરદ તેને નજરે આવી તે તરફ નેગાહ કરી અને જોયું કે બેશુમાર હબસીઓ હાથમાં તલવાર અને ગોરજો પકડીને તુરકી લશકર તરફ જોશથી ચાલ્યા આવે છે. જ્યારે કતરાંન જંગીએ દુરથી શેદાને જોયો ત્યારે એક હબસીને બોલાવીને કહ્યું કે શેતાબ શેદાની નઝદીક જઇને તેને મારાં નામથી કહે જે મેહેરશીમીન-ઓજારને મારે હવાલે કરે અને પછી પોતાની આબરૂ સાથે તુરાન તરફ ચાલ્યો જાય. કતરાંનની જુબાનથી આવા સખુનો સાંભલીને શેતાબ તે હબસીએ જઇને શાહજાદા શેદાને તમામ પોતાના સાહેબના સખુનો કહી સંભળાવ્યા. તે હકીકત સાંભળતાંને વાર શેદો ગુસ્સામાં આવીને તે હબસીને પોતાની હજુર ગરદન મરાવ્યો. જ્યારે કતરાંન જંગીએ એવો હાલ જોયો તેથી લશ્કરને ફરમાવ્યું કે લડાઇની શફ ખેંચે. તેજ વખતે લશ્કરે શફ ખેંચી. પછી પોતાનો ઘોડા મેદાનમાં જોહોકાવીને શેદાને કહ્યું કે મારી લડાઇના મેદાનમાં આવે.—એ સખુન સાંભલીને શેદાએ શેતાબ ઘોડો દોડાવતો આવીને તે હબસીનો રસ્તો બંધ કીધો. પછી તેને કહ્યું કે એ બદબુન્યાદના દેવ, હમણા નરે શેરની મીશાલની લડાઇ તું એ મેદાનમાં તારી નજરે જોશે. માટે એ શીહા મોઢાંના બદગોહર તું એ જગ્યાએ શું ખાહેશ રાખે છે. તે સાંભલીને કતરાંન જંગીએ જવાબ આપ્યો કે, અએ શાહજાદા, હું તારેથી એ ખાહેશ રાખું છું કે તું મેહેરશીમીનઓજારને મારે હવાલે કરે શા વાસ્તે કે હું તે માહતાબના ચહેરેની પુતલી ઉપર આશક થયો છું, કાંયજે એ ઓરત મારે લાયકની છે. જ્યારે શેદાએ કતરાંનના મોઢેથી એવા સખુનો સાંભલ્યા ત્યારે તે તુન્દીમાં આવી બોલવા લાગ્યો કે અએ નાપાક જાદા હબસી અવલમાં તારી જુબાનને ઉખેડી નાખું કે તું એવા સખુનો બોલે નહી. એટલું કહીને ભારી ગોરજ ઉઠાવ્યો ત્યારે કતરાંન જંગીએ શેદા ઉપર ગુસ્સાથી નેગાહ કરીને ઍલમાસના લોઢાંની તલવાર ખેંચી કે તે શાહજાદાના સરને ખાકમાં નાંખે. જ્યારે શેદાએ તેના હાથમાં તલવાર દીઠી ત્યારે પોતાના સર ઉપર ઢાલ પકડી. તેવામાં તે હબસીએ તલવાર એવી જોરથી મારી કે તેથી કરીને શેદાની ઢાલ અને તેના સર ઉપરની ટોપ કાપીને તે શાહજાદાનાં સરમાં લાગી તેથી શેદાએ એક હાય મારીને શેતાબ લગામ ફેરવી મેદાનમાંથી પાછો ફર્યો. જ્યારે કતરાંને શેદાને નહાસતો જોયો ત્યારે શેતાબ ઘોડો દપટાવતો તુરાંની લશ્કર ઉપર જઇ પડયો અને હર તરફથી શેરની મીશાલ દોડતો અને તુરકી

સવારોને ખાકમાં નાખતો હતો તેથી તુરકી લશ્કર પરાગનદે થઇ ગયું. પછી કતરાંન જંગીએ મેહેરશીમીનઓજારના સવારીના હાથીને પોતાના કબજામાં લીધો, અને એક કરીતુશ નામનો ઘણોજ જોરાવર હબસી જે જબરદસ્ત પહેલવાન હતો તેને હવાલે કીધો. અને તેને કહ્યું કે મેહેરશીમીનઓજારને શેતાબ આપણા લશ્કરમાં લઇ જાય અને હું આ જગ્યા તુરકી લોકોની રાહ બંધ કરૂં છું. અને તું આપણા લશ્કરમાં જઇ પહોંચે એટલામાં હું એ જગ્યાથી આવું. આ હોકમ સાંભલી કરીતુશ હબસી પોતાના કેટલાક હબસી સવારો સાથે મહેરશીમીન-ઓજારનો હાથી પોતાની સાથે લઇને હોશીઆરીથી પોતાના લશ્કરની તરફ ચાલ્યો.

હવે પેલી તરફ શેર મર્દ બરજો એક મસ્ત હાથી મીશાલ હરતરફ ફરતો હતો એવામાં કતરાંન જંગી ઘોડો નખાવતો પોતાના લશ્કરની નજદીક આવી પહોંચ્યો. તેને જોઇ લશ્કરના તમામ દેલેરો તેની નજદીક જઇ કહેવા લાગ્યા કે જાબુલી રૂસ્તમના તોખમથી હમો ઉપર ઘણી સખ્તી ગુજરી છે. જ્યારે તે નાપાક હબસીએ એવી હકીકત પોતાના લશ્કરના મોઢેથી સાંભલી ત્યારે માજીનદરાનના દેવની મીશાલ ઘોડો દપટાવતો બરજોની નજદીક આવી કહેવા લાગ્યો કે સાંમ તોખમના સગજી, હમણા તારાં તનથી સર જુદું કરી નાખું. તું પોતાના દિલમાં જાણે છે કે કતરાંન જંગી સાથે બરાબરી કરૂં. પણ હમણા તારાં તનથી સર જુદું થશે. શીહા મોઢેના હબસીથી એવા સખુન સાંભળીને બરજોએ તેને કહ્યું કે ઉંધી ચાલના તું એવા ગરૂરીના સખુનો બોલે છે પણ હમણા તારાં સરને ખારી ઝીલ્લતથી કાપીને પાદશાહ અફ્રાસીઆબની દરગાહમાં નજર તરીકે મોકલું. એટલું કહ્યા પછી ભારી ગોરજ ઉઠાવીને લોહારના હથોડાની મીશાલ તે હબસીના સર ઉપર કુટયો ત્યારે બરજોના ઝખ્મનો જરબ જોઇ કતરાંન જંગી હસ્યો. પછી મસ્ત શેરની મીશાલ ચુંગાલ મારી ઝેરી પાણીની શમશેર ખેંચી અને તે નામદારના ઘોડા ઉપર મારી, તેથી બરજોનો ઘોડો બરજો સાથે જમીન ઉપર લપટાઇ ગયો. તો પણ ગરદન ફરાજ બરજો સેતાબ ચીતાની મીશાલ કુદીને જમીન ઉપર ઉભો અને ચાહ્યું કે કતરાંનના ઘોડાને ખાકમાં નાંખે, પણ કતરાંન જંગી સેતાબ પોતાના ઘોડા ઉપરથી પીઆદો થઇને ઝેરી પાણીનું ખંજર ખેંચ્યું, અને તેજીથી દોડીને બરજોના ખભાં ઉપર માર્યું તેજ વખતે બરજોએ પોતાનું સર ચોરાવી લીધું. તેથી તે ખંજર બરજોના બાજુમાં લાગ્યું ત્યારે તે નામદારે ગુસ્સામાં આવી પોતાનું કાબુલી ખંજર ખેંચીને મસ્ત શેરની મીશાલ કુદયો અને તે નાપાક હબસીની એક આંખમાં માર્યું, તેના જખમથી તે હબસીએ પોકાર માર્યો. પછી બન્ને દલેરો દરીઆના મગરમચ્છની મીશાલ એક બીજા ઉપર ગુસ્સાથી હુમલો કરવા લાગ્યા.

હવે આ તરફથી જયારે પોલાદવંદ દેવ પોતાનાં લશ્કરમાંથી બરજોનાં મેદાનમાં જવાનો ઇરાદો રાખતો હતો તેવામાં કતરાંન જંગીનો પહેલવાન કરીતુસ મેહેરશીમીનઓજારનો હાથી લઇ પોતાનાં લશ્કરની તરફ જતો હતો. તેને પોલાદવંદ રાહમાં મલ્યો. તેજ વખત પોલાદવંદને આવતો જોઇ કરીતુસ પહેલવાને શેતાબ તલવાર ખેંચી. જયારે પોલાદવંદે તેને એ રવેશે દીઠો ત્યારે આસ્તે રહીને તેને કહેવા લાગ્યો કે અએ લડાઇના પહેલવાન, એ હાથી મારે હવાલે કરીને તું સેતાબ બરજોની લડાઇમાં જા. જ્યારે કરીતુસે એ સખુન સાંભલ્યો ત્યારે તેજ વખત આતશના શોળાની મીશાલ ગરમીમાં આવીને પોલાદવંદ દેવને કહ્યું કે, અએ બેહુન્દા મગજના અહરેમન, તું પોતાનો

રસ્તો પકડ, નહિ તો હમણાં તારાં સરને તારાં લોહીમાં ગરકાવ કરૂં. એ સખુન સાંભળીને પોલાદવંદ ગુસ્સામાં આવી એક જખમ તેઝ તલવારનો તેની ગરદન ઉપર માર્યો કે તે જખમે કરીને કરીતુસનું સર એક દડીની મીશાલ ઉડી ગયું, અને પછી તેની સાથે જેટલા સવારો હતા તે બધા ઉપર હુમલો કીધો, તેનો હુમલો જોઇ હબસીના સવારો નહાસવા લાગ્યા. પછી પોલાદવંદે ફરમાવ્યું કે મેહેરૂબની અંબાડી મારી સાથે લઇ આવે. એ રવેશે કહ્યા પછી તે લશ્કરને લઇને મેહરૂબ સાથે સેતાબ કુચ કરી આગલ ચાલ્યો અને માહાચીનના રસ્તાની તરફ પોતાનું મોંહ ધર્યું.

હવે તે તરફ બરજોનાં લશ્કરના તલાએઆ જંગલમાં ફરતા હતા તે તલાએઆ લોકો એકાએક દોડતા દોડતા આવીને બરજોને ખબર કહી, કે અએ શપેહશાલાર બરજો, મેહેર-શીમીનઓજારની અંબાડી કરીતુસ પહેલવાન લઇને આવતો હતો તેને પોલાદવંદ દેવે જીવથી મારી નાંખીને ચીનની તરફ લઇ ચાલ્યો. જ્યારે બરજોએ એવી હકીકત સાંભળી ત્યારે તેની આંખમાં જેહાન શીહા થઇ અને હેરાન રહીને કતરાંન જંગીને કહ્યું, કે અએ દેવબંદ પહેલ-વાન, હું જોઉં કે નાપાક પોલાદવંદ માહતાબને મોહીણીવાલી મેહેરશીમીનઓજારને શી રવેશે લઇ જાય છે. એટલું કહી શેતાબ બરજો લશ્કર સાથે પોલાદવંદની પછવાડે આદરગોશરપની મીસાલ દોડયો અને બામદાદના પવનની મીસાલ રાહમાં ચાલવા લાગ્યો.

હવે એનો શાએર કહે છે કે તું એક અજાયબ દાસ્તાન સાંભળ કે એ રવેશ પોલાદ-વંદ દેવ મેહેરશીમીનઓજારને લઇ માંજીનદરાંનના દેવની મીસાલ સેતાબીથી જતો હતો તેવામાં રાહને દરમ્યાન એક નદીના કીનારા ઉપર જઇ પહોંચ્યો. ત્યાં મેહેરશીમીનઓજારની અંબાડી, હાથીની પીઠપરથી નીચે ઉતારીને તે જગ્યાએ દેહરા માર્યા. પછી પોલાદવંદ દેવે મેહેરશીમીન-ઓજારને કહ્યું કે અએ શાહજાદી, ઘણીએક મુદત થઇ હું તારી ઉપર આશક છું તેથી મારો જાન અને તન તારી ઉપર ફીદા હોજો. વાસ્તે અએ મેહરૂબ, અગરજો તું મારી સાથે એક-દીલ થઇને મારા ઇશ્કની આગ બુજવે તો તમામ ચીનની બાનુઓ ઉપર તુંને સરદાર કરૂં. જ્યારે મેહેરશીમીનઓજારે એવા સખુનો શકલાબના પાદશાહ પોલાદવંદની જબાનથી સાંભળ્યા, ત્યારે અંદેસાથી બહાનું કરીને કહ્યું કે અએ દુન્યાનાં દરમ્યાનમાં ખુબસુરતી ભરેલા મરદ, હું તારી પાસે ત્રણ દહાડાની રજા માંગું છું, ત્યાર પછી હું તારી ખેદમતથી દુર નથી. જ્યારે મેહેરશીમીનઓજારની ઝબાનથી એવા સખુન સાંભળ્યા ત્યારે તેણે ઘણોજ ખુશી થઇને કહ્યું કે અએ નાજુક બદનની, તારા પાક જીવ સાથે અક્કલ હમેશાં યાર હોજો. તું મારી પાસે ત્રણ દહાડાની રજા માંગે છે તેને બદલે હું તુંને બે મહીનાની મેહતલ આપું છું. એવી ગોફતેગો કરીને તે જગ્યાથી ઉઠી પોતાની જગ્યા પર જઇ આરામ કીધો. જ્યારે બામદાદનો વખત થયો ત્યારે લશ્કરને ફરમાવ્યું અને કુચ કરી આગળ ચાલ્યો. એવામાં જંગલના દરમ્યાનમાં એક ગીરદ ઉઠી. તેથી પોલાદવંદ દેવના લશ્કરના સવારો ડર ભરેલા થયા. એમ કરતાં તે ગીરદમાંથી એક લશ્કર બહાર નીકળી આવ્યું. તે લશ્કરની હરોલ સપેહસાલાર બરજો શેરની મીશાલ ઘોડા ઉપર સવાર થયલો નજરે આવ્યો.



## લડાઇ કીધી દેલાવર બરજોએ પોલાદવંદ દેવ સાથે અને જખમી થયો પોલાદવંદ દેવ બરજોના હાથથી—પછી મેહેરશીમીનઓજારને બરજો પોતાના હાથમાં લાવ્યો તે હકીકત.



જેવો નામદાર બરજો પોલાદવંદ દેવના લશ્કરની નઝદીક આવી પહોંચ્યો તેવોજ ઘોડો નખાવતો આવીને પોલાદવંદને કહેવા લાગ્યો કે, એ નાપાક દેવ, તું ચાહે છે કે મેહેરશીમીનઓજારને લઇ જાય, પણ મારા ભારી ગોરજના જખમથી તારી પીઠ તોડી નાંખું અને મારી કમંદના પેચે કરી તારા સરને બંધમાં લાવું. જ્યારે પોલાદવંદ દેવે બરજોની જબાનથી એવા સખુનો સાંભળ્યા ત્યારે હસીને કહ્યું કે, એ બદ બુન્યાદના જાણુલી, મેં તને બે મરતબે જીવથી માર્યો નથી પણ હવે તારાં સરને તનથી દુર કર્યા વગર રહેવાનો નથી, કારણ કે જેહાનના દરમ્યાનમાં મેહેરશીમીનઓજાર મારી ઓરત છે. જ્યારે બરજોએ એવા સખુનો પોલાદવંદથી સાંભળ્યા ત્યારે તે દેવની અક્કલપર હસ્યો અને કહ્યું કે એ ઉંધા બખ્તના દેવ, તું હવે એવો બુરો ખ્યાલ મગજમાંથી કાઢી નાખ અને હમણા લડાઇની બાજુ ખોલ. એટલું કહી ઘોડાને જોલાન કરવા લાગ્યો. પછી કેતરાક ઉપરથી કમંદ ખોલીને નાપાક પોલાદવંદની ગરદન ઉપર નાંખી તેથી તે નાપાક દેવનું સર બંધમાં આવ્યું. તેજ વખતે પોલાદવંદ દેવે પણ પોતાની કમંદ બરજો ઉપર નાંખી, તેથી બરજોનું સર બંધમાં આવ્યું. પછી બન્ને ઘોડાઓની લગામ ફેરવીને એકબીજાને ખેંચવા લાગ્યા, અને તેઓના જોર કરવાથી તે બન્ને દેલાવરોની કમંદો તુટી ગઇ તોપણ બેમાંથી કોઇ પણ સવાર ખાકમાં પડયો નહિ. પછી બરજોએ પોકાર મારી મ્યાનમાંથી તલવાર ખેંચીને પોલાદવંદને કહ્યું કે એ નાપાક સીહા જીવના દેવ, હવે તારી જીંદગાનીની આખેરી આવી છે. જ્યારે પોલાદવંદ દેવે એ રવેશે તલવાર ખેંચેલો બરજોને જોયો ત્યારે તુરતજ પોતાના સર પર ઢાલ પકડી. તેવામાં તે નામદારે એક જખમ એવો તો માર્યો કે તેની ઢાલના બે ટુકડા કરીને તેના સર ઉપરની લોઢાની ટોપી કાપી નાંખી, તેથી કરીને પોલાદવંદના સરમાં તલવારનો જખમ કારગાહ થયો તેથી તે દેવ મસ્ત હાથીની મીસાલ પછાડ ખાઇને જમીન ઉપર પડયો. જ્યારે નામદાર બરજોએ એ રવેશે પોતાના દુશ્મનને ખાકમાં નાંખ્યો ત્યારે સેતાબ મેહેરશીમીનઓજારની સવારીના હાથીની નઝદીક ગયો અને તેણીના હાથીની આસપાસના દેવોમાંથી ત્રણુસો દેવોને જીવથી માર્યા. જ્યારે દેવોના લશ્કરે બરજોથી એવી રસ્તાખેજ જોઇ ત્યારે સર્વે દેવો પરાગન્દે થઇ જઇ જંગલની તરફ નાસી ગયા. તેથી નામદાર બરજો પોતાની માશુક મેહેરશીમીનઓજારને પોતાના હાથમાં લાવ્યો. પછી પોતે તમામ તુરકી લશ્કર સાથે એ જગ્યાએ મકાન કરીને દેહેરા માર્યા અને એક સવારને તમામ હકીકત કહીને પાદશાહ અફ્રાસીઆબને ખબર કહેવા તુરકસ્તાનની તરફ મોકલ્યો. પછી પછવાડે કેટલાએક તુરકી સવારો સાથે મેહેરશીમીનઓજારને તુરકસ્તાન તરફ રવાના કીધી.

હવે પેલી તરફ જ્યારે પોલાદવંદ દેવ પાછો હોશમાં આવ્યો ત્યારે સેતાબ મેદાનમાંથી ઉઠીને પોતાના લશ્કરમાં પવનની મીસાલ દોડતો ગયો, અને પોતાના દેવોને બોલાવીને કહેવા લાગ્યો કે, અય સરકશ દેવ લોકો હું એ નવજવાન મર્દનો ચારો કેવી તદબીરથી કરૂં ? કારણ કે એના જેવો જબરદસ્ત પહેલવાન મેં મારી નજરે કદી પણ જોયો નથી અને જાદુગર

લોકો તથા શેકારી શેર મરદો કોઇ તેની બરાબરી કરી શકતા નથી. આજ સુધી એના જેવો જબરદસ્ત પહેલવાન મારી મોકાબલે આવ્યો નથી. વાસ્તે તમો સર્વે કોઇ એ નવજવાનના બાબમાં મને મસલત શું આપો છો કે તે મુજબ હું તદબીર કરૂં. આ મુજબ પોલાદવંદ પોતાના દેવો સાથે મીજલસમાં બેસીને ગોફતેગો કરતો હતો.

હવે પેલી તરફ જ્યારે નામદાર બરજો કતરાંન જંગીને મેદાનમાં પડતો મુકીને પોલાદવંદની પછવાડે દોડયો ત્યારે તેને જોઇને કતરાંને પોતાના લશ્કરને હોકમ કીધો કે સેતાબ બરજોનો દુમબાલો પકડે. પછી કતરાંન પોતાના લશ્કર સાથે જે જગ્યાએ પોલાદવંદ દેવ ગોફતેગોમાં બેઠેલો હતો ત્યાં આવી પહોંચ્યો, અને પોલાદવંદની દરગાહમાં દાખલ થઇને બોલવા લાગ્યો કે અય દેવોના પાદશાહ, તું આ રવેશે ગમ શા માટે કરે છે? જ્યારે પોલાદવંદે કતરાંનની ઝબાનથી એવા સખુનો સાંભલ્યા ત્યારે કહેવા લાગ્યો કે એ હબસીના પાદશાહ, તું નથી જાણતો કે કાલે સોરાબના બેટા બરજોએ મારાં સર ઉપર તલવારનો જખમ માર્યો છે. એ સખુન સાંભલી કતરાંન જંગીએ દીલાસાથી કહ્યું કે તું કશી પણ વાતે ગમગીન નહિ થા. આવતી કાલે જો તું બરજોની લડાઇમાં જાય તો હું તારી પછવાડે ઉભો થાઉં છું. આ રવેશે કતરાંન જંગી અને પોલાદવંદ બન્ને ગોફતેગો કરીને ઉઠયા, અને પેલી તરફ નામદાર બરજો પોતાના લશ્કરના સપેહેસાલારો સાથે મીજલસમાં બેસીને મેહેરશીમીનઓઝારની યાદમાં શરાબની જાંમો ઉઠાવતો હતો.

હવે જ્યારે જેહાંનનો રોશન કરનાર આફતાબ બહાર નીકલ્યો ત્યારે બન્ને તરફના લશ્કરમાંથી લડાઇના નગારાના અવાજો ઉઠવા લાગ્યા, અને તમામ સવારો કીનાની કંમર બાંધીને જોશમાં આવ્યા. પછી સર્વે કોઇ લડાઇના મેદાનમાં આવીને સફ ખેંચી હોશીયારીથી ઉભા.



## લડાઈ કીધી પોલાદવંદ દેવે દેલાવર બરજો સાથે તે હકીકત.



જ્યારે બન્ને તરફથી લડાઇની સફ તૈયાર થઇ ત્યારે નામદાર બરજોએ પોતાના પહેલવાનોને ફરમાવ્યું કે સવારીનો ઘોડો લાવે. તેજ વખત ખીદમતગાર લોકોએ ઘોડા ઉપર જીન માંડીને પાખર નાંખી. પછી નામદાર બરજો શેરની મીસાલ કુદીને ઘોડા ઉપર સવાર થયો, અને હાથમાં ગોરજ પકડીને શેરની મીસાલ પોકાર મારતો મેદાનમાં આવ્યો, અને આવાજમારી કહ્યું કે પોલાદવંદ દેવ કહાં છે કેમ તે મારી લડાઇમાં આવતો નથી. જ્યારે આ રવેશે પોલાદવંદે બરજોને મેદાનમાં પોકારતો જોયો ત્યારે તે પોતાના તનથી લરજવા લાગ્યો કે હવે બખત બરગસ્તે થયું. પછી પુછ્યું કે હબસીનો પાદશાહ કતરાંનજંગી કયાં છે તેને ખબર કરે કે હું બરજોની લડાઇમાં જાવું છું, વાસ્તે મારી મદદે સેતાબ આવી પહોંચે. એટલું કહીને પહાડની મીસાલનો ઘોડો મેદાનમાં ચલાવ્યો, અને માઝીનદરાંનના દેવની મીશાલ પોકાર મારીને બરજોને કહ્યું કે એ ઉંધા બખ્તના જાબુલી, હવે તારા તનને ખાકમાં નાંખું છું. એટલામાં કતરાંનજંગી મેદાનમાં આવી પહોંચ્યો અને અવાજ કરીને પોલાદવંદને કહ્યું કે, એ પાદશાહ

તને સજાવાર નથી કે તું પાદશાહ થઇને આ નાપાક બદનસલના જાણુશી સાથે ગોફ્તેગો કરે. વાસ્તે શેતાબ તેના તનને સીહા ખાકનું કફન પહેરાવવું જોઇએ, અને જેમ એક મુર્ગનું સર તેના તનથી ઉખાડી નાંખ્યે છીએ તે મીસાલ બરજોના સરને ઉખેડી નાંખવું જોઇએ, કારણ કે આટલા વાસ્તે હું તારી પછવાડે આવી ઉભો છું. આ મેદાનમાં તારી લડાઇનો તમાશો હું મારી નજરે જોવું. જયારે પોલાદવંદે કતરાંન જંગીના ઝબાનથી એવા સખુનો સાંભળ્યા ત્યારે તેને કહ્યું કે એ શરફ્રાજ પહેલવાન, તું આ જગ્યાએ આરામ પકડીને ઉભો રહે અને હમણાં હું બરજોની આખેર લાવું છું. એટલું કહીને એક નેજો બરજોની કમરબંદ ઉપર માર્યો તેજ વખત નામદાર બરજો જોશમાં આવીને એક નેજાનો જખમ તે નાપાક દેવના સીના ઉપર માર્યો. તે નેજાના જખમથી પોલાદવંદ નેતરનાં ઝાડની મીશાલ ધ્રુજવા લાગ્યો. આ મીશાલે એકસો સાંઠ જખમ એકબીજાના સીના ઉપર માર્યા તો તે બન્નેમાંથી એક પણ પહેલવાનના જીવને નુકશાન પહોંચ્યું નહિં, અને જયારે તેઓના નેજાઓની નોંક ભાંગી ગઇ ત્યારે પોલાદવંદે ભારી ગુરજ ઉઠાવી કહ્યું કે એ બેહુદા મગજના જાણુલી, તું હમણાં મરદાંને મરદની લડાઇ તારી નજરે જોશે, કારણ કે મેં તને ત્રણ મરતબે જીવથી સલામત જવા દીધો છે. પણ હવે મારા હાથનો એક જખમ સંભાલ કે તેથી રખેને તું તારા દીલની ખુશીને ફરામોશ કરે. આ સખુનો સાંભલીને બરજોએ કહ્યું કે, એ બેવકુફ, એવું બેહુદાઇથી બોલવું મોકુફ કર અને જો તું મરદાનગી રાખતો હોય તો તે આ મેદાનમાં જાહેર કર. કારણ કે એવું નાલાયક બોલવું લડાઇના મેદાનમાં જેબ દેતું નથી. જયારે પોલાદવંદે બરજોથી આવા સખુનો સાંભલ્યા ત્યારે તેજ વખતે ભારી ગોરજ ઉઠાવ્યો અને બરજોને કહ્યું કે અગર જો તું લડાયક સવાર છે તો મારા ગોરજનો જરબ સંભાલ; અગર નહિં તો હમણાં તારા સરમાંથી મગજ બહાર નીકલી પડશે. એટલું તેનું કહેવું કે બરજોએ પોતાના સર ઉપર ઢાલ પકડી અને દીલમાં પાક યઝદાંનને યાદ કરી કહ્યું કે અએ દાદગર આ નાપાકની લડાઇમાં મારો મદદગાર તું થઇને આ નાપાકના જખમથી મારા જાનને નેગાહ રાખજે કે તેથી મારા બુઢા પાકજાત બાપ રૂસ્તમ અને જાલેજરના દેલ ખુશી ભરેલાં થાય.



## ગોરજ માર્યો દેલાવર બરજોએ પોલાદવંદના સર ઉપર અને તે ગોરજના જરબથી તેનું સીંગડું ભાંગી ગયું તે હકીકત.



આ રવેશે પાક દીનનો બરજો હકતાલાની દરગાહમાં આજેજી કરતો હતો તેવામાં પોલાદવંદ દેવે ગુસ્સાથી ભારી ગોરજ બરજોના સર ઉપર માર્યા પછી નામદાર બરજો પોતાનો ઘોડો તે જગ્યાએથી આગલ ચલાવીને પોતાની ઝબાન પર પાક યઝદાનનું નામ યાદ કીધું, અને ગાવ્યાની ગોરજ પહાડ મીશાલ ઉઠાવીને પોલાદવંદને કહ્યું કે એ ઉંધા નસીબનાં બેયાનતી દેવ તું હવે દલેર પહેલવાનનો જરબ સંભાલ. એટલું કહી કીનાએ કરી તે નાપાક ડરામણી સુરતના દેવના સર ઉપર એક જરબ એવો માર્યો કે તે નરેદેવના સર ઉપરનું એક શીંગડું ભાંગી નાખ્યું. તેના દરદથી પોલાદવંદ દેવ બેભાન થઇ ગયો; તેવોજ બીજી મરતબે બીજા ગોરજનો જરબ તેના સર ઉપર માર્યો; એવામાં કતરાંન જંગીએ પોલાદવંદ દેવને

અવાજ મારી કહ્યું કે અએ નામદાર પાદશાહ હવે હું દેવનો પકડનાર જંગી તારી મદદે આવી પહોંચ્યો છું. એટલું કહીને કતરાંને બરજોને કહ્યું કે એ બદગુમાન શગજી, તું ચીન અને માહ ચીનના પાદશાહની અદબ રાખતો નથી અને પોતાની મગરૂરીથી બેઅદબી ભરેલું કામ કરે છે. પણ હવે તુ એમ જાણ કે આજ રોજે તારી ઉપર અજલે જોર કીધું છે, તેથી તું પોતે તારા પગે ચાલીને ઘોરમાં આવ્યો છે. હું તુને મારી તેજ તલવારે ટુકડા ટુકડા કરી નાંખું. અગર તું પેચદાર સાંપની મીસાલનો છે તો શું મુજાકો છે. હવે તુને આ મેદાનમાંથી તારો જાન લીધા વગર જવા દેવું નહીં. એટલું કહી તલવાર મ્યાનમાંથી ખેંચી.

## લડાઇ કીધી નામદાર બરજોએ હબસીના પાદશાહ કતરાંન સાથે તે વિગેરે બીજો હેવાલ.

જ્યારે બરજોએ કતરાંનના હાથમાં ઝેરી પાણીની તલવાર જોઇ ત્યારે તેને કહ્યું કે, એ નાપાક હબસી, તું એટલી લાફ શા માટે મારે છે. હમણા તારા હાથ બાંધીને પાદશાહ અફ્રાસીઆબ પાસે લઇ જાવું. મને તારેથી અને તારા લશ્કરથી કાંઇ પણ ડર નથી. જ્યારે કતરાંન જંગીએ બરજોની ઝબાનથી એવા સખુનો સાંભળ્યા ત્યારે પોતાના મોંઢાનો રંગ ગુસ્સાથી ગલીની મીસાલનો કરીને કહેવા લાગ્યો કે, અએ રૂસ્તમના બેટાના બેટા, હવે મારા તલવારનો એક જખમ સંભાલ. તેનું એટલું કહેવું કે બરજોએ સેતાબ પોતાના સર ઉપર ઢાલ પકડી. એવામાં કતરાંન જંગીએ પોતાના ઘોડાની રેકાબ ઉપર ઉભો થઇને એક જખમ બરજો ઉપર માર્યો કે તે જખમે કરી બરજોની ઢાલ કપાઇને એક મરતબે બરજોના ઘોડાની ગરદન ઉપર લાગ્યો, તેથી તે ઘોડો ખાક ઉપર પડયો. તેવોજ નામદાર બરજો ચીત્તાની મીસાલ કુદીને જમીન ઉપર ઉભો રહ્યો અને કતરાંન જંગીને કહ્યું કે, એ નાપાક હબસી, તેં મારા નામીચા ઘોડાને માર્યો તેનો કશો મુજાકો નથી. કારણ કે હું સવારી કરતાં પાઉં-પીયાદો નરેશેરની મીસાલ લડાઇ કરૂં છું. જ્યારે કતરાંન હબસીએ બરજોની જુબાનથી એવું સાંભલ્યું ત્યારે ગુસ્સામાં આવીને ગોરજ ઉઠાવ્યો કે પહેલવાન બરજોના સર ઉપર મારે. એવો મામલો જોઇને સેતાબ નામદાર બરજોએ ચીત્તાની મીસાલ કુદીને કતરાંન જંગીનું ગરેબાન પકડયું. તેની એવી દલેરી જોઇ પહેલવાન લોકો અજબ થવા લાગ્યા. પછી પોતાના જોરે કરી કતરાંન જંગીને ઘોડાની પીઠ ઉપરથી નીચે નાંખ્યો. તેજ વખતે બન્ને સરકશ પહેલવાનો એક બીજા સાથે લપટાઇ ગયા. બન્ને તે ગોયા પહેલવાનો નહિ હતા પણ એક સાંપનું જોડું લપટાયલું હતું. એમ કરતાં એક બીજાની ગરદન ઉપર હાથ નાંખી એક બીજાના તન ઉપર ભારી ગોરજ મીસાલ મુકકીઓ મારવા લાગ્યા. તે મુકકીઓના ધપકારાએ કરી પાહડોના દીલ ધ્રુજવા લાગ્યાં, અને તેઓના પગના જોરે કરી જમીન આજેઝ આવી. જ્યારે પોલાદવંદ દેવે તેની આવી સખત લડાઇ જોઇ ત્યારે પોતાના તમામ દેવોની તરફ નેગાહ કરીને કહ્યું કે હું ખુશકી અને દરીઆમાં ફર્યો છું અને ખુશકીમાં મેં જબરદસ્ત પહેલવાનોને જોયા છે અને દેવોના બાંધનાર જેહાં પહેલવાન રૂસ્તમ સાથે મેં લડાઇ કીધી છે પણ આ સેહરાબના બેટાની મીસાલની લડાઇ જેહાનમાં કોઇ કરી શકે નહિ.

## પકડાઇ ગયો બરજો કતરાંન જંગી અને પોલાદવંદ દેવ એ બન્ને પહેલવાનોના હાથ ઉપર અને બરજોને લઈ જઇને કાકેલના જંજીરામાં બંધ કીધો તે હકીકત.



જ્યારે પોલાદવંદે પોતાના લશ્કરને એ મીસાલે સખુનો કહ્યા ત્યાર પછી પોતે કલબગાહમાંથી બહાર આવીને પોતાનો ઘોડો મેદાનમાં જોંહકાવ્યો અને પોતાના હાથમાં સાંઠ પેચની કમનદ પકડીને આસ્તે આસ્તે બરજોની પીઠ પછવાડે બેમાલુમ ચાલવા માંડયું. તે વખત નામદાર બરજો ગફલતથી પોતાના હમનબર્દ કતરાંન જંગીની સાથે કુસ્તીની લડાઇમાં મશગુલ થયલો હતો. તેથી કરીને તે પોલાદવંદના દગાથી નાવાકેફ હતો કે તે બદસુરત દેવ તેની પછવાડે કમીંગાહામાં છુપો આવે છે. જ્યારે કતરાંન જંગીએ એ રવેશે પોલાદવંદને કમીંગાહ કરતો બરજોની પછવાડે આવતાં જોયો ત્યારે પોતાના દીલમાં ઘણો ખુશી થઇને બરજોને ગાફેલ કરવાને વાસ્તે બોલંદ અવાજથી પોકારવા લાગ્યો અને દેવ લોકની ઝબાનમાં પોલાદવંદને ઇસારત કરી કહેવા લાગ્યો કે હું એ લડાયક શેરને ફરેબથી લડાઇમાં મશગુલ રાખું છું. એ રવેશે તે નાપાક દેવો દગાબાજીમાં હતા એવામાં બરજોએ કતરાંનની કમરબંદ પકડીને ચાહ્યું કે તેને ખાકમાંથી ઉઠાવે. જ્યારે પોલાદવંદે જોયું કે સરફરાજ બરજો કતરાંન જંગી ઉપર ગાલેબ આવ્યો છે ત્યારે તે નાપાકે સેતાબ કમંદનો ફાંસો બરજોની ગરદનમાં નાંખ્યો તેથી સરફરાજ બરજો પહેલવાન ગાભરો પડયો અને પછવાડે જોયું તો પોલાદવંદ દગાથી પીઠની પછવાડે ઉભેલો છે. તેને જોઇને તે ઉંધા બખ્તના પોલાદવંદની તરફ ગલબો કીધો ત્યારે કતરાંન હબસીએ પછવાડેથી પોતાની કમંદ બરજોની ગરદન ઉપર નાંખી જ્યારે નામદાર બરજો બન્ને તરફથી કમંદના બંધમાં આવ્યો ત્યારે બરજો પોતાના દીલથી નાઉમેદ થયો. એવામાં તે બન્ને સરકસ દેવોએ બન્ને તરફથી સખ્ત જોર કીધું તેથી નામદાર બરજો એક મસ્ત હાથીની મીસોલ જમીન ઉપર પડયો. તે વખત તે બન્ને દેવોએ સેતાબ બરજોને ઓસ્તવાર બાંધી લીધો.

એ ઉપર એનો શાએર એમ કહે છે કે એ ફરતા આસમાનની ચાલ એવીજ છે. એક શખ્સને આસમાન મોરાદનો ચલાવનાર કરે છે અને કદી વલી એકાએક બીજાઓની નઝદીક તેને હાજતમંદ પણુ કરે છે. વખત ઉપર બુઝોંગીના તખ્ત ઉપર બેસાડે છે અને વખત ઉપર ખોહારીની ખાકમાં નાંખે છે. એ આસમાનને પોતાના ફેલથી કશી શરમ નથી.

જ્યારે તુરકી લશ્કરે એ રવેશે નાપાક દેવોના દગાથી બરજોને કેદ પકડાયલો જોયો તેજ વખતે સર્વે કોઇ પવનની મીસાલ તે જગ્યાએથી પોતાનો જાન સલામત લઇ નેનાહસી ગયા, અને સેતાબ અફ્રાસીઆબની નઝદીક જઇને તમામ હકીકત તેને જાહેર કીધી.

હવે પેલી તરફ પોલાદવંદ દેવ અને કતરાંન જંગી અંદેશો કરવા લાગ્યા કે એ સરકસ શેરની મીસાલના બરજોને શું સજા કરવી જોઇએ. પછી પોલાદવંદે કહ્યું કે અય કતરાંન, કોઇ નહી જાણે તે મીસાલ હું બરજોને કાકેલના જંજીરા ઉપર લઇ જાઉં અને તે જગ્યાએ એ પહેલવાનને ગારમાં બંધ કરૂં. ત્યારે કતરાંને જવાબ દીધો કે, એ પાદશાહ, તું

મુખ્ત્યાર છે, તારી નજરમાં આવે તે મુજબ કર. પણ તું જો કે એ જાબુલીએ આપણા ઉપર શું મુસીબત ગુજારી છે, કે તારા સર ઉપરથી એક સીંગડું કોતાહ કરી નાખ્યું છે અને ખંજરના જખમે કરીને મને એક આંખે કાંણો કરી નાંખ્યો છે તેથી હું બદસુરતીના હાલમાં આવ્યો છું. વાસ્તે અગર જો તારી મરજી હોય તો હું એ શગજી તોખમના બરજોને કતલ કરૂં. એવી ગોફતેગો કરીને પછી પોલાદવંદ બરજોને કાકેલના જંજીરાની તરફ લઇ ગયો અને તે જંજીરા ઉપર એક ગાર હતો તેમાં તેને સખ્ત બંધ સાથે કેદ કરીને પોતે પાછો ખુશકી ઉપર આવ્યો.



## ખબર થઇ જાબુલીસ્તાનમાં તેહમતન રૂસ્તમને બરજોના કેદ પકડાઇ ગયાની તે હકીકત.



જયારે નામદાર બરજોના કેદ પકડાઇ ગયાની ખબર કેટલેક દહાડે તાજ—બક્ષ રૂસ્તમને થઇ કે શેર મરદ બરજો ચીનના મુલકમાં કેદ પડયો છે અને પોલાદવંદ દેવે તેને પકડી કેદ કીધો છે તે સાંભલીને તેનું ખુશી ભરેલું દીલ પાછું ગમગીન થયું. પછી બુઢ્ઢા જાલને પૂછયું કે અયે દાનાવ બાપ, હવે કામની તદબીર કરવી જોઇએ કે જેથી નામદાર બરજો બંધથી ખલાસી પામે. એ સખુન સાંભલીને સરફરાજ જાલે રૂસ્તમને કહ્યું કે એ લડાઇમાં જો આપણો ફરામર્જ જાય તો એ કામને તે નામદાર સરંજામ પહોંચાડે. કારણ કે હવે આપણામાં દેવલોકો સાથની લડાઇની તાકાત રહી નથી. મગર ગરદનકશ ફરામર્જ જો કીનાની કંમર બાંધીને તે તરફ જાય તો બરજોને કેદમાંથી છોડવીને કતરાંન અને પોલાદવંદના સરને ખાકમાં નાંખે જેથી કરીને આપણું નામ પાછું બુલંદીમાં પહોંચે.

સરફરાજ જાલેજરથી એવા સખુન સાંભલીને તેને કહેવા લાગ્યો કે એ બુઢ્ઢા બાપ, એ કામની તદબીર કરવામાં મારા દીલમાં ભારી અંદેશો પેદા થયો છે. કારણ કે ફરામર્જને બરજો સાથે મીનાકેસો થયો છે તે સબબથી ફરામર્જને એ કામ ઉપર મોકલવો નામુનાસેબ છે વાસ્તે એ કામ ઉપર મને જવું જોઇએ. હું મારા જરગીલ ખેદમતગાર સાથે તે તરફ જાઉં અને કતરાંન તથા પોલાદવંદને તેઓની સજાએ પહોંચાડીને મારા બરજો બેટાને તેઓના બંધથી ખલાસ કરૂં. એટલું કહીને ફરમાવ્યું તેથી બબરેબ્યાન લાવીને હાજર કીધું. પછી તેહમતન રૂસ્તમે પોતાનું બબરેબ્યાન પહેડીને તે ઉપર તમામ ભારી હથીયારો બાંધી લીધાં અને હોકમ કીધો કે તગાવર રખશ ઉપર જીન કરે. પછી પોતાના બાપ જાલને કહ્યું કે અગર ઇરાનના પાદશાહને કાંઇ કામ આવી પડે તો તમો ફરામર્જ સાથે સેતાબ કંમર બાંધીને તે નેકબખ્ત પાદશાહની ખેદમતમાં હાજર રહેજો.



## ગયો પીલતન રૂસ્તમ જરગીલ ખેદમતગાર સાથે બરજોની ખલાશી વાસ્તે અને જંગલમાં રાહ ભુલી ગયાથી ગોશબીનગોશની સાથે મુલાકાત થઇ તે હકીકત.



જ્યારે સરફરાજ જાલને તેહમતન રૂસ્તમે પાદશાહ કેખશરોની બાબદમાં કેટલાએક સખુનો કહી સંભલાવ્યા ત્યાર પછી પોતાના રખશની પીઠ ઉપર સવાર થઇને જરગીલ ખેદમતગાર સાથે રાહ માપીને કાબુલની નજદીક જઇ પહોંચ્યો. તે ખબર કાબુલના પાદશાહ મેહેરાબને થઇ કે તેહમતન શહેરની તરફ આવી પહોંચ્યો તેજ વખત પોતાના મહેમાન રૂસ્તમને વાસ્તે ખોરમ બહેસ્તની મીસાલની એક જગો સમારીને તૈયાર કીધી. પછી પોતાના તમામ અમીરોને બોલાવીને કહ્યું કે, આપણે સર્વે તાજબક્ષ રૂસ્તમને એસ્તકેબાલ જઇએ. એવી ગોફતેગોમાં તેઓ હતા એટલામાં જેહાં પહેલવાન રૂસ્તમ મેહરાબશાહની દરગાહમાં આવી પહોંચ્યો અને એક હફતા સુધી તે જગ્યાએ મેહમાન રહ્યા પછી આંઠમે દીવસે જેહાં પહેલવાન રૂસ્તમે મેહેરાબ પાદશાહની નજદીક બરજોની તમામ હકીકત બ્યાન કરીને કહી. પછી તે જગ્યાએથી રૂખસદ લઇને ચીનના મુલકની તરફ આગળ ચાલ્યો.

જ્યારે ૭ દહાડા અને ૭ રાત સુધી આગલ ચાલ્યો અને જંગલમાં જેહાં પહેલવાને પોતાનો રખશ ઉભો રાખીને આસપાસ નજર કરી જરગીલને કહ્યું કે, અયે જરગીલ, આપણે આ જંગલમાં રાહ ભુલી ગયા છીએ કારણ કે આ રસ્તો ચીન જવાનો નથી અને હું નથી જાણતો કે આપણે આ કયા રસ્તાપર આવી પહોંચ્યા છીએ. એ રવેશે કહીને રૂસ્તમે રખશ આગલ ચલાવ્યો. એટલામાં એક ગામડું તેઓની નજરે આવ્યું તે તરફ રખશને ચલાવ્યો અને તેની નજદીક જઇને જોયું તો તે જગ્યાએ એક લશ્કર પડેલું છે. તે લશ્કરના આદમીઓની આંખ ઘણી ઝીની અને લબ બદસુરત હબસીની મીસાલ મોટા હતા અને તમામ આદમીઓની સીકલ સીહા રંગની નજરે આવતી હતી.

જ્યારે જેહાને સુફેદી પકડી અને બામદાદનો વખત થયો ત્યારે તેહમતન રૂસ્તમ તે ગામડાની નજદીક ગયો અને જોયું તો તે ગામની તમામ રૈયતને હાથ પગથી બાંધીને તેઓની ઉપર ભારી સખ્તી પાડે છે અને તે ગામના તમામ મરદ તથા ઓરતો તથા બચ્ચાંઓ સર્વે તે નાપાક લશ્કરના જોલમથી પોકાર અને જારી કરે છે. અને કેટલાંએક આદમીઓના શરને તેઓના તનથી ઉખેડી નાંખેલાં અને ખાક ઉપર પડેલાં છે અને કેટલાંએક આદમીઓને તેઓના હાથ પગ બાંધીને ઉંધા ટાંગેલાં છે. જ્યારે તેહમતન રૂસ્તમે સર્વેને એ રવેશ બેચારા થઇ ઝીહાંનગાર લશ્કરના હાથમાં કેદ પડેલાં જોયાં ત્યારે તે બેચારા લોકો તેહમતનને ઇસારતથી કહેવા લાગ્યાં કે એ સવાર સેતાબ આ જગ્યાએથી ઘોડો ફેરવીને પાછો નાસી જા. કારણ કે જેવો હાલ તું હમણા તારી નજરે જોય છે તેવોજ હાલ તારો પણ થશે, અને તું પણ હમારો સોબતી થશે. જ્યારે પીલતને તે નાચાર લોકોને એ રવેશે જોયાં ત્યારે તે લોકોને પુછ્યું કે તમો ઉપર એ રવેશે શા સબબથી આજાબ અને સખ્તી છે. પછી તે લોકોમાંથી એક શખ્સે રૂસ્તમને કહ્યું કે એ નામદાર અવ્વલ એ ગામ બદખસલતના જુહાકના તાબામાં

હતું અને તેનું એ જગ્યાએ ઘણા વરસ સુધી રહેવાનું થયું હતું. તેના આઇયામમાં એક ઓરત આફતાબના ચહેરેની હતી તેની ખુબસુરતીની ઉસ્તાદી આગળ ગોયા આફતાબ અને માહતાબ સબક લેતા હતા. એવી વે બાંદી ખુબસુરત હતી તે બાંદી સાથે નાપાક જુહાકે એસઅસરત કીધી. તે ઓરતને પેટે એક ફરજંદ પેદા થયુ. તેનું મોઢું ગોલાબનાં ફુલની મીશાલનું હતું. પણ તેના બંને કાને હાથીની મીસાલના મોટા હતા અને તેના કાન ઉપર બેશુમાર સીહા તલો નજરે આવતા હતા એટલી એબ તે બચ્ચાંમાં હતી, તેથી કરીને તે વાતને સર્વે કોઇ જુહાક પાદશાહથી છુપાવી રાખતા હતા. જ્યારે તે બાળક ઉમરે મોટું થયું ત્યારે એક દીવસે તેની માયે પાદશાહ જુહાકને ખબર કહી કે તારે પેટે એક ફરજંદ ઘણી ખુબસુરતી સાથનું પેદા થયું છે, પણ તેના કાન હાથીના કાનની મીસાલ મોટા છે. એ સખુન સાંભળીને જોહાક પાદશાહે તે બેટાને બોલાવીને જોયો ત્યારે તેને એક ઘણી ઘયરત લાગી તેથી તે બેટાને હિન્દુસ્તાનમાં એક શહેર ચીતોર નામનું હતું તે શહેરની તરફ મોકલી દીધો. તે શહેરના લોકો તે છોકરાને ગોશે બુઝોંગ કરીને કહેતા હતા (યાને મોટા કાનનો કહેતા હતા.) જ્યારે તે બેટા દલેરી તથા અક્કલ હુસ્યારી, ચાલાકીમાં ઘણો પહોંચ્યો ત્યારે તેની દાનાઇ અને દુર-અંદેશી હિન્દુસ્તાનના એક રાજાને ઘણીજ પસંદ આવી. તેથી તે રાજાએ પોતાની એક બેટીના ગુશે બુઝોંગ શાહાજાદા સાથે નેકાહ કરાવીને તેને કંદર શહેરની સરદારી આપી. એમ કરતાં ગોશે બુઝોંગને પેટે એક ફરજંદ પેદા થયું. તેના કાન જેઓના પણ જોવામાં આવતા તેઓ હેરત થતા કારણ કે તે બેટાના કાન પણ હાથીની મીસાલના હતા તેથી તેનું નામ ગોશ બીન ગોશ કરીને રાખ્યું.

હવે ગોશે બુઝોંગે ચાલીસ વરસ સુધી કંદર શહેરની પાદશાહી કીધી અને તેને દાદ ઇનસાફ સીવાય કાંઇ બીજો પેશો પોતાપર અખત્યાર કીધો નહિ. ત્યાર પછી કંદર શહેરના પાદશાહ ગોશે બુઝોંગનો આંકો આવ્યો ત્યારે તેનો બેટા ગોશ બીન ગોશ પોતાના બાપની જગ્યાએ તખ્તપર બેઠો. એક વખતે ગોશ બીન ગોશ પાદશાહ શીકાર માટે જંગલમાં ગયો તે ફરીથી પાછો આવ્યો નહિ, અને એવો ગુમ થયો કે કેટલીએક મુદતે રોમના મુલકમાં જાહેર થયો. તે મુલકમાં કેટલાંએક વર્ષો રહીને હાલમાં લશ્કર સાથે આવીને પોતાના બાપ-દાદાનો ખજાનો હમારી પાસે માંગે છે, અને હમોને કહે છે કે એ મુલક પાદશાહ જોહાકને તાબે હતો તે સબબથી એ ગામમાં તેનો પુષકળ ખજાનો છે તે લાવીને મારે હવાલે કરો. એ મીસાલનો જુલમ અને બેદાદીથી એ નાપાક હમો ઉપર જફા ગુજારે છે. જ્યારે જેહાં પહેલવાને એવી જુલમની હકીકત સાંભળી ત્યારે તેના દેમાગમાં ગુસ્સો પેદા થયો, અને પોતાના ખેદમતગાર જરગીલને કહ્યું કે તું સેતાબ ઘોડા ઉપરથી નીચે ઉતરીને એ બીચારા વગર તકસીરના લોકોના હાથ પગ ખોલ. જ્યારે જરગીલે પીલતનનો હોકમ એ રવેશે શાંભલ્યો તેજ વખત જરગીલે ઘોડા ઉપરથી નીચે ઉતરીને એક આદમીના હાથ ખોલ્યા તેથી તેજ વખતે તે લશ્કરમાંથી કેટલાએક સવારો ગુસ્સા ભરેલા દેવની મીશાલે દોડતા આવ્યા. તેઓમાં એક શખ્શ ઘણોજ જોરાવર હતો તે પુકાર કરતો તેહમતન રૂસ્તમ તરફ દોડતો ગયો અને શેતાબ મ્યાનમાંથી તલવાર ખેંચીને કેટલાએક નાલાયક સખુનો બોલવા લાગ્યો. જ્યારે પીલતન રૂસ્તમે તે સવારથી કેટલાએક નાલાયક સખુનો સાંભલ્યા ત્યારે તેજ તલવાર ખેંચીને એકજ જખમથી તે નાપાકની ઢાલ સાથે તેના બે ટુકડા કરી નાંખ્યા

જ્યારે તે સવારોએ એ રવેસે તલવારનો જરબ જોયો તેથી સર્વે કોઇ પોતાના જીવથી ડર ખાઇને તે જગ્યાએથી નહાસી ગયા અને સેતાબ ગોશબીનગોશની નઝદીક જઇને તમામ હકીકત બ્યાન કરીને કહી. જ્યારે ગોશબીનગોશે એવી હકીકત સાંભલી ત્યારે તેનું દીલ તપવા લાગ્યું. પણ દીલમાં જાણ્યું કે એ સવાર તેહમતન રૂસ્તમ છે કે જેના ડરથી તુરકસ્તાનનો મુલક જેહુંનના દરીયાની મીસાલ ધ્રુજે છે તે સવારની નીશાન માલમ પડે છે.



## ગોફ્તેગો કીધી ગોશબીનગોશે જેહાં પહેલવાન રૂસ્તમ સાથે લડાઇ ગાહામાં તે હકીકત.

જ્યારે ગોશબીનગોશે પોતાના સવારોની ઝબાનથી તમામ હકીકત સાંભલીને તેહમતનની નીશાનથી વાકેફ થયો ત્યારે સેતાબ પોતાનું બખ્તર પહેર્યું અને એક શીહા ઘોડા પર સવાર થઇને પોતાના કીના ભરેલા હબસીઓ સાથે તેહમતન રૂસ્તમની તરફ આવ્યો, અને તેની ઉંમર ઘણા વરસની ગુજરેલી હતી તેથી તેની પીઠ કમાનની મીસાલ વાંકી થયેલી હતી, અને શીકલમાં શીહા દેવની મીસાલનો અને તેના તમામ લશ્કરમાંથી મીનારાની મીસાલ તેનું કદ નજરે આવતું હતું, અને તે બુઢ્ઢો તમામ જેહાનમાં ફરીને સઘલી વાતોથી વાકેફ થયલો હતો. જ્યારે ગોશબીનગોશે રૂસ્તમને ગુસ્સાથી કહ્યું કે એ બેઅકકલ જાલના બેટા, તું તારા દીલથી એમ સમજે છે કે તારી મીસાલનો પહેલવાન જેહાનમાં કોઇ બીજો નથી પણ તેં લડાયક બબરની મીસાલની પહેલવાનોની લડાઇ કયાં જોઇ છે અને તુંને એ જગ્યાએ આવવાનું કામ શું છે અને તુંને એ જગ્યાએ કોણ સાથે લડાઇ છે. જ્યારે ગોશબીનગોશે રૂસ્તમને એ રવેશે કહ્યું તે સાંભલી રૂસ્તમે તેને જવાબ આપ્યો કે, એ બેહોસ બુઢ્ઢા મરદ, ખામોશ રહે! તું જુલમગાર જોહાકના તોખમનો અને બદ મહજબનો ગુમરાહ છે. તેથી તેં તમામ ઉંમર બેહુંદામાં ગુજારી છે અને તું હવે બુઢ્ઢો થયો છે, તોપણ તારામાં કશીપણ અકકલ તથા દાનાઇ જોવામાં આવતી નથી અને તું તારા બેહુંદા પણાથી પોતાના લશ્કર સાથ મારી મુકાબેલ આવ્યો છે. પણ તું જાણતો નથી કે તુફાની પવનની નજદીક સુકાયલાં ઘાસનો કાંઇ આસરો રહેતો નથી. જ્યારે પીલગોશે રૂસ્તમની ઝબાનથી એવા સખુનો સાંભલ્યા ત્યારે ગુસ્સાથી બેહોસ થયો. પછી રૂસ્તમને કહ્યું કે, એ જાલના બેટા, તારામાં મરદી અને જોર છે પણ કશી વાતનો હોસ નથી. તું મને બુઢ્ઢો જાણીને એવી સખત વાતો કરે છે. હવે હું બુઢ્ઢો અને તું જવાન આપણ બન્ને એ મેદાનમાં તું ચાહે તેવી લડાઇ કર્યે. હમણા એ જગ્યાએ તારી જવાની ને મારો બુઢ્ઢાપો માલમ પડશે. એવા સખુનો તેની ઝબાનથી સાંભલીને રૂસ્તમ હસ્યો. તેને હસતો જોઇને બુઢ્ઢો પીલગોશ ગુસ્સામાં આવ્યો અને સેતાબ લડાઇનો કસદ કીધો પછી ભારી ગોરજ ઉઠાવીને મગર મચ્છની મીસાલ તહેમતન રૂસ્તમ ઉપર એક જખમ માર્યો. તેના ગોરજના જરબથી તેહમતન રૂસ્તમ અજબ થઇને પોતાના દીલ સાથે અંદેશો કરવા લાગ્યો કે દાના લોકો નસીયતના સખુનો કહી ગયા છે કે લડાઇ કરવાને વખત દુશ્મનને નાતવાન અને જઇફ જાણીને તે ઉપર નચીંત રહેવું સજાવાર નથી. એવો અંદેશો કરી પોતાના દીલ સાથે

કહેવા લાગ્યો કે એ નાપાક બુઢ્ઢાપાના વખતમાં એટલું જોર અને મરદાનગી રાખે છે તો જવાનીમાં કેવો કઉવતમંદ હશે.



## લડાઇ કીધી ગોશબીનગોશે જેહાં પહેલવાન રૂસ્તમ સાથે અને નહાસી ગયો ગોશબીનગોશ તેના મેદાનમાંથી તે હકીકત.

જયારે દેવના બાંધનાર જેહાં પહેલવાન રૂસ્તમે સામે સવારનો ગોરજ ઉઠાવ્યો અને પોકાર મારીને કહયું કે જમાનામાં જાલનો બેટો રૂસ્તમએ મારૂં નામ છે, ત્યારે ગોશબીનગોશે સેતાબ પોતાના સર ઉપર ઢાલ પકડી અને જેહાં પહેલવાને તે ઉપર જખમ એવો તો માર્યો કે તેજ વખત તે નાપાક હોશથી બેહોશ થઇને ઘોડા ઉપર પેચ ખાવા લાગ્યો અને અંદેસો કરવા લાગ્યો કે આજ રોજે બદબખ્તીએ મારી ઉપર જોર કીધું છે કે એવા જબરદસ્ત પહેલવાનના લડાઇમાં મેં કંમર બાંધી. પછી શરમને વાસ્તે સેતાબ ઘોડા ઉપરથી નીચે ઉતરીને પોતાના બખ્તરની દામાન ગેરદાની પછી તલવાર ઉપર હાથ નાંખીને જેહરી પાણીની તલવાર ખેંચી. તેને જોઇને રૂસ્તમ ગુસ્સામાં આવ્યો અને તેને કહયું કે એ બદબુન્યાદ બેઅકકલ, હવે તારી સફેદ દહાડીને મેદાનમાં રોશવા કરૂં. જયારે તેમહતન રૂસ્તમની ઝબાનથી એવો સખુન ગોશબીનગોશે સાંભલ્યો ત્યારે ગુસ્સામાં આવીને તલવારનો એક જખંમ રૂસ્તમ ઉપર એવો જોરથી માર્યો કે તેની ઢાલ કાપી નાંખી. પછી એક બીજા ઉપર હુમલો કરવા લાગ્યા એમ કરતાં જયારે રાતનો વખત નઝદીક આવ્યો અને રોશની છુપાવા લાગી ત્યારે જેહાં પહેલવાન રૂસ્તમે બુઢ્ઢા ગોશબીનગોશને કહયું કે એ બુઢ્ઢા હવે તું તારા મકાન ઉપર જઇને આરામ પકડ અને કાલે જોઇએ કે જમાનો કોણની યારી કરે છે. એટલું કહી રખ્શની લગામ ફેરવી અને પોતાના મકાનની તરફ ચાલ્યો તેને જોઇને ગોશબીનગોશ પોતાના લશ્કર સાથે પાછો ફર્યો.

હવે જયારે અરધી રાતનો વખત થયો ત્યારે ગોશબીનગોશે પોતાના લશ્કરના સરદારને કહયું કે હું ઇરાન જમીનના પહેલવાનોથી હવે કશી વાતે ડરતો નથી માટે હવે આપણે ઇરાન જઇને તમામ ઇરાની પહેલવાનોના સરને ખાકમાં નાંખ્યે અને ઇરાનનું તખ્ત લીધા પછી જાબુલીસ્તાનમાં તમામ જાબુલીઓને મહારો હુન્નર દેખાડું. એટલું કહ્યા પછી પોતાના લશ્કર સાથે તે જગ્યાએથી કુચ કરી આગલ રાહ માપવા લાગ્યો અને તેના તમામ લશ્કરે પોતાના મોઢાં ઇરાન જમીન તરફ ધર્યાં.

હવે બામદાદના વખતે જયારે જેહાં પહેલવાન રૂસ્તમને ગોશબીનગોશની નહાસી ગયાની ખબર પહોંચી કે તે નાપાક પોતાના લશ્કર સાથે રાતને વખતે લડાઇગાહમાંથી નહાસી ગયો ત્યારે પીલતને તે જગ્યાએ જઇને જોયું તો તેનું કોઇપણ આદમી દેખાયું નહિ. તેટલામાં તે ગામના તમામ લોકો અદના તથા બુઢ્ઢા તથા જવાન એ સરવે લોકો જેહાં પહેલવાન રૂસ્તમની નઝદીક આવી શેજદો કીધો અને દુવા કરીને કહેવા લાગ્યા કે, એ પાદશાહ લોકોના સરદાર, તારો યાર પાક યઝદાન હોજો અને તું હંમેશ ખુશી સાથે

જીવજો. એટલું કહીને પછી બોલવા લાગ્યા કે એ ગામના નાપાક બેદાદગર જોહાકનો છુપો ખજાનો ઘણો છે અને તેમાં બેસુમાર સુન્નુ તથા રૂપું અને બેમુલ ગોહરો છે અને લાલ તથા યાકુત અને મોતી વિગેરે બીજી ઘણીએક નાદર ચીઝો છે. તે ગામના લોકોથી એવા સખુનો સાંભલીને જેહાં પહેલવાન રૂસ્તમ તે ગામના લોકોને કહેવા લાગ્યો કે એવો ગંજ અને ખજાનો જેહાનના પાદશાહ પાકજાદ કેખોશરૂના તોશાખાનામાં ઘણો છે. કહયું કે એ ફરતા આસમાનની નીચે તેના જેવો દાદગર અને નેક પાદશાહ બીજો કોઇ પેદા થયો નથી. વાસ્તે તમો લોકો સર્વે મીજલેસ બનાવો કે આપણુ પાકઝાદ પાદશાહ કેખોશરૂની યાદમાં શરાબ નોશ કર્યે. એવો ઇરાદો તેહમતનનો જોઇ તે ગામના લોકોએ એક ખાસ મીજલેસ સમારીને બે હફતા સુધી મીજલેસમાં શરાબોના દોર ફેરવ્યા. જયારે ત્રીજો હફતો શરૂ થયો ત્યારે જરગીલ, પહેલવાન રૂસ્તમને કહેવા લાગ્યો કે આપણે એ જગ્યાએ ઘણા દહાડા થયા શરાબ પીને જીયાફતમાં મશગુલ છીએ વાસ્તે હવે દલેર બરજોને બંધથી ખલાસ કરવાની તદબીર કરવી જોઇએ અને આ જગ્યાએથી આપણે આગલ રાહ માપવી જોઇએ.



## ગયો તેહમતન રૂસ્તમ જરગીલ ખેદમતગાર સાથે કાકેલના જંજીરાની તરફ અને રાહના દરમ્યાનમાં રૂસ્તમને એકદસ્ત સાથે મુલાકાત થઇ તે વિગેરે બીજો હેવાલ.



જયારે તેહમતને પોતાના દેલાવર નબીરાનું નામ જરગીલની ઝબાનથી સાંભલ્યું ત્યારે એક સરદ હાય મારીને સેતાબ બખ્તર પહેર્યું અને ટકાવર રખ્શ ઉપર સવાંર થઇને તમામ લોકોને કહયું કે હમણા હું મારા નબીરાની ખલાસી વાસ્તે જાઉં છું તે કામથી ફારેગ થઇને પાછો આ જગ્યાએ આવી તમોને ખુશી કરશ. જેહાં પહેલવાન રૂસ્તમની ઝબાનથી આવા સખુનો સાંભલીને તે લોકોએ રૂસ્તમ ઉપર દુવા કીધી અને કહયું કે અએ તાજબખ્શ, તારો મદદગાર યઝદાંન હોજો. એટલું કહ્યા પછી કહેવા લાગ્યા કે એ નામદાર પહેલવાન, તેં હમોને નાપાક ગોશબીનગોશના જુલમથી છોડાવ્યા છે તે કરતાં બીજી વધારે ખુશાલી હમોને કાંઇ નથી. પછી તે જગ્યાએથી રૂસ્તમે પોતાનો રખ્શ આગલ ચલાવ્યો અને રસ્તામાં (હઇઅલ એલમ) જગાએ તેઓ બેઉ જઇ પહોંચ્યા. જેહાં પહેલવાન રૂસ્તમને તે જગાની હવા ઘણીજ ખુશ લાગી માટે આસાયસને વાસ્તે રખ્શની પીઠ ઉપરથી તેઓ નીચે ઉતર્યા અને એક પાણીના ચશમાના સર ઉપર બેસીને જરગીલને ફરમાવ્યું કે કાંઇ નાસ્તો હોય તે લાવે. તેજ વખતે જરગીલે નાસ્તો લાવી તેહમતનની નઝદીક હાજર કીધો. પછી બન્ને જણા નાસ્તો કરવા લાગ્યા. એવામાં એક શખશ જેહાં પહેલવાન રૂસ્તમની નઝદીક આવ્યો કે જેને આબરૂથી જેહાં પહે-લવાને નાસ્તા પર બેસાડયો. જયારે તે આદમી રૂસ્તમ સાથે સુફરા ઉપર ખાનું ખાવા બેઠો ત્યારે રૂસ્તમે જોયું કે તે આદમી જમના હાથ વગરનો છે અને તેની પાસે એક તંબુરા સીવાય બીજું હથીયાર કોઇ નહિ હતું, અને તે કદમાં ઠીંગણો નજરે આવતો હતો. જયારે ખાનું ખાધાથી તેઓ ફારેગ થયા ત્યારે રૂસ્તમે તેને કહયું કે, એ નામદાર તું

કોણુ તોખમનો છે? અને બુન્યાદ કોણુથી રાખે છે. એ સખુન સાંભલીને એકદસ્તે રૂસ્તમને કહયું કે, એ નેક બુન્યાદના મારૂં વતન 'અમલ' શહેરમાં હતું પણુ હમણાં હું માજંદરાનથી આવું છું. હું તીલા પહેલવાનનો બેટો છું અને મારા બાપે મારૂં નામ શંગુર કરીને રાખ્યું છે. મારો બાપ તીલા પહેલવાન ઘણોજ જબરદસ્ત હતો અને જોરમાં મસ્ત હાથીને જગ્યાએથી ઉઠાવીને જમીન ઉપર મારતો હતો. એ પહેલવાન, હમણા હું મારા બાપની મીસાલ જોર અને હુન્નર રાખુ છુ પણુ મારા તન ઉપર જમનો હાથ નથી તેથી મારી મુરાદ મુજબ કામ બની શકતું નથી. તો પણુ હમણાં હું એટલું કૈવત રાખુ છું કે ઉંટની ગરદન પકડીને જમીન ઉપર મારૂં. જયારે તહેમતન રૂસ્તમે એકદસ્તથી આવા સખુનો સાંભલ્યા ત્યારે પોતે હસીને કહયું કે એ નામદાર પહેલવાન, તુંને હમણાં આ જગ્યાએ શા માટે આવવું પડયું છે, અને આ જંગલમાં તું શા વાસ્તે ફરે છે તે સાંભલીને એકદસ્તે જવાબ આપ્યો કે સરફરાજ સોરાબનો બેટો બરજો સમશેર અને ગોરજ ઉઠાવીને હીન્દુસ્તાનની તરફ નીકલ્યો છે તે સબબથી હું આ જગ્યાએ આવ્યો છું કે તે સરફરાજ પહેલવાનને હું મારી નજરે એક મરતબે જોઉં. તેની દલેરીની તારીફ મેં સાંભલી છે કે તે નામદારે જાલના બેટા રૂસ્તમ સાથે લડાઇ કરીને તેની બાજી તોડવાથી ઇરાન અને તુરાનમાં નામ ઉઠાવ્યુ છે. પણુ નામદાર ફરામરજે હીન્દુસ્તાનથી આવીને લડાઇના મેદાનમાં પોતાની જવાંમરદીથી બરજોના હાથ બાંધ્યા તેથી તે વખતે રૂસ્તમની આબરૂ રહી અને જાલનો બેટો રૂસ્તમ બુલંદ તાલેનો છે કે બરજો તેના હાથ ઉપર પકડાયો અને ત્યારપછી રૂસ્તમે તેને પીછાણ્યો. એ નામદાર નથી માલુમ કે હાલમાં હીન્દુસ્તાનના અને મહાચીનના જાદુગર લોકોથી તે નામદાર ઉપર શી રીતે મુસીબત ગુજરતી હશે. તે માટે હું તે સરફરાજની તરફ દીલના પ્યારથી જાઉં છું. જયારે જેહાં પહેલવાન રૂસ્તમે એકદસ્તની ઝબાનથી એવા સખુનો સાંભલ્યા ત્યારે જાણ્યું કે એ સખશ મારા કરતાં નામદાર બરજો ઉપર દેલખાહ વધારે છે. પછી પોતાના દીલનો ભેદ ખોલીને કહયું કે એ પહેલવાન, રખ્શનો સવાર શરફરાજ જાલનો બેટો પીલતન રૂસ્તમ હું પોતે છું અને મારા સરફરાજ નબીરાને વાસ્તે મારો જીવ જખમી થયો છે. હું નથી જાણુતો કે તે નામદાર હમણા કઇ જગ્યાએ હશે પણુ મેં એક તુરકી મરદની જબાનથી સાંભલ્યું છે કે તે નામદાર બરજો કાકેલના જનજીરા ઉપર એક ઉંડા ગારમાં કેદ પડેલો છે એટલા વાસ્તે હુ તે જગ્યાએ એખલો જાઉં છું કે તે નામદાર બેટાને શીહાગારમાંથી બહાર કાઢું. જયારે એકદસ્તે એવા સખુનો તેહમતનની ઝબાનથી સાંભલ્યા તેથી અજબ થઇને કહયું કે એ નામદાર જેહાનના દરમ્યાન જાલેજરનો રૂસ્તમ જે દેવોની લડાઇમાં કંમરનો બાંધનારો કહેવાયો છે તે તુંજ છે અને તુરકસ્તાનના પાદશાહ અફ્રાસીઆબનું ખાનદાન તારાજ હાથથી ખરાબ થયું છે. એ નામદાર પહેલવાન, તુંને જોવાની ખાહેશ મને ઘણી હતી તે મારી મુરાદ હવે હાંસેલ થઇ. હવે હું એ કામમાં તારો મદદગાર છું વાસ્તે આપણે હવે બરજોના દીદાર જોઇએ. હવે તું તારા રખ્શ ઉપર સવાર થઇને મારી તેજ ચાલ તારી નજરે જો કે હું શી રવેશે ચાલું છું. તું તારો રખ્શ પવનની મીસાલે ચલાવ અને હું તારા રખ્શની આગલ પાઉંપેઆદો ચાલું. એ સખુન સાંભલીને તેહમતન રખ્શ ઉપર સવાર થઇને લગામ રખ્શને હવાલે કીધી તેથી તેજ ચાલનો રખ્શ દોડવા લાગ્યો તું કહે

ગોયા તે વખત પવન રખ્શની દુમ પછ્વાડે રહી ગયો હતો એ રવેશે દોડયો તોપણ એકદસ્તની દોડ બરાબર પહોંચી શકયો નહિ, અને એકદસ્ત પહેલવાન તીરની મીસાલ આગલ નીકલી ગયો. એ રવેશે તેઓ રાહ માપતા કાકેલ શહેરની નઝદીક જઇ લાગ્યા.

હવે એ દાસ્તાનનો જોડનાર શાએર એમ લખે છે કે જ્યારે તાજબક્ષ રૂસ્તમ તથા દેલેર એકદસ્ત જરગીલ ખેદમતગાર સાથે કાકેલના શહેરમાં જઇ પહોંચ્યો ત્યારે તે જગ્યાએ કેટલાએક દહાડા તાજબક્ષ રૂસ્તમે મકાન કીધો અને એકદસ્ત દરરોજ શેકાર મારીને તાજબક્ષ રૂસ્તમના નાસ્તાને માટે લાવતો હતો. એમ કરતાં એક દીવસે પહેલવાન એકદસ્ત કાકેલના દરીયાવ કીનારેની જગ્યા આગલ જઇ પહોંચ્યો. તે જગામાં દરીયાની વચમાં એક જનજીરો તેને નજરે આવ્યો પછી પહેલવાન એકદસ્ત એક પારધી મરદને પુછીને વાકેફ થયો કે નામદાર બરજો તે પહાડ ઉપર કેદ પડેલો છે. તે સાંભલીને દલેર એકદસ્ત સેતાબ પીલતન રૂસ્તમની નજદીક આવીને કહયું કે એ પીલતન પહેલવાન, તારો નામદાર બરજો કાકેલના દરીયાની વચમાં એક બીહામણો પહાડ છે તે ઉપર તે નામદારને બંધ કીધો છે વાસ્તે હવે તે દેલાવરને બંધથી ખલાસ કરવાની તદબીર કરવી જોઇએ. જ્યારે નામદાર રૂસ્તમે એકદસ્તની ઝબાનથી એવી ખુશ ખબર સાંભલી ત્યારે તે નામદારનો ચહેરો ગોલાબના ફુલની મીસાલે તાજો થયો અને પોતાના દીલથી ખુશી થઇને દલેર જરગીલને ફરમાવ્યું કે સેતાબથી રાહમાં નાસ્તાનો સામાન પોતાની સાથે તૈયાર રાખે. તાજબક્ષ રૂસ્તમના મોંઢેથી એવા સખુન સાંભલીને જરગીલ ખેદમતદારે રાહનો સામાન તૈયાર કીધો. પછી તેઓ એકઠા થઇ ખાનું ખાવા બેઠા અને ખાનું ખાઇ રહયા પછી પીલતન રૂસ્તમે ટકાવર રખ્શ ઉપર જીન ધર્યું અને ત્રણે જણા ઘોડાઓની પીઠ પર સવાર થઇ તે દરીયાની તરફ ચાલ્યા.

## ગયો તાજબક્ષ રૂસ્તમ એકદસ્ત સાથે જરગીલ ખેદમતગારને લઇને જંજીરા ઉપર અને ખલાસ કીધો નામદાર બરજોને બંધમાંથી તે હકીકત.

જ્યારે તેઓ દરીયાને કીનારે આવી પહોંચ્યા ત્યારે તે દરીયાના મોજા જોઇને તાજબક્ષ પોતાના દીલમાં અજબ થયો. પછી ખુદાના શુક્રાના બજા લાવીને તે કીનારા ઉપર આસાયસને વાસ્તે બેઠા. ત્યાર પછી જેહાં પહેલવાને જરગીલ ખેદમતગારની પાસે ખાનું તલબ કીધું. તેજ વખત જરગીલે ખાનાનો શુફરો બીછાવ્યો અને ત્રણે દેલેરો તે શુફરા ઉપર ખાનું ખાવા બેઠા. જ્યારે ખાનું અને શરાબથી તેઓ ફારેગ થયા તેવામાં એકદસ્તે ખાના ઉપરથી ઉઠીને સેતાબ જે જગ્યાએ શરાબ રાખેલો હતો તે તરફ જઇને તમામ શરાબ પી ગયો તે તમાશો જોઇને જેહાં પહેલવાન અજબ થયો. પછી એકદસ્તે સેતાબ આવીને રૂસ્તમને સલામ કીધી અને તેજ વખત બેદેહેસ્ત દરીયામાં મગરમચ્છની મીશાલ તરતો જંજીરાની તરફ ચાલ્યો. તેને જોઇને તાજબક્ષ જરગીલને કહેવા લાગ્યો કે એ જરગીલ

મેં એવો ચીત્તાની મીશાલનો દલેર બીજો જોયો નથી, જો કે તેના તન ઉપર એકજ હાથ છે. અગર જો પાક યઝદાએ તેને બન્ને હાથો આપ્યા હતે તો તેની લડાઇની તાબેશ જમાનામાં કોઇથી લાવી શકાતે નહી એ વીગેરે બીજી કેટલીએક તારીફ એકદસ્તની મરદાનગીની રૂસ્તમે જરગીલ ખેદમતગાર આગલ કહી.

હવે પેલી તરફ જયારે એકદસ્ત તરતો તરતો જંજીરાની નઝદીક જઇ પહોચ્યો ત્યાં આસપાસ ફરીને જોયું પણ કાંઇ રસ્તો નજરે આવ્યો નહિ કારણ કે તે જંજીરાના તમામ પથ્થરો ઘણાજ લીસા અને પહાડ બુલંદીમાં ઘણોજ ઉંચો હતો. જયારે એકદસ્તે તે જંજીરાની તરફ એક દરવાજો જોયો ત્યારે તે દલેર મર્દે એક જોર એવો કીધો કે તે દરવાજાને તોડીને પાણીમાં નાંખી દીધો. પછી પોતે એકલો બેદહસ્ત તે દરવાજામાં જઇ ઉભો.

હવે જયારે પોલાદવંદ દેવે બરજોને તે જંજીરા ઉપર બંધ કીધો હતો ત્યારે તે નામદાર ઉપર ચાલીસ જબરદસ્ત હબસી પાસબાની કરવા સારૂં રાખ્યા હતા. તે હબસીઓ-માંથી એક હબસીના કાનમાં જે દરવાજો એકદસ્તે તોડી નાંખ્યો તેનો અવાજ જઇ પહોંચ્યો. તેજ વખતે તેને જોયું કે એક હાથનો મરદ તે દરવાજામાં ઉભેલો છે. તેને જોઇને સેતાબ હાથમાં સોટો પકડયો. પછી એકદસ્તની નઝદીક આવીને કહયું કે એ મરદ, તું કોણ છે અને તારૂં નામ શું છે અને તું એવા દરીયામાંથી શી રવેશે આ જગ્યાએ આવી ઉભો છે અને આ જગ્યાએ આવવાનું તારૂં કામ શું છે? એટલું કહીને ગુસ્સાથી પોતાના હાથમાનો સોટો એકદસ્તની કંમર ઉપર જોરથી માર્યો તેજ વખત એકદસ્તે ગુસ્સાથી હબસીની કંમર અને દસ્ત પકડીને એક મોરગની મીશાલે ઉઠાવી દરીયામાં ફેંકી દીધો. તે હબસીને પાણીમાં પડેલો જોઇને એક બીજો હબસી સેતાબ તેની નઝદીક આવી ઉભો અને એકદસ્તને જોતાને વાર તે હબસીનો હોંસ ઉડી ગયો પછી દલેરીથી દોડીને એકદસ્ત ઉપર તલવાર ખેંચી. જયારે એકદસ્તે તેને ખુલ્લી સમશેર સાથે પોતાની તરફ આવતો જોયો ત્યારે શેરની મીસાલે કુદીને તેનો પંજો તલવારની સાથે પકડી લીધો અને તેને દરીયામાં ફેંકી દીધો. જયારે તમામ ચોકીબાન હબસીઓએ તેઓ બન્નેને દરીયામાં ફેંકી દીધેલા જોયા ત્યારે તેઓ ઉઠીને દરીયાના કીનારા ઉપર આવ્યા અને નેગાહ કરીને જોયું તો એક મરદ દરવાજામાં ઉભેલો છે પછી તે તમામ હબસી મરદોએ સમશેર ખેંચીને એકદસ્ત ઉપર એક પછી એક હુમલો કીધો તેને જોઇને એકદસ્ત ગુસ્સામાં આવ્યો અને એક પોકાર મારીને એક હબસીના હાથમાંથી તલવાર છીનવી લીધી અને તેના સર ઉપર એવી મારી કે તેના તનના બે ટુકડા કીધા. ત્યાર પછી બીજા હબસીઓ ઉપર હુમલો કીધો તે હુમલામાં ચાર હબસીઓને કતલ કીધા તે મામલો જોઇને બીજા હબસી લોકો સેતાબ પોતાના જાનની સલામતીને વાસ્તે નહાસી ગયા. તેઓને નહાસ્તા જોઇ એકદસ્તે તેઓનો દુમબાલો પકડયો અને બીજા તેમાંથી દસ હબસીઓને જીવથી માર્યા અને તેઓમાંથી એક હબસી પાછલ રહી ગયો તેને સેતાબ પકડી લીધો અને તેની બન્ને બાજુ ઓસ્તવાર બાંધીને તેને પુછવા લાગ્યો કે નામદાર બરજોને આ જગ્યાએ બાંધેલો છે તે બતલાવે. જયારે એકદસ્તથી તે હબસીએ એવો સખુન સાંભલ્યો ત્યારે પોતાના જીવની સલામતીને

વાસ્તે જે ગારમાં બરજોને બંધ કર્યો હતો તે દેખાડી આપ્યો કે તે ગારના સર ઉપર ભારી પથ્થર મુકીને તેનું સર બંધ કીધેલું હતું તે જોઇને એકદસ્તે તે પથ્થર ઉપર એવો સખ્ત જોર કીધો કે તેને ગારના મોહ ઉપરૂથી ઉઠાવી નાંખે પણ તે પથ્થર ભારી હતો તેથી એકદસ્તના જોરથી તે જરાપણ હાલ્યો નહિ. પછી એકદસ્ત તે પથ્થરથી નાચાર થઇને જોરથી એક અવાજ માર્યો અને બરજોને કહયું કે હે નામદાર સોરાબના બેટા, હવે તને ફીકર કરવી નહિ જોઇએ કારણ જે હવે તારો યાર જેહાં પહેલવાન રૂસ્તમ તારી ખલાસીને માટે આવી પહોચ્યો છે એટલું કહીને એક ઝાડની સાથે તે હુમસીને બાંધ્યો અને પોતે દરીયામાં નખાવી દઇને મગરમચ્છની મીસાલે તરતો તરતો કીનારા ઉપર જઇ લાગ્યો અને તાજબક્ષની નઝદીક આવીને તમામ હકીકત જે નીપજી હતી તે બ્યાન કરીને કહી. તે સાંભલીને રૂસ્તમ પોતાના દીલમાં ઘણો અજબ થયો. પછી એકદસ્તે જરગીલ ખેદમતગારને કહયું કે હવે તું ઉઠ અને સેતાબ પોતાની હોશીયારીથી મારી પીઠ ઉપર સવાર થઇને ઓસ્તવાર બેસ. એકદસ્તથી તે સખુન સાંભલીને જરગીલ શેતાબ પોતાના જોરથી તેની ગરદન પકડીને પીઠ ઉપર સવાર થયો. પછી તેજ વખતે એકદસ્ત દરીયામાં તરતો જઇને તેને સેતાબ તે જંજીરા ઉપર મુકયો પછી પોતે પાછો રૂસ્તમની નઝદીક આવીને જરગીલના ઘોડાને ઉઠાવ્યો અને તેને દરીયામાં તરાવતો તે જંજીરાની નઝદીક લઇ ગયો. જ્યારે પીલતન રૂસ્તમે એકદસ્તની એ રવેશે મરદાનગી જોઇ ત્યારે તે ઘણોજ અજબ થયો અને ઝબાન ઉપર પેદા કરનાર ખુદાને યાદ કીધો અને રખ્શને ઇશારત કરીને સેતાબ તે દરીયામાં ચલાવ્યો. જ્યારે તકાવર રખ્શ દરીયામાં પવનની મીસાલે તરતો જઇને તે જંજીરા ઉપર પહોંચ્યો ત્યારે તે જગ્યાએ રૂસ્તમ રખ્શની પીઠ ઉપરથી ઉતરીને સેતાબ પેલા ગારની નઝદીક આવ્યો અને તે જગ્યાએ નેગાહ કરીને દરીયા તરફ જોયું તો એકદસ્ત જરગીલના ઘોડાના કાન પકડીને લાવે છે. પછી પોતાના બેટા બરજો ઉપર અવાજ મારીને કહયું કે એ નામના ઉઠાવનાર બેટા, તું એવા ગારમાં રહીને રહીને શું કરે છે પછી તે ગારમાંથી અવાજ આવ્યો કે એ પહેલવાન, તું સેતાબ આ ગારના શર ઉપરથી પથ્થર ઉઠાવી નાંખ કે હું આ ગારમાંથી બહાર નીકલું એટલું નામદાર બરજોનું કહેવું કે તેજ વખત તેહમતને તે પથ્થરની નઝદીક જઇને દાદાગર દાવરનું નામ ઝબાન ઉપર યાદ કીધું પછી એક જોર એવો કીધો કે તે ગારના સર ઉપરથી પથ્થર ઉઠાવીને દરીયામાં ફેંકી દીધો. જ્યારે તેહમતન રૂસ્તમને એ રવેશે ગારના સર ઉપરથી પથ્થર ઉઠાવીને દરીયાંમાં ફેંકતો એકદસ્તે જોયો ત્યારે પોતાના દીલ સાથે દેહેસ્તમંદ થઇને અંદેશો કરવા લાગ્યો કે જાલનો બેટો તાજબક્ષ રૂસ્તમ મરદાનગી રાખે છે તેથી એ નામદારની સાથે કીનો રાખવો ખુબ નથી વાસ્તે બહેતર એજ છે કે હું નામદારની ખીદમતમાં રહું તો મને શરફરાજી હાંસેલ થાય. એવો અંદેશો કરીને સેતાબ તેહમતનને કહયું કે એ નામદાર, તું જરા સબર પકડ કે હું એ ગારમાં ઉતરીને દીલાવર બરજોના બંધ સેતાબીથી તોડું અને તેને બહાર લાવું. તેનું એટલું કહેવું કે દીલાવર બરજોએ તે ગારમાંથી પોકાર મારીને પોતાના ભારી બંધ તોડી નાંખ્યા અને એકદસ્તને કહયું કે એ મહેરબાન દેલના દલેર તું તસ્દી શા વાસ્તે લે છે એટલું કહીને પછી રૂસ્તમને કહયું કે અએ મહેરબાન બાપ, મને કોઇ બીજાની મદદ જોઇતી નથી તું તારી કમંદ એ ગારમાં

નાંખ અને તેનો છેડો ઓસ્તવાર પકડી રાખ કે હું ઉપર આવું. બરજોના મહોંથી આ શબ્દો સાંભલીને તેજ વખત પીલતન રૂસ્તમે પોતાની કંમંદ તે ગારમાં નાંખી તેને પકડીને બરજો શેકારી શેરની મીસાલ ચહડીને બહાર આવ્યો.



## તેહમતન રૂસ્તમે પોતાના નબીરા બરજોને બંધીખાનાથી બહાર કાઢયો પછી જંજીરા ઉપરથી પાછા કીનારે આવ્યા તે હકીકત.



જ્યારે નામદાર બરજો તેહમતનની કમંદ પકડીને ગારમાંથી બહાર આવ્યો ત્યારે જેહાં પહેલવાન રૂસ્તમના કદમ ઉપર સર ધર્યું. તેજ વખત જેહાં પહેલવાને તેને ગોદમાં પકડીને મોહબતથી તેના મોહને બોસા દીધા. તેને જોઇને એકદસ્તે બરજોનો હાથ પકડીને તેના હાથને બોસા દેવા લાગ્યો અને બરજોના દીદાર જોઇને રૂસ્તમ ગોયા પાછો નવજવાન થયો. એ રવેશે નામદાર બરજો, તેહમતન રૂસ્તમ અને એકદસ્ત પહેલવાન એ ત્રણે જણા ખુશાલીમાં હતા તેવામાં જરગીલ ખેદમતગારે જઇને જે હબસીને એકદસ્તે બાંધ્યો હતો તેની સાથે કેટલાએકવાર સુધી ગોફતેગો કીધી. જ્યારે જરગીલ અને હબસી તે બન્નેની વાતો દરમ્યાન તે બન્નેની સગાઇ જાહેર થઇ ત્યારે સેતાબ જરગીલે આવીને તાજબક્ષ પાસેથી તેને માગી લીધો અને તેના બંધ છોડીને તેઓની નઝદીક લાવ્યો. તેને જોઇને એકદસ્તે ફરમાવ્યું કે તારા બાવરચીખાનામાં જે કાંઇ ખાનું હાજર હોય તે લાવે. તેજ વખત તમામ હબસીઓનું ખાનું પકાવેલું તૈયાર હતું તે લાવીને જેહાં પહેલવાન રૂસ્તમ નઝદીક હાજર કીધું. જ્યારે તેઓ ખાનું ખાધાથી ફારેગ થયા ત્યારે તે હબસીએ એક તરાપો લાવીને હાજર કીધો. તે ઉપર તાજબક્ષ પોતાના રખ્શ સાથે ત્રણે નામદારોને લઇને ખુશાલ થતો તરાપાની ઉપર સવાર થયો અને કીનારા ઉપર આવી પહોંચ્યો અને ખુશકી ઉપર ઉતરીને તે જગ્યાએ કેટલીએકવાર સુધી આસાયશ પકડી. પછી તે જરગીલે પોતાના વતનમાં જઇને પોતાના બચ્ચાંઓને મળવાની રજા માંગવાને વાસ્તે અરજ કરી કહયું કે એ નામદાર જેહાં પહેલવાન આ હબસી મારો ખેશ થાય છે અને મેં કેટલોક વખત થયો તારી ખેદમતમાં ફરમાનદારીની કમર બાંધી રાખી છે તેથી હમણા મારા ફરઝંદો અને ખેશ કબીલાને મલવાને હું ઘણો ઉમેદવાર છું. અગર જો તુ જેહાનનો પહેલવાન મારી ઉપર બક્ષેશ કરીને મને રજા આપે તો હું મારા વતનમાં જઇને મારાં ફરજંદોને મારી નઝરે જોઉં અને પાછો તું સરફરાજની ખેદમતમાં આવી હાજર થાવું. જ્યારે જરગીલની ઝબાનથી એવા સખુનો જેહાં પહેલવાને સાંભળ્યા ત્યારે તે નામદાર જરગીલ ઉપર મહેરબાન થયો, અને પોતાની બાજુના બંધ ખોલીને બેમુલ મોતીના દશ દાણા બહાર કાઢયા તેમાંથી સાત દાના પોતાના ખેદમતગાર જરગીલને બક્ષયાં અને ત્રણ દાના તેના ખેશને બક્ષયાં અને કહયું કે એ દાના બેકીમતી છે તે તમો લઇને તમારા વતનમાં જઇ તમારા ફરઝંદો સાથે નેક રવેશથી જીંદગાની ગુજારજો એટલું કહીને તેને રજા આપી. તેજ વખતે જરગીલ અને હબસીએ એ બન્ને જણાઓએ તાજબક્ષ રૂસ્તમ ઉપર

દુઆ કીધી. ત્યાર પછી તેઓ પીલતનને શેજદો કરીને બન્ને જણા પોતાના વતન તરફ ચાલ્યા. તેઓના ગયાં પછી પીલતન રૂસ્તમ તથા દલેર બરજો અને એકદસ્ત એ ત્રણે નામદાર સવારોએ ઇરાન તરફ પોતાના મોંહ ધર્યાં.

હવે પેલી તરફ ચોકીઆન હબસીઓ એકદસ્તના હાથથી શીકસ્ત ખાઇને નાહાઠા તેવાજ પોતાના પાદશાહ કતરાંનની નઝદીક જઇને કહયું કે એ નામદાર પાદશાહ, જે ગારમાં તેં બરજોને બંધ કીધો હતો તે જગ્યાએ હમો રાત અને દહાડો હુશીયારીથી ચોકી કરતા હતા. તેવામાં એક શખ્સે હમારી નઝદીક આવીને હમોમાંથી ૧૬ હબસીઓને જીવથી માર્યા છે તેથી કરી હમો તેની દહેશતથી તારી પાસે ખબર કહેવાને આવ્યા છીએ. જયારે કતરાન જંગીએ તેઓની જબાનથી એવા સખુનો સાંભલ્યા ત્યારે ગુસ્સામાં આવી તે લોકોને કહેવા લાગ્યો કે એ બેઅકકલ અને હેમક હબસીઓ તમો ચાલીસ જણાં હતાં; તે ફકત એકજ જણથી એટલા દરદમંદ કેમ થયા. તમોને શરમ નથી કે તે એક જણથી તમો ચાલીસ જણા શેકસ્તે થયા છો. એ રવેશે કતરાંન જંગી પોતાના હબસીઓ સાથે ગોફતેગો કરતો હતો તેવામાં એક હબસીએ આવી પોતાના પાદશાહ કતરાંન જંગીને ખબર આપી કે જાલનો બેટો રૂસ્તમ અને બરજો રાહમાં ચાલ્યા જાય છે અને તેઓની સાથે એક મરદ છે કે જેનો એકજ હાથ છે. જયારે કતરાંન જંગીએ એવી ખબર સાંભલી ત્યારે તે ઘણોજ ગુસ્સે થયો અને સેતાબ પોતાના ઘોડા ઉપર સવાર થઇને લશ્કર સાથે રૂસ્તમની મોકાબેલ આવ્યો. જયારે નામદાર બરજોએ શીહા મોંહના હબસી લોકોનું લશ્કર પોતાને દુમબાલે આવતાં જોયું ત્યારે રૂસ્તમને કહેવા લાગ્યો કે એ નામદાર કતરાંન જંગીનું લશ્કર નજરે આવે છે. માટે આજ રોજની લડાઇ તું મને બક્ષ કે એ મેદાનમાં નાપાક કતરાંનના લોહીથી નેહર જારી કરૂં. એ સખુન સાંભલીને રૂસ્તમે તેને જવાબ આપ્યો કે એ બાપના જીવ, તેં બંદીખાનામાં ઘણા દહાડા સખ્તી ખેચી છે તે સબબથી તુ જો કે હું તેના લશ્કરમાં શી રવેશે રસ્તા-ખેજ કરૂં છું એ રવેશે બન્ને બાપ બેટા ગોફતેગો કરતા હતા તેવામાં કતરાંને તેઓની મોકાબેલ આવીને લશ્કરની સફ સમારી પછી સેતાબ પોતાનો ઘોડો મેદાનમાં જોંહકાવ્યો અને અવાજ મારીને ગુસ્સાથી રૂસ્તમ ઉપર હુમલો કરી એક ગોરજ તેના સર ઉપર માર્યો. તેને જોઇને પીલતને સેતાબ પોતાના સર ઉપર આડી ઢાલ પકડી.



## લડાઈ કીધી કતરાંન જંગીએ તાજબક્ષ રૂસ્તમ સાથે અને જખમી થયો કતરાંન જેહાં પહેલવાન રૂસ્તમના હાથ ઉપર તે હકીકત



હવે જયારે કતરાંનનાં ગોરજનો જરબ પીલતન રૂસ્તમે એ રવેશનો જોયો તેજ વખત સેતાબ ઝબાન ઉપર પાક દાદારનું નામ યાદ કરીને એલમાસને રંગની તલવાર ખેંચી અને તકાવર રખ્શને તેની ઉપર દપટાવ્યો. તે જોઇને કતરાંને પોતાના શર ઉપર ઉપર ઢાલ પકડી. પછી જેહાનના લેનાર તાજબક્ષે તે ઉપર તલવારનો જરબ એવો જોરથી માર્યો કે

તેની ઢાલના બે ટુકડા કરીને તે તલવારનો જખમ કતરાંનના જમના પગની રાન ઉપર લાગ્યો તેથી તેહની એક રાન કાકડીની મીસાલે કાપી નાંખી. તેજ વખત તે નાપાક પોતા ઉપર પેચ ખાવા લાગ્યો અને સેતાબ ઘોડાની લગામ ફેરવીને ધુવાંના મીસાલે જંગલ તરફ નીકળી ગયો. તે તમાશો જોઇને એકદસ્ત અને દલેર બરજો તેના લશ્કર ઉપર ભુખ્યા શેરની મીસાલ જઇ પડયા, તેથી તે લશ્કર શીકસ્તે હાલ પોતાના જીવ લઇને કતરાંનની તરફ નાહસી જવા લાગ્યું. તો પણ તે હબસીઓને દરમ્યાન દલેર એકદસ્ત અને નામદાર બરજો જેમ શેકારી શેર ગોઆલામાં નાશ કરે તે મીસાલ તે હબસીના લશકરને બરહમ મારવા લાગ્યો અને એક તરફથી નામદાર બરજો જે ઉપર તલવારનો જખ્મ મારતો તેને શરથી તે પગ સુધી બે ટુકડા કરી નાંખતો હતો અને બીજી તરફથી દલેર એકદસ્ત હબસી-ઓને તેઓના ઘોડા ઉપરથી ઉઠાવીને બીજા ઉપર મારતો તેથી કરીને તે બન્ને સવારોને છુંદી નાખતો અને કોઇ વખત જેની પીઠ ઉપર મુકકી મારતો તેજ વખત તેની મુકકીના જરબે કરીને તેની પીઠ ભાંજી નાંખતો અને કોઇ વખત એક સવારને તેના ઘોડાની દુમ પકડીને ગોફનની મીસાલ ઉઠાવી બીજા ઉપર મારતો એ રવેશે તે બન્ને પહેલવાનોના હાથથી બેશુમાર લશ્કર માર્યું ગયું અને તે લડાઇના મેદાનમાંથી એક જણને પણ સલામત જવા દીધું નહિ. પછી તે ત્રણે દલેરોએ પોતાના મોંહ ઇરાન જમીન તરફ ધર્યાં.



## પેગામ મોકલ્યો કતરાંન જંગીએ પોતાના પીતરાઇ પાદશાહ જંદી-કીમ ઉપર અને તેણે કતરાંનની મદદને વાસ્તે તુતી પહેલવાન સાથે લશકર મોકલ્યું તે હકીકત.



હવે પેલી તરફ જયારે કતરાંન નહાસી ગયો ત્યારે તે જંગલમાં મકાન કરીને એક સવારને હબસીના પાદશાહ જંદીકીમ પાસે મદદ માંગવાને મોકલ્યો કે તે જંદીકીમ કતરાનનો પીતરાઇ ભાઇ હતો, તેને જબાનથી પેગામ કહેવાડયો કે એ મારા ભાઇ, તું આ વખતમાં મારી ફરયાદને પહોંચ કારણ કે તમામ આલમમાં મશહુર છે કે કતરાનના ખેશમાં જંદીકીમ શીવાય કોઇ બીજો જબરદસ્ત નથી. તે સબબથી હું તુને જાહેર કરૂં છું કે મારા દુશ્મનથી ભારી સીતમ મારી ઉપર ગુજર્યો છે તેથી જો તું આ વખતે મારી દાદ લે તોજ મને આ જગ્યાએ રહેવું સજાવાર છે. જયારે જંદીકીમને તેના પીતરાઇ કતરાનનો પેગામ પહોંચ્યો તેજ વખતે તેણે પોતાના ભાઇની મદદે દશ હઝાર સવારોને તે જંગલની તરફ રવાના કીધા અને જંદીકીમનો એક પહેલવાન જે તુતી નામનો ઘણોજ જબરદસ્ત હતો કે જેનાથી જંદીકીમનું દીલ હમેશાં ખુશીભરેલું રહેતું હતું તે પહેલવાનને તે લશ્કરનો સપેહસાલાર કરીને ગંજ ખજાના સાથે કતરાન જંગીની મદદે મોકલ્યો, અને તેણે જંદીકીમ પાદશાહે કહયું કે તું હરગેજ દુશમનથી ડરતો નહિ અને લડાઇના વખતે સુસ્તી કરતો ના, આપણું નામ બુલંદીમાં ઉઠે તેમ કરજે અને દુશ્મન લોકોથી કશીપણ

વાતની લાલચ રાખતો ના અને દુસ્મનના લશ્કરથી તું હુશીયાર રહેજે અને દુસ્મની મોકાબેલ તું પોતાને શેર કરીને લેખજે અને દુસ્મનના લશ્કરને ગોવાલું જાણજે. એ મીસાલે કેટલીએક નશીયતોના સખુનો કહીને તેને રવાના કીધો. જ્યારે સપેહસાલાર તુતી લશ્કર સાથે કતરાંન જંગીની નજદીક આવી પહોંચ્યો તે વારે તેનું મોંહ જોઇને કતરાન ઝારી કરવા લાગ્યો અને નામોશીથી પોતાના સર ઉપર હાથ મારીને કહેવા લાગ્યો કે અએ નામદાર તુતી, એક તરફથી મારી ઉપર જાલના બેટા રૂસ્તમથી આફત ગુજરી છે અને બીજી તરફથી બરજોથી મારૂ દેલ જખમી થયું છે. એટલુ કહીને કતરાંને પોતાના ખજાનાનો દરવાજો ખોલ્યો અને તમામોને બેશુમાર જર બક્ષેશ કરીને ઘણુંએક લશ્કર જમે કીધું અને તે લશ્કરને લઇને સપેસાલાર તુતીએ પીલતન રૂસ્તમનો દુમબાલો પકડયો.



## આવી પહોંચ્યો સપેહસાલાર તુતી દશ હજાર સવારો સાથે તેહમતન રૂસ્તમની મોકાબેલ અને શેકસ્ત ખાધી તુતીના લશકરે પોલતનના હાથથી તે હકીકત.

હવે પેલી તરફ પીલતન રૂસ્તમ કતરાંનના લશ્કરને બરહમ મારીને બન્ને દલેરો સાથે આગલ ચાલ્યો, ત્યારે રાહના દરમ્યાનમાં એક નદી આવી. આ નદીના કીનારા ઉપર રૂસ્તમ જ્યારે તેઓ સાથે આવી પહોંચ્યો ત્યારે કીસ્તીબાનને પોકાર મારી કહેવા લાગ્યો કે સેતાબ કીસ્તી લાવે. એટલામાં દુરથી એક ભારી ગીરદ તેઓને નજરે આવી તે જોઇને બરજો બોલવા લાગ્યો કે એ નામદાર બાપ, આ જગ્યાએ આપણુને હુન્નર છુપાવવો સજાવાર નથી કારણ કે બીજી મરતબે દુસ્મન લશ્કર જમે કરીને આપણુની દુમબાલે આવી પહોંચે છે વાસ્તે એ બાબે તદબીર કરવી જોઇએ. બરજોની જુબાનથી એ સખુન સાંભલીને પીલતન રૂસ્તમ કહેવા લાગ્યો કે આપણે હકતાલાના બંદા છીએ વાસ્તે તેનું લશ્કર આપણી મદદે આવી પહોંચશે. તુંને એ બાબે અંદેશો કરવો વાજેબ નથી. તું જો કે ખુદાવંદ જેને મદદ કરે છે તેને બીજા કોઇનીબી મદદની હાજત રહેતી નથી. એટલું કહીને સેતાબ રખશની પીઠ ઉપરથી નીચે ઉતર્યો અને પોતાનું સર ખાક ઉપર મુકીને હકતાલાની નંઝદીક આજેજીથી ફર્યાદ કરવા લાગ્યો અને કહેવા લાગ્યો કે એ દાદગર દાવર, જે કાંઇ ચીજ જેહાનમાં પેદા થઇ છે તે સર્વે ફના થનારી છે. વાસ્તે હે જીવના પેદા કરનાર અને ખલક અને રોજીના બક્ષનાર અને ગુમરાહ લોકને નેક રાહના બતાવનાર સાહેબ, તમામ આસ્માન અને જમીનનો ચીતારો તુંજ છે. તું પોતાની કુદરતથી હર વખ્ત હમોને બચાવનારો દસ્તગીર છે. હે સાહેબ, હમો ઇરાની લોકના કામથી તું વાકેફ છે. વાસ્તે હમણા શીહા મોંહના હબસીની સામે હમારી મદદે પહોંચ. એ મીસાલે જેહાંપહેલવાન પેદાના કરનાર સાહેબની બંદગીમાં મશગુલ હતો તેવામાં તમામ લશ્કર તે જંગલમાં આવીને સફ સમારી ઉભું. જ્યારે સપેહસાલાર

તુતીએ બે દલેરોને તે નદીના કીનારા પર ઉભેલા જોયા, ત્યારે તેણે બેઉ મરદોને પોતાની નઝદીક બોલાવીને તે સાથે તેહમતન ઉપર પેગામ મોકલ્યો અને કહેવાડયું કે એ લડાયક પહેલવાનો તમો ચોકકસ જાણજો કે હવે તમારી આખરી આવી છે. વાસ્તે ખાનું ખાઇને સેતાબ આરામ કરી લેવો. અગર તમો હમારા લશ્કરમાંથી બે હજાર સવારોને કતલ કરશો તો પણ ચારગણા વધારે હબસીઓ મારી પાસે હાજર છે, અને તમો ત્રણ પહેલવાન અગરજો પથ્થર અથવા લોઢાંના ઘડેલાં હશો તોપણ બેચારગીથી મારા લશ્કરના હાથ ઉપર પકડાયા વિના રહેનાર નથી. વાસ્તે તમો પરદેશી લોકોને લાજેમ છે કે બેચારગીથી હાથબકશ કરીને મારી નઝદીક આવો અને પોતાના ગોહનાઓથી સરને નમાવીને માંફી માંગો તો હું સરફરાજી સાથે તમોને તમારા વતનમાં રવાના કરૂં. અગરજો તમારા મગજમાં લડાઇનો પવન હોય તો તમોમા જે કોઇ દલેરી ધરાવતો હોય તેને સેતાબ મારી નઝદીક મોકલો કે તેને હું નસીયત કરૂં. જ્યારે સપેહસાલાર તુતીનો પેગામ એ રવેશે પીલતન રૂસ્તમે સાંભળ્યો ત્યારે તે નામદાર બીઅખ્ત્યાર હસ્યો અને એલચીઓને લડાઇની તૈયારીનો જવાબ દઇ રવાના કીધા. પછી ગરદનફરાજ બરજો બોલવા લાગ્યો કે હે નામદાર બાપ, આપણા ભારી ગોરજ અને અને કવીબાજુ એ હબસીઓને કારી છે. બરજોની ઝબાનથી એવા સખુન સાંભળી એકદસ્ત પીલતન રૂસ્તમને કહેવા લાગ્યો કે એ નામદાર તું રોશન જીવનો પહેલવાન છે. તું જોકે આજ રાત્રે મારા એક હાથે કરીને તુતીના લશ્કરને શી રવેશે બરહમ મારૂં છું કે બામદાદની વખતે એ હબસીઓની લોથને તમો તમારી નઝરે જોશો. એકદસ્તની ઝબાનથી એવા સખુન સાંભળીને પીલતન હસ્યો અને એક દસ્તને કહેવા લાગ્યો કે એ નાદાન, તું એકલો એ લોકોની સાથે શી રવેશ લડાઇ કરશે. તે સાંભળીને એકદસ્ત બોલવા લાગ્યો કે એ પહેલવાન તું જો કે સપેહસાલાર તુતીના લશ્કરમાં હું એકલો શી રવેશે મરદાનગી કરૂં છું કે રાતને વખત તેના લશ્કર ઉપર શબેહખુન મારીને તમામ લશ્કરને પરાગંદેહ કરૂં—અવ્વલ તે લશ્કર ઉપર બબરની મીસાલ જોરથી પોકાર મારીને પછી તે લશ્કર ઉપર પથ્થરનો વરસાદ વરસાવું તેથી કરીને તે હબસી લોકો પોત પોતામાં લડી મરે. જ્યારે તાજબક્ષ રૂસ્તમે એકદસ્તના મોંહથી એવા સખુનો સાંભળ્યા ત્યારે પોતે હસીને તેને રજા આપી. પછી બરજોને કહયું કે આપણા ઘોડા ઉપર જીન બાંધીને તૈયાર રાખવાં જોઇએ કે જે વખતે એકદસ્ત ઉપર હબસી લોકો ગલબો કરે તો આપણે તેને મદદ કર્યે. જ્યારે રાતનો વખત થયો અને એક પહોર રાત ગુજરી ત્યારે જેહાં પહેલવાન તહાવર રખશની પીઠ ઉપર સવાર થયો અને તેને જોઇને નામદાર બરજો અને દલેર એકદસ્ત સવાર થઇને તેહમતનની સાથે ચાલ્યા અને સપેહસાલાર તુતીના લશ્કરની દાબી બાજુ તરફ જઇને દલેર એકદસ્ત પથ્થરો ફેંકવા લાગ્યો, અને એક પોકાર દરામના બબરની મીસાલ જોરથી મારીને તુરતજ તે લશ્કરની જમની બાજુ જઇ પહોંચ્યો અને તે તરફથી કમીંગાહ કરીને પથ્થરો ફેંકવા લાગ્યો અને દરાંમના જનાવરોની મીસાલ પોકાર કરવા લાગ્યો. એ મીસાલ તે લશ્કરો ઉપર ચોતરફથી પથરાઓ વરસાવવા લાગ્યો. તેવો મામલો જોઇને તમામ હબસીઓ માહેંમાહે લડાઇ કરવા લાગ્યા. પછી એકદસ્ત તેહમતનની નઝદીક આવી કહેવા લાગ્યો કે એ તાજ બક્ષ પહેલવાન, હું નામદાર બરજોના દીદાર જોવાથી ખુશાલ થયો. હવે તમો બન્ને બાપબેટા ઇરાનની જમીન તરફ સુખેથી ચાલ્યા જાઓ. એટલું કહીને દલેર એકદસ્ત જંગલની તરફ નાપેદા થયો.

હવે જ્યારે એકદસ્ત જંગલની તરફ નીકલી ગયો તેની પછવાડે દલેર બરજોએ પોતાનો ઘોડો જોહકાવ્યો અને હર તરફ તેની જુસ્તેજુઇ કરવા લાગ્યો તો પણ તેની કાંઇ નીશાન માલમ પડી નહિ તેથી પોતાના ઘોડાની લગામ ફેરવીને પાછો તેહમતનની નઝદીક આવ્યો. તેને જોઇને પીલતન રૂસ્તમે બરજોને કહયું કે એ બેટા, એક હાથનો આદમી એકદસ્ત જતો રહયો તેનો કાંઇ મોજાકો નથી. કારણ કે આપણ બેઉ બે હાથવાળા પહેલવાન છીએ તે સબબથી એ હબસીનાં લશ્કરને આપણે બરહમ મારીશું. એટલું કહીને બન્ને બાપબેટા સપેહસાલાર તુતીના લશ્કરમાં જઇ પહોંચ્યા અને જેમ શેકારી શેર ગોરખરના ટોળામાં શેકાર કરે તે મીસાલે તે બન્ને નામદારો હબસી લોકોનો શેકાર કરવા લગ્યા, અને સવારોના સર દડીની મીસાલે હર તરફ ઉડવા લાગ્યાં. એ મીસાલે શીહા રાતને વખત મુવેલાં આદમીઓની લોથના ઢગલા થયા અને હરતરફથી જખમી લોકો જારીનો પોકાર અને શોર કરવા લાગ્યા અને તેઓના લોહીએ કરીને તે મેદાનમાં લોહીની નેહરો જારી થઇ અને જમીન લાલાના ફુલોની મીસાલે દેખાવા લાગી. એ રવેશે સર્વે હબસીઓ તે મેદાનમાં માર્યા ગયા અને કેટલાક જખમી થયા. તેઓએ પોતાના મોંહ જંદીકીમની તરફ ધર્યા અને પાદશાહ જંદીકીમની નઝદીક જઇને તમામ અહેવાલ જાહેર કીધો. તે સાંભલીને હબસીનો પાદશાહ જંદીકીમ પોતાના દેલ સાથે વિચાર કરવા લાગ્યો કે હવે જાલના બેટા સાથ મને દુશ્મની પેદા થઇ વાસ્તે બહેતર એ છે કે હવે તેની લડાઇનો ખ્યાલ મગજમાંથી બરતરફ કરવો.



## આવી પહોંચ્યો પોલાદવંદ દેવ પોતાના લશ્કર સાથે રાહના દરમ્યાનમાં અને નાહસી ગયો પોલાદવંદ બરજોની લડાઇના મેદાનમાંથી તે હકીકત.



હવે પેલી તરફ તાજબક્ષ રૂસ્તમ અને બરજો એ બન્ને નામદારો તુતીના લશ્કરથી ફારેગ થઇને ઇરાનની તરફ નીકલી ચાલ્યા એવામાં એકાએક તેઓને જંગલની તરફથી એક શીહા ગીરદ નજરે આવી. તેજ વખતે દલેર બરજોએ તાજબક્ષને પુછયું કે એ નામદાર બાપ, વલી આ નવી ગીરદ કોણના લશ્કરથી પેદા થઇ છે. તે સાંભલીને પીલતન રૂસ્તમે બરજોને કહયું કે એ બેટા એ લશ્કર નાપાક શરકસીભરેલા પોલાદવંદ દેવનું નજર આવે છે. જ્યારે નામદાર બરજોએ તાજબક્ષની ઝબાનથી પોલાદવંદનું નામ સાંભલ્યું ત્યારે હસીને કહેવા લાગ્યો કે એ મહેરબાન બાપ તું મારી ઉપર મહેરબાન થઇને આજની લડાઇ મને બક્ષ કે એ નાપાક દેવના જીવની ગીરદ કહાડી નાંખું. એટલું સાંભલીને તાજબક્ષે તે લડાઇ બરજોને આપી અને કહયું કે તારો મદદગાર પાક યઝદાંન હોજો. જ્યારે બરજોએ રૂસ્તમની ઝબાનથી પોલાદવંદ દેવની લડાઇની રજાનો હોકમ સાંભલ્યો ત્યારે બાગના ફુલની મીસાલ ખુશી થઇને ઘોડા ઉપરથી નીચે ઉતરી ઘોડાનો તંગ એસ્તવાર ખેંચીઓ. ત્યાર પછી પોલાદવંદ દેવનું લશ્કર નગારાના અવાજ કરતું આવી પહોંચ્યું. તેજ વખત પોલાદવંદની

નજર સરફ્રરાજ બરજો ઉપર પડી તેથી તે દેવ આતશના સોલાની મીસાલે ગરમીમાં આવ્યો અને તેજ વખત પોતાના લશ્કરની સફ ખેંચીને પોતે મેદાનમાં આવી પોકારવા લાગ્યો કે એ બેબુન્યાદ સગજી તોખમના જાબુલી આજ રોજે તારા સરને તનથી દુર કરીને જાલેજરની નઝદીક મોકલું કે ફરીથી તું લડાઇના મેદાનમાં આવે નહિ. જયારે બરજોએ પોલાદવંદ દેવથી એવા નાલાયક સખુનો સાંભલ્યા ત્યારે ગુસ્સાથી ઘોડો દપટાવતો તે નરેદેવના મેદાનમાં આવ્યો અને એક પોકાર શેરની મીસાલ મારીને કહયું કે એ નાપાક, હવે તું આ મેદાનમાં ઉભો રહીને એવા નાલાયક સખુનો બોલે છે પણ તુ હમણા એમ જાણ કે હમણા તારા સરને પાક યઝદાનના હોકમથી ખાકમાં નાખું છું અને તારા લશ્કરમાંથી એક જણને પણ સલામત રહેવા નહિ દેઉં. જયારે નાપાક પોલાદવંદે બરજોની ઝબાનથી એવા સખુનો સાંભલ્યા ત્યારે ગુસ્સામાં આવીને સિંહ જાનવરની મીસાલે બખાર્યો અને એક નેજો જોરથી બરજો ઉપર માર્યો, તેને જોઇને બરજોએ પોતાનો નેજો હાથમાં પકડયો. પછી તે બન્ને પહેલવાનો રૂપાના થાંભળા મીસાલે એક બીજા ઉપર નેજા મારવા લાગ્યા. એવામાં નામદાર બરજોએ ગુસ્સામાં આવી એક નેજો જોરથી પોલાદવંદના સીનામાં માર્યો તેથી તે પોતા ઉપર પેચ ખાવા લાગ્યો. તેવામાં પોલાદવંદની નજર જેહાં પહેલવાન રૂસ્તમ ઉપર પડી તેને જોઇને તે નાપાક દેવ પોતે નેતના ઝાડની મીસાલે ધ્રુજવા લાગ્યો અને પોતાના દેલ સાથે કહેવા લાગ્યો કે એ જાલનો બેટો એકાએક આ જગ્યાએ કયાંથી આવી પહોચ્યો છે. પછી તે નામદારને જોઇને દેહસ્ત ભરેલો થયો અને સેતાબ લગામ ફેરવીને જંગલ તરફ નાહસી ગયો. જયારે તેને નહાસતો જોઇને તેનું લશ્કર પરાગંદે થયું ત્યારે તાજબક્ષ રૂસ્તમે ગરદનફ્રરાજ બરજોને કહયું કે અએ બેટા, હવે આપણો દુશ્મન નાહસી ગયો છે એટલે તે દુશ્મનને મારયા બરાબર છે—એટલું કહીને તે બેઉ નામદાર પહેલવાનોએ પોતાનાં મોહો રાહમાં ધરીયાં અને પવનની મીસાલ ઇરાન જમીનની તરફ ઘોડા દપટાવી આગલ ચાલવા લાગ્યા.



હવે એનો શાએર એમ કહે છે કે હવે હું એ દાસતાંનથી ફારેગ થયો અને બીજું એક દાસતાંન નાપાક જોહાકની તોખમના ગોશબીનગોશનું શરૂ કરૂં છું તે કાન ધરીને સાંભલ કે એ દુનીઆ જે જેહેર ભરેલી બતંગ છે તેહેનાં ગંમને એ દાસતાનનાં સાંભલવાથી ફરાંમોશ કરે. હવે જયારે આગલી લડાઇમાં નાપાક ગોશબીનગોશનું દીલ તાજબક્ષના હાથથી જખમી થયું ત્યારે પોતાના દીલ સાથે વીચાર કરવા લાગ્યો કે આ જગા પીલતન રૂસ્તમ સાથે લડાઇ કરવામાં મહને કશી વાતનો ફેજ નથી અને એ જાલના બેટાના હાથથી મારા જીવની ખરાબી સીવાય બીજું કાંઇ હાંશલ થનાર નથી—વાસ્તે બેહેતર એ છે કે હું એ જગોથી મોહો ફેરવીને લશ્કર સાથે પાદશાહ કેખશરોની તરફ જઇ તે જગ્યાએ ખરાબી પેદા કરૂં અને કેખશરોનાં તાબેના મુલકોને લુટીને વેરાંન કરતો આગલ ચાલું અને જયારે હું ઇરાન જમીનની તરફ જઇ પહોંચું ત્યારે તે જગો લડાઇ ઉઠાવીને તમામ ઇરાની પહેલવાનોને પકડીને પાદશાહ કેખશરોના તખતની જગો વેરાંન કરૂં. આ રવેશ નાપાક ગોશબીનગોસ પોતાના દીલ સાથે અનદેશો કરીને રૂસ્તમની લડાઇથી પાછો

ફરી પોતાના લશ્કરમાં આવી તખત ઉપર બેઠો અને પોતાનાં બુજોરગ લોકો અને સર-દારોને બોલાવીને તેઓને કહયું કે અએ અકલમંદ લોકો હવે આપણે ઇરાન જમીન તરફ દેલ કીનાં ભરેલાં કરીને જવું જોઇએ અને હવે તમો તમારા ગોરજ ઉઠાવીને ઇરાન જમીનની બુનબેખ ઉખાડી નાંખો અને ઇરાનને તાબેનો જે મુલક તમો આબાદ દેખો. તેને લુટીને વેરાંન કરો અને કેખશરોનાં મગજમાંથી તેની જુવાનીનો તોર કહાડી નાંખો. તમોએ રૂસ્તમના બેટા ફરામરોજથી ડરવું નહી જોઇએ. તે છતાં લડાઇગાહમાં પીલતન રૂસ્તમ આવશે તો તેને હું મહારી શમશેરના જખમથી તુકડા કરીને તેનું દુખમું તેનાં રખશની પીઠ ઉપર કરશ. જયારે તેનાં લશ્કરે પોતાનાં પાદશાહ ગોશબીનગોશથી એવા સખુનો સાંભળ્યા ત્યારે કહેવા લાગ્યો કે અએ પાદશાહ તાહરા બખતનાં જોરથી હમો હમારી તેજ તલવારે કરીને તેનાં તનને કાપીને ગીધ જાનવરનો ખોરાક કરીશું કે તેના દરદથી પાદશાહ કેખશરો હાય અને અફસોસ કરે. જયારે તે નાપાક જાદુગર લોકોથી ગોશબીનગોશે એવા દલેરીનાં સખુનો સાંભલ્યા ત્યારે પોતાના દીલમાં ખુશી થઇને તેઓ ઉપર દુઆ કીધી અને કહયું કે તમો લોકોનું જાદુનું જોર આદમી જાત ઉપર હમેશ કામયાબ રહેજો. એટલું કહીને ફરમાવ્યું કે સેતાબ લશ્કર કુચ કરે. તે હોકમ સાંભલીને તમામ લશ્કર ઘોડા ઉપર સવાર થયું અને હાથીઓની પીઠ ઉપર રાહનો સામાન બાંધીને શીહા રાતને વખતે અજદાહાની મીસાલ જંગલમાં નીકલી ચાલ્યા અને મનજલ દર મનજલ કુચ કરીને ઇરાન જમીનની તરફ રાહ માપવા લાગ્યા. અને રાહમાં જે મુલકો ઇરાનને તાબેનાં આવતા તેને લુટી લઇને વેરાંન કરતા આગલ રાહ માપતા હતા અને કબી કોઇ મુલકને લુટીને વેરાન કરતા અને કબી કોઇને આતશે કરીને સલગાવી મુકતા.



## ગોશબીનગોશનાં જુલમની ખબર દેહેકાની લોકોએ પાદશાહ કેખશરોને પહોંચાડી અને ગોફતેગો કીધી પાદશાહ કેખશ-રોએ ઇરાની સરદારો સાથે તે હકીકત.



જયારે ગોશબીનગોશ ઇરાનનાં મુલકની ખરાબી કરતો આગલ ચાલ્યો ત્યારે બેચાર દેહકાની લોકોનાં એક મુલક ઉપર જઇ તે મુલકને લુટી લીધો. આથી કરીને હર તરફથી તે લોકો નહાસવા લાગ્યા. તેમાંથી એક દેહેકાની ખેતીબાંન હતો તે સેતાબ ઇરાન જમીનના પાદશાહ કેખશરોને ખબર કરવા આગલ ચાલ્યો. તેને જોઇને બીજા દેહેકાંની લોકો શીકશતે હાલ થઇને ઝારી કરતા દાદગર પાદશાહ કેખશરોની નજદીક જઇને ફરીઆદનો પોકાર ઉઠાવવા લાગા અને પાદશાહને કેહવા લાગા કે, દાદગર પાદશાહ નાપાક જોહાકને તોખમનો દેવ તમામ મુલકો વેરાંન કરતો અને ખોદાની ખલકતને કતલ કરતો ચાલ્યો આવે છે– જયારે પાકજાદ પાદશાહ કેખશરોએ એવી નાખુશ ખબર દેહેકાંની લોકોથી સાંભલી ત્યારે પોતા ઉપર પેચ ખાવા લાગો. ત્યાર પછી ફરમાવ્યું કે તમામ બીચારેહ લોકોને ઉતારાની

એક જગો આપે. એમ તેઓને પોતાના શહેરમાં રાખ્યા. પછી સપેહસાલાર તુશ-શાહજાદો ફ્રેરોજ પહેલવાન રોહાંમ નામદાર ગોશતેહમ દલેર ગેવ શરફ્રરાજ ગોદરજ-દલેર બીજન એ સરવે સરદારો આવીને પોતપોતાની જગો ઉપર બેઠા. પાદશાહ કેખશરો તેઓને કહેવા લાગ્યો કે અએ નામદાર શરફ્રરાજી પામેલા શરદારો નાપાક જોહા-કની નશલથી પેદા થએલો ગોશબાનગોશ નામનો એક નવો દુશમન મનજલ દર મનજલ આપણા મુલકને વેરાંન અને ખરાબ કરતો બેદેહેશત ચાલ્યો આવે છે તેહેનો અટકાવ કરવા સારૂ લશ્કરની તઇયારી કરીને તહમોને તે નાપાકની મોકાબેલ જવું જોઇએ અને તે નાપેકારને નાબુદ કરીને તહમારાં નામોને બુલંદીમાં ઉઠાવવાં જોઇએ. જયારે તમામ શેરની હીમતનાં દલેર પહેલવાંનોએ પાદશાહ કેખશરોની જુબાનથી એવા શખુનો સાંભલ્યા ત્યારે કહેવા લાગા કે એ દાદગર પાદશાહ તું વગર ઇરાન જમીનનું તખત અને તાજ હોતુંજ નહીં અને તું હમેશ તખત ઉપર જીવજો અને તાહરા દુશમન લોકોનાં દીદા તુંથી હમેશ આંધળા રહેજો. એ રવેશ દોઆ કરીને બોલવા લાગા કે અએ નામદાર પાદશાહ આપનો નીગેહબાન પાક યજદાં છે કે જેણે આપણુને પેદા કરી રોજી બક્ષી છે. તેહેની તોરીકથી અને તું પાદશાહના રોશન બખતના જોરથી તાંહરો દુશમન નાબુદ થઇ જશે અને તે પોતાનો જાન આ જગો બરબાદ કરશે અને તેહેનાં લશકરમાંથી એક તન સલામત નહી રહેશે અને તું દાદગર પાદશાહનો મદદગાર પાક ઇઅજદાંન છે. વાસતે લડાઇનો અંદેશો તું નેક ખસલતનાં પાદશાહને કરવો વાજેબ નથી. તું એમ જાણ કે પાક ઇઅજ-દાંન આકેબત તુંને ફ્તેહમંદી બખશાયા વીના રહેનાર નથી જયારે પાદશાહ કેખશરોએ પોતાના નામદાર પહેલવાનોની જુબાનથી એવા સખુનો સાંભલ્યા તેવારે ખુશી થઇને પાક ઇઅજદાંનાં શુકરાંનાં કરવા લાગો. પછી તે દલેર પહેલવાનોને કેહવા લાગો કે અએ નામદાર લોકો તમો પોતાનાં દીલ કીનાથી જોશમાં લાવીને તમામ લશ્કર ગોશબાનગોશની લડાઇને વાસતે તઇયાર કરો. જેવાર સપેહસાલાર તુશ અને શરફ્રરાજ ગોદરેજ એ બેઉ નામદારોએ એવો હોકમ પાદશાહનો સાંભલ્યો તેજ વખતે પાદશાહને શેજદો કરીને દરગાહમાંથી સરવે કોઇ બાહાર નીકલ્યા અને સેતાબ લશકરને ફ્રરમાવ્યું તેથી તમામોએ પોતાનાં તન ઉપર બખતરો પહેરયાં અને તે ઉપર લડાઇનાં હથીઆરો બાંધીને હાથમાં કાબુલી મુઠની સમશેરો પકડી અને ઘોડાઓની પીઠ ઉપર સવાર થઇને તમામ સફ સમારી ઉભા. પછી એક તરફ્થી ગોદરેજી ટોળાનાં દલેરો તે લશકરની ડાબી તરફ સફ ખેંચી ઉભા. અને બીજી તરફ્થી નોદરી શાહજાદાઓ લશકરની જમણી તરફ સફ સમારી ઉભા પછી તુશ અને ગોશતેહમ એ બન્ને શાહજાંદાઓ પાદશાહ કેખશરોનાં જુહુંનડાની નજદીક જઇને લશકરની કલબગાહમાં શેરની મીસાલ ઉભા એ રવેશે ઇરાની સરદારો લશકરની સફ સમારી ઉભા તેહવામાં સવારો દોડતા આવીને ઇરાની સરદારોને કહેવા લાગા કે જંગલની તરફ્થી એક ભારી ગીરદ નજર આવે છે. તે મધે કેટલાએક સવારો હાથી ઉપર સવાર થયલા છે અને તેઓ બેદેહેશત એ જગોએ ચાલ્યા આવે છે. એવી ગોફ્તેગોમાં તેઓ હતા તેવામાં દુશ-મનનું લશકર નજદીક આવી પહોંચ્યું. પછી સેતાબ ગોશબાનગોશ પોતાના લશકરની સફ સમારીને ઇરાની લશકરની મોકાબેલ આવી ઉભો.

# લડાઇ કરી બેજને કરગોશ સાથે અને માર્યો ગયો કરગોશ પોતાનાં દશ બેટાઓ સાથે બેજનનાં હાથ ઉપર તે હકીકત.



જ્યારે રાતનો વખત નજદીક પોહોંચ્યો અને અંધારીએ પોતાની દાંમાંન બીછાવી ત્યારે બેઉ તરફનાં લશ્કરે આરામએશ પકડી અને બાંમદાદને વખત બેઉ તરફનાં લશ્કરે મેદાનમાં આવીને સફ સમારી અને બન્ને લશ્કરોને દરમેઆંન નગારાનાં અવાજ જારી કીધા. પછી ઇરાંની લશ્કરમાંથી દલેર બેજને પોતાનો ઘોડો મેદાંનમાં જોહોંકાવીઓ અને જોલાન દઇને ગોશબીનગોશનાં લશ્કર ઉપર પોકારવા લાગ્યો કે ગેવનો બેટો બીજન તે હું છેઉ વાસ્તે મહારી લડાઇમાં કોઇ મહારો હમનબરદ આવે એટલું કહીને પાછો પોતાનાં ઘોડાને જોલાંન કરવા લાગ્યો. પછી બીજી મરતબે અવાજ મારીને કહયું કે ગોદરજનો નબીરો બેજન માહારૂ નામ છે, અને હજુ સુધી કોઇ પેહેલવાંન માહારા મેદાનમાં આવતો નથી. વાસતે સેતાબીથી માહારા મોકાબેલ આવે. જ્યારે ગોશબીનગોશે દલેર બેજનને મોહેથી એવા સખુનો સાંભલ્યા ત્યારે પોતાના પેહેલવાંન લોકોની તરફ નેગાહ કરવા લાગ્યો તેવામાં એક પેહેલવાન કરગોશ નાંમનો આવી પોતાના પાદશાહા પાસેથી બેજનની લડાઇમા જવાની રજા માંગી અને સેતાબ પોતાનો ઘોડો જોહોંકાવતો દલેર બેજનની મોકાબેલ આવી ઉભો અને એક પોકાર મારીને દલેર બેજનને કહેવા લાગ્યો કે એ નાપાક અને બેબુનીઆદ મરદ, જે રસ્તે તારાથી જવાઇ શકાય નહી તે રસ્તે તું દલેરી કરવા ચાહે છે તો જો કે તું કાંઇ શેર અથવા ચીતો નથી કે દલેરીનાં મેદાનમાં આવીને એટલી તુનદી કરે વાસ્તે હવે તું તારી હોશીઆરીમાં રહેજે. એટલું કહીને બેજન ઉપર નેજો મારયો તેને જોઇને બેજને પોતાનાં હાથમાં નેજો પકડેઓ પછી તે બંને પેહેલવાનો એક બીજા ઉપર નેજા મારવા લાગ્યા. જ્યારે તે બેઉ દલેરો નેજાની લડાઇથી આજેજ આવ્યા ત્યારે નેજાની લડાઇ મોકુફ કરીને ભારી ગેરજ હાથમાં ધર્યાં. પછી સેતાબ કરગોશ પેહેલવાંને એક ગેરજ બેજન ઉપર માર્યો તેનો જરબ દલેર બેજને ઢાલ ઉપર બચાવી લીધો અને સેતાબ કીનાથી તલવાર ખેચીને નાંમદાર બેજને કરગોશના સર ઉપર મારી. તેનાં જખમે કરીને કરગોશના સરથી તે કમર સુધી બે ટુકડા થયા જેથી તેજ વખત તે નાંપાક ઘોડા ઉપર ખાકમાં પડયો. પછી દલેર બેજન તે ઉપર ઘોડો જોલાન કરવા લાગ્યો જેથી તે કરગોશનુ તન ખુંદાઇ ગયું. જ્યારે નામદાર બેજનનાં હાથ ઉપર કરગોસ માર્યો ગયો તેને જોઇને એક તરફથી ગોંશબીનગોશ પોતાના લશ્કરમાં અફસોસ કરવા લાગ્યો અને દેલ સાથે વીચાર કરવા લાગ્યો કે કેવો જબરદસત પેહેલવાંન ઇરાંનીના હાથ ઉપર ખોહારીથી માર્યો ગયો અને બીજી તરફથી કરગોશનાં દશ બેટાઓએ પોતાના બાપને ખોહારીથી શીહા ખાક ઉપર સુએલો જોઇને એકદમ હુમલો કરીને લડાઇનાં મેદાનમાં આવ્યા અને તેઓ બેજનની આસપાસ ફરીવલીને તેને વચમાં ઘેરી લીધો. જ્યારે જવાંમરદ બેજને એવો માંમલો દીઠો કે કરગોશનાં બેટાઓ પોતાને દરમેઆંન ઘેરી ઉભા છે તેજ વખત દલેર બેજને મેઆનથી તલવાર ખેંચી અને સીંહ જાનવરની મીસાલે પોકાર મારીને તેઓ ઉપર હુમલો કીધો અને તેઓ દરમેઆંનમાંથી કેટલાકનાં સર દડીની મીસાલે ખાક ઉપર નાંખ્યાં અને કેટલાએકને ગેરજે કરીને કુટી નાખ્યા.

## મારેઓ ગયો ચરમીનેપોશ દલેર બેજનનાં હાથ ઉપર તે હકીકત.



જયારે લશ્કરની કલબગાહામાંથી ગોશબીનગોશે બેજનની એવી દલેરી દીઠી કે પહેલવાંન કરગોશને તેનાં બેટાઓ સાથે ખુનમાં લપેટીને ખાક ઉપર નાંખ્યા છે ત્યારે પોકાર મારીને પોતાનાં ચરમીનેપોશ પેહેલવાંનને બોલાવીઓ અને તેને કહેવા લાગ્યો કે ઇરાંની છોકરાએ આપણાં નામદાર પેહેલવાંનોને ખાકમાં નાખ્યા છે તેહેનો કીનો તેની ઉપર લે અને તેનું સર કાપીને જાલનાં બેટા રૂસ્તમ ઉપર મોકલે અને તેની માહાતમથી બુઢો ગોદરજ અને ગેવ આંખમાંથી આંસુઓની નેહેરો જારી કરે. ગોશબીનગોશનું એટલું કેહેવું કે ચેરમીનેપોશ (યાને તેનો પોશાક ચાંમડાંનો હતો તેથી તેને ચરમીનેપોશ કરી કહેતાં હતા) કજેનું સર ગીધની મીસાલે અને તંન હાથીની મીસાલે હતું અને જેનાં તન ઉપર રીછ જાનવરની મીસાલે બાલ હતા અને જેનો ખોરાક આદંમ જાદનો હતો તે દરાંમની શીકલનાં દેવે દરનદાં જાનવરની મીસાલે દેલ કીનાં ભરેલું કરીને દલેર બેજનનાં મેદાનમાં આવ્યો. તેને જોઇને દલેર બેજને કહયું કે એ નાંપાક દરાંમની શીકલના દેવ, પાક ઇઅજદાંની મદદથી એ મેદાનમાં તારા દરાંમનાં તનને માહારા ગોરજે કરી કુટી નાખું છું અને પાદશાહા કેખશરૂના રોશન તાલેના જહલકાતથી હમણાં તારા સર ઉપર જે ગરદનનો બોજો છે તેને હલકો કરી નાખુ છું. એટલું કહીને સેતાબ ભારી ગોરઝ હાથમાં ધર્યો અને ચરમીનેપોશનાં સર ઉપર એવો માર્યો કે તેનાં જરબથી તે નાપાક સવાર ખાકમાં પડયો. પછી દલેર બેજન સેતાબ ઘોડા ઉપરથી નીચે કુદીને તેનાં સીનાં ઉપર સવાર થયો અને ઝેરી ખંજરે કરીને તેનું સર દુર કીધું અને સેતાબ પાછો કુદીને ઘોડા ઉપર સવાર થયો.



## પકડાઇ ગયો દ-ર બેજન જાદુગર લોકોનાં હાથ ઉપર અને લડાઇ કીધી ઇરાની સરદારોએ જાદુગર લશ્કર સાથે અને કેદ પકડાયા ઇરાની દલેરો જાદુગર લોકોનાં હાથ ઉપર તે હકીકત.



જયારે ગોશબીનગોશે દલેર બેજનને પોતાનાં લશ્કરમાં એ રેવેશ ખરાબી કરતો દીઠો તેયાર ફરમાવ્યું કે સેતાબ જાદુગર લોકોને બોલાવે. તે સાંભલીને તેનાં લશ્કરમાંથી કેટલાએક જાદુગરો આવીને હાજર થયા પછી ગોશબીનગોશ તેઓને કહેવા લાગ્યો કે એ સરદારીને લાયકનાં જાદુગર લોકો, તમો જોવો કે ઇરાની લશ્કરમાંથી એક છોકરો આપણાં લશ્કરમાં નામીચા સવારોને જાનથી મારી નાખે છે વાસ્તે તેની મોકાબેલ ગોરજ અને શમશેર કાંમ આવતાં નથી તેથી તમોને સેતાબ એ છોકરાનાં મેદાંનમાં જવું જોઇએ અને જાદુએ કરીને તેને પકડી લેવો જોઇએ. અગર તમો એ ઇરાનીને પકડવાની કાહેલી કરશો તો તેનાં હાથ ઉપર આપણું તમાંમ લશ્કર માર્યું જાશે વાસ્તે હું ખાતેરજમેથી

જાણું છું કે એ પહેલવાંનનો હમનબરદ જાદુઇ સીવાય કંઇ બીજી ચીજ નથી. જ્યારે જાદુગર લોકોએ પોતાનાં પાદશાહની જુબાનથી એવા સખુંનો સાંભળ્યા તેજ વખત તીસ જાદુગરો એહેરેમનની મીસાલે મેદાનમાં આવીને બેજનની આસપાસ ફરી વળીઆ અને દુરથી તે નાંમદાર ઉપર જાદુઇ કરવા લાગ્યા. તેણે કરીને દલેરે બેજન એકાએક બેહોશ થઇને પોતાનાં ઘોડાની પીઠ ઉપરથી ખાકમાં પડયો. તેજ વખત જાદુગર લોકો તેને બાંધીને પોતાનાં લશ્કરમાં ગોશબીનગોશની નઝદીક લેઇ ગયા.

હવે જ્યારે ઇરાની લશકરમાંથી દલેર રોહામ અને નામદાર ગેવે પોતાનાં બેટાને એ રવેશ ગીરફતાર થયલો દીઠો તેવારે પોતાનાં જરી લગામનાં ઘોડા કીનાનાં મેદાનમાં દપટાવ્યા અને હુમલો કરીને ગોશબીનગોશના જાદુગરો ઉપર ખુનરેજી કરવા લાગ્યા અને કીનાંએ કરીને તેનાં લશકરની લોથ જમીન ઉપર નાંખવા લાગ્યા અને તે લશ્કરનાં લોહીએ કરીને તે મેદાનમાં નેહેરો જારી થઇ અને દલેર સવારોને સમશેરથી ગોશબીન-ગોશનું લશકર બેશુમાર મારયું ગયું.

જ્યારે ગોશબીનગોશનાં લશકરે દીઠું કે ગોદરેજીઆંની લોકો કીનાથી આજેજ આવતા નથી ત્યારે એકસો જાદુગર લોકો એહેરેમનની મીસાલ બહાર નીકલીને મેદાનમાં ગોદરેજીઆની દલેરોની તરફ આવ્યા. તેઓને જોઇને એક તરફથી ઇરાની સવારો પોતાનાં ઘોડા નખાવતા તે ઉપર જઇ પડયા અને બીજી તરફથી પાદશાહ કેખશરોનાં સવારો ગોશ-બીનગોશનાં લશકરની સફ તોડીને અંદર દાખલ થયા. તે વખતે દલેર સવારોની તલવારોએ કરીને તે નાપાક સવારોના સર દડીની મીસાલ ઉડવા લાગ્યાં અને હર તરફથી ભારી ગેરજનાં અવાજ નીકળવા લાગ્યા અને જો કે રાતનો વખત નજદીક પહોંચ્યો તોપણુ ઇરાની સરદારો આજેજ થઇને પાછા નહી હટયા. જ્યારે ગોશબીનગોશે એવો સખત મામલો જોયો કે ઇરાની દલેરો તેના લશકર ઉપર રસતાખેજ ગુજારે છે ત્યારે સેતાબ બીજા એકસો જાદુગરોને બોલાવીને ફરમાવ્યું તેથી ઇરાની દલેરો ઉપર તેઓ સખત જાદુઇ કરવા લાગ્યા. તેઓની સખત જાદુથી ઇરાની દલેરોનાં હાથ પગ શુશત થઇને તેઓ જમીન ઉપર બેઅખતીઆર પડયા. પછી જાદુગરનાં લશકરમાંથી સવારો આવીને સેતાબ તેઓને ભારી બંધથી બાંધી લીધા.

જ્યારે ગેવ–રોહાંમ–ફરહાદ–સેદોશ–કારન–ફરેબોરજ–ગોશતેહમ–અને જંગેશાવરાંન વગેરે બીજા ઘણુંએક નામદારોને લોહીનાં પીનારા જાદુગર લોકોએ લોહડાનાં ભારી બંધથી બાંધ્યા ત્યારે તે મેદાનમાંથી તેઓને ખેંચતા લઇ જઇને બંદીખાનામાં બંધ કીધા.



## મારયો ગયો ગુલેશુફેદ ગોદરેજના હાથ ઉપર અને પકડાઇ ગયો ગોદરજ જાદુગર લોકોની જાદુઇથી તે બીના.



હવે જયારે એ ખબર ખુદા ગોદરજને થઇ કે તમામ ઇરાની નામદારો જાદુગર લોકોની જાદુઇથી પકડાઇ ગયા અને તેઓને ગોશબીનગોશે પોતાનાં લશકરમાં બાંધીને કેદ કીધા છે ત્યારે પોતાનાં દીલ સાથે અંદેશો કરવા લાગ્યો કે આએ ખુદા તહારી પાસે હુનર છે તેને છુપાવી રાખવો ખુબ નથી. એટલું દીલ સાથે વીચારીને ગમથી બેહોશ થયો અને જયારે પાછો હોશમાં આવ્યો ત્યારે એક પોકાર મારીને સેતાબ પોતાનાં ઘોડા ઉપર સવાર થયો અને શેરની મીસાલ મેદાનમાં આવી ગોશબીનગોશને કહેવા લાગો કે ગોશબીનગોશનાં લશકરમાંથી એક જબરદસ્ત પહેલવાન સેતાબ મહારા મેદાનમાં આવે અને હું ખુદાનો હુનર તે પોતાની નજરે જોય. હું તે મરદ છું કે કીનાને વખતે દુશ્મનનું સર મહારા ઘોડાના પગ નીચે મસલી નાખું છું. જયારે ગોશબીનગોશે ખુદા ગોદરજની જુબાનથી એવા સખુનો સાંભળ્યા ત્યારે તે નાપાકના લશકરમાં ગુલેશુફેદ નામનો એક જાદુ-ગર ભુતની સીકલનો બદસુરત હતો તે પોતાનો ઘોડો દપટાવતો ગોદરજની મુકાબલે આવી ઉભો. તેને જોઇને ગોદરેજે તેને કહયું કે અએ ઉંધે બખતના બદસુરત દેવ હું ખુદાનો જરબ તું સંભાલ એટલું કહીને મ્યાનમાંથી આતશની વરસાવનાર તલવાર ખેંચી અને સેતાબ જઇને ગુલેશુફેદ જાદુગરની ગરદન ઉપર એવી જોરથી મારી કે તેજ વખત તે નાપા-કનું સર દડીની મીસાલ ઉડીને જમીન ઉપર પડયું.

જયારે ગોશબીનગોશે જોયું કે એક વાંકી પીઠનો ઇરાની તલવારના એક જખમથી પહાડની મીસાલનાં પહેલવાનનાં સરને મોરગની મીસાલ તનથી દુર કરી નાંખે છે તે જોઇને પોતે હોશમાં આવ્યો અને પોતાનાં જાદુગર લોકોને બોલાવીને તેઓને કહેવા લાગ્યો કે તમો સેતાબ એ ખુદાનાં મેદાનમાં જાઓ અને તેને તમારા જાદુથી પકડી લાવો. અગર જો તેને જાદુથી તમો નહી પકડશો તો તે ઇરાની આપણાં લશકરમાં એક તન સલામત નહી રાખશે. જયારે જાદુગર લોકોએ એવા સખુનો પોતાના પાદશાહની જુબાનથી સાંભલ્યા તેજ વખતે બાર જાદુગર લોકો એહેરેમનની મીસાલ મેદાનમાં આવીને ગોદરજની આસપાસ ઉભા અને તે નામદાર ઉપર જાદુઇ એવી સખત ચલાવી કે તે નામદારથી એકાએક મુરદાંની મીસાલ જમીન ઉપર પડયો તેજ વખને તેઓ તેને બાંધીને ખેંચતા પોતાના લશકરમાં લઇ ગયા અને ભારી બંધથી બાંધીને જે જગ્યાએ ઇરાની સરદારો કેદ પડેલા હતા તે જગોએ તેને લઇ જઇને બંધ કીધો.



## ખબર થઇ પાદશાહ કેખશરોને તમામ ઇરાની સરદારોના પકડાયા ગયાની અને મુનાજાત કીધી પાદશાહ કેખશરોએ તે હકીકત.



જ્યારે જાદુગર લોકોએ બુઢા ગોદરેજને પકડીને બંધ કીધો તે ખબર પાદશાહ કેખશરોને થઇ કે તમામ ઇરાની સરદારોને જાદુગર લોકોએ જાદુથી પકડીને પોતાના લશકરમાં બંધ કીધા છે તે સાંભલી પાદશાહ કેખશરોનો ચહેરો જરદ થઇ ગયો. પછી એક જગો જઇને બંદગીનો પોશાક તનમાં પહેરયો અને પોતાનું સર જમીન ઉપર ધરીને પાક ઇઅજદાંની નજદીક બંદગી કરવા લાગ્યો અને કહેવા લાગો કે અએ દાદગર સાહેબ પાક પરવરદેગાર તું હમો લોકોથી પુરો વાકેફ છે અને હમો લોકોનો નીગાહબાન અને રેહેનુમા તુંજ છે, અને લડાઇ ગાહમાં હમારો મદદગાર તું શીવાય બીજો કોઇ નથી. જમીન અને જમાનાનો પાદશાહ તું છે અને હમારા જેવા પાદશાહ તારી દરગાહ ઉપર કમીના બંદાની મીસાલનો શુમાર રાખે છે. અએ દાદગર બીમાર આદમીઓનો તુંજ આરામ બક્ષનાર છે અને આજેજ આવેલા બેવારસ લોકોનો તું સીવાય બીજો કોઇજ દાદગર નથી અને ધમના દરયાવમાં પડેલા આદમીઓની કીશતી તુંજ છે અને બેચાર લોકોનો ચારો બતાવનાર તું સીવાય બીજો કોઇજ નથી અને રેહનુમાઇ બક્ષનાર અને કરમ બક્ષેશ કરનાર તુંજ છે—વાસ્તે અએ દાદગર તું પોતાના સખીપણાં અને મહેરબાનગીની રાહે માહરા ઉપર નેગાહ કરીને જો અને બેવારસ થયલાં લશકરની બેચારી અને દલગીરી દુર કર કેમકે હું તાહરો બંદો નાપાક દુશમન જે દેવની મુરાદના ચાહનારા છે તેઓનાં જુલમથી ઘણો બેકરાર છું. વાસ્તે માહરી ઉપર મહેરબાન થઇને મને બલાનાં દરીયામાંથી બહાર કાઢ. અએ પાક દાદગર દાવર હું ઇરાની નામદારોથી દુર પડયો છું અને બેચારગીથી પોતાનાં જીવ ઉપર આવ્યો છું. વાસ્તે આ વખત તું મહારી ઉપર મહેરબાન થઇને મહારી દાદ લઇ મહારા તમામ ઇરાની પહેલવાનો જે નેક રાહના ચાલનાર છે તેઓનો છુટકારો કર. આ વખત મહારા ઇરાની પહેલવાનોને જાદુગર લોકોના હાથથી છોડવવાની કરમ કર કે જેથી ગોયા તુંએ મહને નવેસરથી પાદશાહી બક્ષી એમ થશે. અએ દાદના લેનાર પાક ઇઅજદાં હુ તુંથી એ માંગું છું કે એ વખતમાં જાલેજરનો બેટો તાજબખશ રૂસ્તમ એ જગોએ આવીને હાજર થાય. અએ દાદાર સાહેબ હું તાહરો બંદો એક ચીજથી નાખબર થયો છું કે તે નામદાર પીલતન એ જગોથી ચીનનાં મુલકની તરફ ગરદન ફરાજ બરજોની ખલાસીને વાસ્તે ગયો છે તે સેતાબ આવી પહોંચવો જોઇએ અને મને એકીન છે કે જો તું કુદરતનો સાહેબ માહરા ઉપર મહેરબાન થાય તો તે નામદારને લાવીને એક લેહેજામાં એ જગોએ ઉભો કરે. એ રવેશ પાકજાદ કેખશરો પેદાના કરનાર સાહેબની નજદીક પોતાની મુરાદ માંગીને તમામ રાતનો વખત તે સાહેબની બંદગીમાં ગુજાર્યો.

હવે જ્યારે બાંમદાદનો વખત થયો ત્યારે પાદશાહ બંદગીથી ફારેગ થઇને પોતાના લશ્કરમાં આવ્યો તેવામાં એકાએક કેખશરૂ પાદશાહનાં કાંનમાં અવાજ આવ્યો કે એ કેખશરૂ આજ રોજ હુ પાદશાહનો પાદશાહ ગેશબીન ગોશ લડાઇનાં મેદાનમાં આવી ઉભો છું. વાસ્તે તાહરા ઇરાંની લશ્કરમાં કોઇ પહેલવાનો બાકી રહેલા હોય તેઓને સેતાબ મારા

મેદાનમાં મોકલ યા તું પોતે મારા મેદાનમાં આવ કે આપણુ બંધે પાદશાહ એ મેદાનમાં લડાઇ કરીએ. જ્યાર પાક મજહબનાં પાદશાહ કેખશરૂએ એવો દરામનો અવાજ સાંભળ્યો ત્યારે સેતાબ કીનાથી જોશમાં આવ્યો અને પોતાનું બખતર મંગાવીને તનમાં પહેરીયું તે ઉપર તમાંમ હથીઆર બાંધીને પોલાદની ટોપ પોતાનાં શર ઉપર મૂકી. પછી પાક ઇઅજદાંને યાદ કરીને ચાહયું કે પોતે ગોશબીનગોશના મેદાંનમાં જાએ.



## આવી પહોંચ્યો તાજબખ્શ રૂશતમ અને નાંમદાર બરજો પાદશાહ કેખશરૂની નજદીક તે હકીકત.



જ્યારે પાદશાહ કેખશરૂ લડાઇનાં હથીઆર બાંધીને ઘોડા ઉપર સવાર થયો અને બહાર આવીને જોએ તો એક ગીરદ જંગલની તરફથી નજર આવે છે. પાદશાહ લશ્કરની કલબગાહામાં આવી ઉભો તેવામાં પહાડોની ઉપરથી સ્વારો દોડતા આવીને પાદશાહને ખબર કહેવા લાગ્યા કે દુરથી બે સવાર ચાલ્યા આવે છે. એવી ગોફ્તેગોમાં પાદશાહ હતો તેવામાં દીદબાંન લોકો ઘોડા નખાવતા આવીને પાદશાહને કહેવા લાગ્યા કે એ પાદશાહ જેહાં પહેલવાન રૂસ્તમ નામદાર બરજોને પોતાની સાથે લઇને રખશને તેજીથી દપટાવતો આવે છે. તે ખબર સાંભલીને પાદશાહ કેખશરૂ તે નામદારને એસ્તેકબાલ લેવાને આગલ ચાલ્યો અને કેટલોએક દુર જઇ પોહોચ્યો તેવામાં બેઉ નાંમદારો ઘોડા નખાવતા આવી પહોંચ્યા અને તેઓ પાદશાહને દુરથી જોઇને પોતાના ઘોડા ઉપરથી સેતાબ પેઆદા થયા અને જમીનને બોશો દઇ પાદશાહને સેજદો કીધો અને તેવણુની ઉપર દોવા કરીને પીલતન પહેલવાન કહેવા લાગ્યો કે એ બુલન્દ તાલેના પાહશાહ તારા હાથથી હરગેજ કોઇ બીચારા ઉપર જુલમ હોતો નહી. ઇરાંની પહેલવાંનો કાંહાં ગયા કે તું એ રવેશ પોતાના તન ઉપર લડાઇના હથીઆરો બાંધીને પોતાના બદનને મેહનત આપે છે. જ્યારે પાદશાહ કેખશરૂએ પીલતન રૂસ્તમની જુબાનથી એવા સખુન સાંભલ્યા ત્યારે બીચારા આદમીની મીશાલે પોતાનો તમાંમ હેવાલ તેની આગળ બએઆંન કરી કહયો. જ્યારે તેહમતન રૂસ્તમે પોતાના પાદશાહની જુબાનથી એવા શખતી ભરેલા શખુનો સાંભળ્યા ત્યારે ચીતાની મીશાલે ગુસ્સામાં આવ્યો, અને પાદશાહને કયું કે એ રોશન જીવનાં પાદશાહ આલમને પેદા કરનારના કસમથી હું તુંને કહું છું કે એ નાપાક ગોશબીનગોશનાં સરથી તેનું તન દુર કરી નાખું. એ પાક જાદ પાદશાહ શું જેહાનમાંથી તારો રૂસ્તમ ગુજરી ગયો કે તું એ લડાઇના હથીઆર પોતાનાં તન ઉપર બાંધ્યાં છે. તું જાણ કે મારા ગુજરી ગયા પછી મારાં દોખમાં મધેની ધુલ તારા દુશમન લોકોનાં દીદાને આંધલા કરશે. એ દાદગર પાદશાહ તુંને રોશન હતું કે હું ચીનનાં મુલકની તરફ ગયો હતો. પણ માહારો બેટો ગરદનફરાજ ફરાંમરજ તો જાબોલસતાંનમાંજ છે, તેને બોલાવવો હતો કે તે નામદાર એ નાપાકને રસતાખેજ દેખાડતે. પણ તું પાકજાદ પાદશાહને વાજેબ નહી હતું કે એવા નાપાકની લડાઇના મેદાનમાં જાએ. એ રવેશ કેટલાએક સખુનો પાદશાહને કહીને લડાઇનો કરનાર પીલતન પાદશાહ સાથે ઇરાંની લશકરની કલબગાહામાં ગયો.

# લડાઇ કીધી નામદાર બરજોએ દીમુર પહેલવાન સાથે અને માર્યો ગયો દીમુર પોતાના ભાઇ સાથે બરજોનાં હાથ ઉપર તે હકીકત.



જ્યારે અનજુમનનો સરદાર પીલતન પહેલવાન લશકરની સફમાં જઇ ઉભો ત્યારે દલેર બરજોએ તેને કહયું કે એ મહેરેબાન બાપ, આજ રોજે ગોશબીનગોશની લડાઇ મને બખશ કે મારા ભારી ગોરજે કરીને તે નાંપાકનાં સરમાંથી મગજને બહાર કાહાડું. જ્યારે તેહેમતન રૂસ્તમે બરજોની જબાનથી એવા સખુનો સાંભળ્યા ત્યારે કહયું કે એ બાપનાં જીવ તુંએ બંદીખાનામાં સખતી ઘણી ખેંચી છે તે વાસતે એ લડાઇમાં તુંને જાવું વાજેબ નથી. તું આ જગો ઉભો રહીને મારી લડાઇનો તમાસો જો કે એ નાંપાક સાથે હું આ મેદાનમાં સી રવેસ મરદી કરૂં છું. એવી ગોફ્તેગોમાં રૂસ્તમ અને બરજો હતા તેવામાં એક દીમુર નાંમનો સરકસ પહેલવાંન વાઘની મીશાલે લડાઇનાં મેદાનમાં આવી ઉભો અને મગરૂરીથી પોકારવા લાગો કે સેતાબ બરજો પહેલવાન મારા મેદાનમાં આવે અને પોતાનાં હમનબરદ ચીતાનો તમાંસો જોય. જ્યારે બરજોએ એવા સખુનો સાંભળ્યા ત્યારે ગુસામાં આવીને પોતાનો ઘોડો મેદાનમાં જોહોંકાવ્યો અને પોકાર મારીને તેને કહેવા લાગો કે એ નાપાક બદ બુની-આદનાં દેવ અવલ તારા દફતરમાં મારૂ નાંમ લખેલું હતું કે તેં મેદાનમાં મને બોલાવ્યો છે એટલું કહીને ગુસ્સાથી તેની મોકાબેલ ઉભો. જ્યારે દીમુરની નજર સરફરાજ બરજોની ઉપર પડી તેજ વખત તે નામદાર ઉપર તીરોનો વરસાદ વરસાવવા લાગ્યો. જ્યારે બરજોએ એવો મામલો પોતા ઉપર દીઠો ત્યારે એક પોકાર મારીને ચુંગાલ મારી દીમુરનો કમરબંદ પકડયો અને એક જોર એવો કીધો કે તેને જીન ઉપરથી ઉઠાવીને સેતાબ પાછો જમીન ઉપર માર્યો અને પોતાનાં ઘોડા ઉપરથી નીચે કુદીને તેનું સર કાપી નાખ્યું.

હવે જયારે દીમુરનાં ભાઇ દમુરે પોતાનાં ભાઇને એ રવેશ મુવેલો દીઠો ત્યારે નાપાક અજદાહાની મીસાલે મેદાંનમાં આવીને બરજોને કહેવા લાગો કે એ બદ બુનીઆદનાં બરજો તુંએ મારા નામદાર ભાઇને એ મેદાનમાં માર્યો છે તેનાં કીનામાં તારૂં સર તનથી જુદુ કરીને તારા ખુનથી જમીનનું મોહો સોરખ કરૂં. જયારે નાંમદાર બરજોએ તેની જુબાનથી એ રવેસના સખુનો સાંભળ્યા ત્યાર ગુરસાથી તેને કહયું કે એ નાપાક બેહુદી અકલનાં દેવ તુંબી હમણા દલેર પહેલવાનની દલેરી તારી નજરે જોશે. તું એમ જાણ કે હવડાં હું મારા ભારી ગોરજે કરીને તારા સરને કુટી નાખી તને તારા ભાઇની નજદીક મોકલું છું એટલું કહીને સેતાબ ભારી ગોરજ ઉઠાવ્યો અને એક જરબ કીનાંથી તેનાં સર ઉપર એવો માર્યો કે તે જરબે કરીને તેને ઘોડા સુધાં ગીરદાપેચ કરી નાંખ્યો તેથી તું કહે ગોયા દમુર પોતાની માને પેટે પેદા થયો નહી હતો.



# લડાઈ કીધી પીલગોસે દલેર બરજો સાથે તે વગેરે બીજો અહેવાલ.



જયારે ગોશબીનગોશે પોતાનાં લશકરની કલબગાહામાંથી બરજોની દલેરી એ રવેશ દીઠી તેજ વખત પોતાનાં ઘોડા ઉપર સવાર થઇને ચીત્તાનાં ચર્મનું બખતર પહેર્યું અને બાજુ ઉપર કમાન લટકાવીને પેચદાર નેજો હાથમાં ધર્યા પછી ઘોડો દપટાવતો મેદાનમાં આવીને દલેર બરજોની મોકાબેલ ઉભો અને તેને કહેવા લાગ્યો કે એ જવાંમરદ હમણાં લડાઇનો હુન્નર તને શીખવું છું અને તું એટલી મગરૂરી કરે છે પણ તારી માહાતમમાં દશતાંનનાં રૂસ્તમને જારી કરવા બેસાડું. જયારે બરજોએ ગોશબીનગોશની જુબાનથી એવો સખુનો સાંભળ્યા ત્યારે ગોરસામાં આવીને તેને કહેવા લગ્યો કે એ નાપાક બુરી ખસલતનાં દેવ જમાનાનો દલેર બરજો તે હું છું. હમણા તારા સરને સીહા ખાકમાં નાખું. એટલું કહીને સેતાબ પોતાનો ભારી ગોરજ ઉઠાવ્યો. તેને જોઇને ગોસબીનગોસે પોતાનાં સર ઉપર ઢાલ પકડી પછી ગરદનફરાજ બરજોએ પોતાનાં જોરથી ગોરજ એવો માર્યો કે તેનાં જરબે કરીને ગોસબીનગોસની આગળ જેહાંન અંધારી થઇ તોપણ તેનાં બદનને એલજાંમ પેહોંચ્યો નહી. જયારે બરજોએ એ રવેશ ગોરજ માર્યો ત્યારે તે નામદાર એવું ગુમાન લઇ ગયો કે ગોસબીનગોસ માર્યો ગયો હશે. જયારે નામદાર બરજોએ તેને જીન ઉપર સલામત બેઠેલો દીઠો ત્યારે અજબ રહીને પોતાનું મોહ આસમાંનની તરફ ધર્યું અને કહેવા લાગ્યો કે એ કુદરતનાં સાહેબ એવું દેખાડવું તુંથીજ છે. વાસતે એ પાક દાદગર તું મને પાદશાહ કેખશરોની નજદીક શરમીનદો ના કરતો. એવામાં ગોસબીનગોસે બરજોને કહયું કે એ નામદાર જાણુલી હવે તું એક જખમ હું ખુદાને હાથનો સંભાલ. એટલું કહીને ભારી ગોરજ ઉઠાવ્યો. તેને જોઇ બરજો ઢાલની નીચે છુપો થયો. પછી તે દેવે કીનાંથી બરજો ઉપર જરબ માર્યો. તેનો જરબ આવતો જોઇ પોતાનું સર ચોરાવી લીધું. જયારે ગોશબીનગોસે બરજોમાં એ રવેશ મરદી અને જોર દીઠાં ત્યારે હાથમાંથી ગોરજ નાખીને સેતાબ નેજો હાથમાં ઉઠાવ્યો. તેને જોઇને નામદાર બરજોએ પોતાનો નેજો હાથમાં ધર્યો અને બંને સવારો એક બીજા ઉપર નેજા મારવા લાગા તેનાં જખમે કરીને તેઓના બખતર ચારણીની મીસાલ સુરાખદાર થયાં પછી સરફરાજ બરજોએ જુબાન ઉપર પાક યજદાંનું નામ લઇને એક નેજો જોરથી તેની કમર ઉપર મારયો તેના જરબથી ગોશબીનગોશનું તન ધુજવા લાગું. એ મીસાલ એક બીજા ઉપર જોશથી નેજા મારતા હતા તોપણ કોઇ સવારને એલજાંમ નહી પહોંચ્યો. જયારે પીલતન રૂસ્તમે તેઓની લડાઇ એ રવેશ દીઠી ત્યારે પોતાનું મોંહ હકતાલાની દરગાહની તરફ કરીને કહેવા લાગો કે અએ પાક દાદગર દાવર આ વખતમાં બરજોની ફરયાદે તુ પહોંચ એટલું કહીને પોતાનું સર જમીન ઉપર મુકયું અને આજીજી કરીને બરજોને વાસ્તે મદદ માગવા લાગો.

હવે પેલી તરફ બંને પહેલવાનોનાં નેજાની નોક બુઠઠી થઇ તોપણ તે બેઉમાંથી કોઇ આજેજ આવ્યો નહી તેથી તેઓએ પોતાના નેજા પડતા મેલીને એક બીજા ઉપર ચુંગાલ મારવા લાગા અને એક બીજા ઉપર કમરબંદ પકડીને જોર કરવા લાગા કે તે બેઉમાંથી

ઓકને ઉઠાવી લઇએ તોપણ કોઇ સવારનો પગ રેકાબમાંથી હાલ્યો નહી અને બેશુમાર જોર કરવાથી તેઓનાં કમરબંદ તુટી ગયા ત્યારે ગોશબીનગોશે બરજોનાં કમરબંદ ઉપરથી હાથ ઉઠાવ્યો અને સેતાબ તલવાર ખેંચીને એક જખમ બરજોની કમર ઉપર મારયો જેથી કરીને તે નામદારના કમરબંદની સાંકળ તુટીને કમરબંદના બે તુકડા થયા. તેવામાં ગોશબીનગોશના લશકરમાંથી એક હજાર સવાર અહેરેમનની મીસાલ દોડતા મેદાનમાં આવીને બન્જોની આસપાસ ફરી વળ્યા અને જેમ આફતાબને વાદલ છુપાવે તે મીસાલ બરજોને ઘેરી લીધો.

હવે એ તરફ જ્યારે પીલતન રૂસતમે જોયું કે દુશમન લોકો દગાબાજીથી બરજોને વચમાં ઘેરી લીધો છે, ત્યારે એક પોકાર બહારના વાદળની મીસાલ મારીને ઇરાની લશકરને ફરમાવ્યું કે હવે તહમે શા વાસ્તે જોયા કરો છો. સેતાબ મેદાનમાં જાઓ અને દુશમન લોકોના શીર પગ નીચે લાવો. જ્યારે ઇરાની સવારોએ તેહમતનની જુબાનથી એવા સખુનો સાંભળ્યા ત્યારે તેઓ ઘોડા દપટાવતા જઇને ગોશબીનગોશના લશકર ઉપર તીરોનો વરસાદ વરસાવવા લાગા અને કેટલાએક દલેર સવારો ગોરજ અને સમશેરથી દુશમનના લશકરને ખાકમાં નાખવા લાગા. તેઓની ધરપકડના અવાજે કરીને જેહાંન શોહોર ભરેલી થઇ અને દુશમનના સવારોના સર દડીના મીસાલ હવા ઉપર ઉડવા લાગા. એવી સખત લડાઇ જોઇને ગોશબીનગોશ તે મેદાનમાંથી ધુઆની મીશાલ પોતાના લશકરની કલબગાહમાં જઇ ઉભો.



## લડાઇ કીધી બાનુ ગોસશપે ગોશબીનગોશ સાથે મેદાનમાં અને એક કાન કાપ્યો તેનો બાનુ ગોસશપે તે વગેરે બીજો એહેવાલ.



જ્યારે બાનુ ગોશસપે સાંભળ્યું કે ગેવ અને બરજો ગોશબીનગોશના લશકરમાં કેદ પડયા તેજ વખતે પોતાનાં તન ઉપર બખતર પહેર્યું અને લડાઇના તમામ હથીયારો બાંધીને મોહો ઉપર બુરખો નાખ્યો અને ઘોડા ઉપર સવાર થઇને પોતાના બેટાની જોસતેજોઇને વાસ્તે ગોશબીનગોશના લશકરની આસપાસ ફરતી હતી. જે વારે બાનુ ગોશસપ લડાઇના મેદાનની તરફ આવી પહોંચી તે વારે જોયું કે નાપાક જાદુગર લોકોએ નામદાર બરજોને ઘેરી લીધેલો છે. તેજ વખતે આદર ગોશસપની મીસાલે મેદાનમાં આવીને ગોશબીનગોશના લશકરને બરહમ મારવા લાગી અને દુશમનોના સવારોનાં ખુનથી જમીનનું મોહો લાલાની મીસાલે શોરખ કરવા લાગી. જે વારે ગોશબીનગોશે તે સવારને દીઠો કે ગોયા ભુખ્યા શેરની મીસાલે લશકરમાં ખરાબી કરે છે, તેવોજ સેતાબ ધુંઆની મીસાલે બહાર આવીને તેને કહયું કે એ લડાયક પહેલવાન તું પોતાનું નામ આ મેદાનમાં જાહેર કરી કહે કારણ કે તું મારા હાથથી તારો જાન સલામત લઇને જવાનો નથી. જ્યારે બાનુઓની બાનુએ ગોશબીનગોશની જુબાનથી એવા સખુનો સાંભળ્યા ત્યારે ગુસ્સામાં આવીને કહેવા લાગી કે અએ બુરી બુન્યાદનાં આદમી હું બુજોરગ બુન્યાદનો પહેલવાન છું અને મારા બાપે મારૂ નામ નેકાબઅફગન રાખ્યું છે. હવડાં મારા ભારી ગોરજે કરીને તારી પીઠ ભાંજી નાખું

અને મારા નેજાની નોકે કરીને તારો સીનો સીવી લેઉં. મારી લડાઇનો હોનર હવડાં તું તારી નજરે જોશે એટલું કહીને ભારી ગેરજ હાથમાં ધરયો. તેને જોઇને ગોશબીનગોશે પોતાનું સર ઘોડાની ગરદન ઉપર મેલ્યું. તેજ વખતે નેકાબઅફ્ગને ગેરજનો એક જરબ ગોશબીનગોશની પીઠ ઉપર મારયો. જયારે ગોશબીનગોશે નેકાબઅફ્ગનની એવી દલેરી દીઠી ત્યારે હસીને કહેવા લાગ્યો કે અએ ઇરાની દલેર તું પોતાની જુબાનથી પોતાની તારીફ બેહદ કરતો હતો. પણ તારા ગેરજનો એક જરબ બચ્ચાંની રમતની મીસાલ મને નજર આવે છે. જયારે નેકાબઅફ્ગને ગોશબીનગોશની જુબાનથી એવા સખુનો સાંભળ્યા તે વારે તેની દલેરી જોઇને અજબ થવા લાગી. અને પોતાના દીલ સાથે પેદાના કરનારને યાદ કરીને કહેવા લાગી કે અએ કુદરતનાં ખાવંદ લડાઇ ગાહમાં ઇરાની પહેલવાનોને તું હમેશ ફતેહ-મંદી બક્ષે છે અને ઇરાની લોકોને મદદ તુંથીજ છે. વાસ્તે અએ દાદગર દાવર હું આ વખત તારેથી એજ ઉમેદ રાખું છું કે અએ નાપાક દેવની સુરતનાં આદમીને મારી તલવારે કરીને ખાકમાં નાખું. એટલી પોતાના દીલમાંની મુરાદ દાદગર દાવરની દરગાહમાં કહીને સેતાબ ગીયાનથી તલવાર ખેંચી અને ગોશબીનગોશનાં સીર ઉપર એવી મારી કે તે તલ-વારનાં જરબથી તે નાપાકનો એક કાન કાપી નાખ્યો. પછી સેતાબ પોતાના ઘોડાની લગામ ફેરવીને જંગલની તરફ નીકલી ગઇ. તેની એવી દલેરી જોઇને તમામ દલેરો અજબ થવા લાગા. પછી પાદશાહ કેખશરોએ મીલાદનાં ગુરગીનને ફરમાવ્યું કે અએ લડાયક પહેલવાન તું સેતાબીથી એ નાપાક ગોશબીનગોશનાં મેદાનમાં જા અને તારી મરદાનગીએ કરીને તેનું સર તનથી જુદું કર. આ સખુન પાદશાહની જુબાનથી સાંભલીને ગુરગીન કહેવા લાગો કે અએ ઇરાન જમીનના પાદશાહ તું મને બેગુનાહ શા વાસ્તે મારે છે? મેં તારી દરગાહમાં આજ સુધી કાંઇ ગુનાહ કીધો નથી અને હમણાં એકાએક એવો સીતમ મારી ઉપર તું ગુજારે છે. અગર તું પાદશાહની મરજી મને મારી નખાવવા ઉપર છે તો તું પોતાની નજ-દીક મને મારી નાંખ પણ એ ડરામણી સીકલના દેવના મેદાનમાં હું હરગેજ નહીં જાઉં. ગુરગીનની જુબાનથી એવા સખુનો સાંભળીને પાદશાહે તેને કહયું કે એ નામજુય ગુરગીન તું એવા સખુનો બોલવાથી શરમાતો નથી કે તું એવા હીચકારાપણાનાં સખુનો બોલે છે. વાસ્તે તુંને એ નાપાકની લડાઇમાં જવું જોઇએ અને તું જાણ કે જેહાનનો પેદા કરનાર જે ચાહશે તે કરશે અને તું તારા જોર અને કુવત ઉપર કાંઇ ગુમાન નહી રાખ અને પાક દાવરનું નામ જુબાન ઉપર લઇને હીમત પકડ.



## આવ્યો મીલાદનો ગુરગીન ગોશબીનગોશનાં મેદાનમાં અને તેનાં બેઉ દાંત ગફલતથી તોડી નાખ્યા તે હકીકત.



જયારે પાદશાહ કેખશરોની જુબાનથી એવી બજીદાઇ ભરેલા સખુનો ગુરગીને સાંભલ્યા ત્યારે કહેવા લાગો કે અએ પાકજાદ પાદશાહ હું તારા હુકમથી એ નાપાક દેવના મેદાનમાં જાઉં છું. એટલું કહીને પોતાનો ચહેરો ઘાસની મીસાલ જરદ કીધો અને સેતાબ

પોતાનો ઘોડો મેદાનમાં જુકાવીને ગોશબીનગોશને કહેવા લાગો કે અએ નાપાક બદ બુની-આદનાં મરદ હમણા તુંને મારા ભારી ગોરજે કરીને તારાં સરમાંથી મગજ કાઢી નાખું છું. જયારે ગોશબીનગોશે ગુરગીનને એ રવેશ દીઠો તે વારે સેતાબ જગોથી કુદીને હાથી ઉપર સવાર થયો અને સીહા પહાડની મીસાલ મેદાનમાં ગુરગીનની મુકાબલે આવ્યો. તેને જોઇને નામદાર ગુરગીને પોતાનો ગોરજ ઉઠાવી તેને કહેવા લાગો કે મીલાદનો બેટો હુન્નર ભરેલો નામદાર ગુરગીન મારૂ નામ છે એટલું કહીને પોતાનો ગોરજ ગોશબીનગોશના સર ઉપર મારયો. તેનો જરબ ગોશબીનગોશે એક દરીની મીસાલ રદ કીધો અને હસીને ગુરગી-નને કહેવા લાગો કે અએ નામદાર ઇરાની પહેલવાન હવે મારા ગોરજની નોબત તુ જો કે હમણા તુંને તારા ઘોડા સાથે ખાક ઉપર નાખું છું. જયારે મીલાદનાં ગુરગીને ગોશબીન-ગોનની જુબાનથી એવા સખુનો સાંભલ્યા ત્યારે પોતાના દીલ સાથે ડરીને કહેવા લાગો કે અએ ગુરગીન, હવે એ જગોથી નાસવું બહેતર છે કાંય જે એ નાપાકનાં ગોરજની તાબેશ તારામાં નથી. એટલું દીલ સાથે વીચારીને ગોશબીનગોશની દેહેશતથી પોતાના ઘોડાની લગામ ફેરવી અને સેતાબ પવનની મીસાલ ઇરાની લશકરની તરફ નાસવાનો ઇરાદો કીધો. તેનો એવો ઇરાદો જોઇને ગોશબીનગોશ ગફલતમાં ઉભો રહીને હસવા લાગો કે તેવામાં ગુરગીન અચણુચો તેની નજદીક પાછો આવીને એક ગોરજ તેના મોંહ ઉપર એવો મારયો કે તેના જરબથી તે નાપાકના બેઉ દાંત તોડી નાખ્યા અને સેતાબ પોતાનો ઘોડો પાછો ફેરવીને ઇરાની લશકરમાં આવ્યો અને પાદશાહની નજદીક જઇને તેને કહેવા લાગો કે અએ ફતેહમંદ બખતના પાદશાહ મારા બુઢાપાના વખતમાં એક કામ મેં એવું કીધું છે કે કયામત લગી મારી તારીફ જેહાનમાં રહેશે. મીલાદનાં ગુરગીનની જુબાનથી એવા સખુનો સાંભળીને પાકજાદ પાદશાહ કેખશરો હસવા લાગો.



## ગયો જવારેહ ગોશબીનગોશની લડાઇમાં તે વગેરે બીજો અહેવાલ.



જયારે મીલાદનો ગુરગીન ઇરાની લશકરમાં પાછો આવ્યો ત્યારે જાલેજરના બેટા જંવારેહને ફરમાવ્યું કે ગોશબીનગોશના મેદાનમાં જઇને તેના સરને તનથી દુર કરે. પાદ-શાહની જુબાનથી એવો હુકમ સાંભલીને જવારેહ સેતાબે પોતાનો ઘોડો મેદાનમાં જુકાવ્યો અને અવાજ મારી કહયું કે અએ ઉંધી અકકલના ગોશબીનગોશ તું તારી બાજુ ઉપર મગરૂર થઇને કોઈ પહેલવાનને મોજુદમાં લાવતો નથી. પણ તું એમ જાણ કે હમણા તારા સરને મારા ભારી ગોરજે કરીને કુટી નાખું એટલું કહીને ઘોડાને જોલાન કરવા લાગો. જયારે જવારેહના મોંહથી ગોશબીનગોશે એવા સખુનો સાંભલ્યા ત્યારે ગુસ્સામાં આવીને જવારેહનો કમરબંદ પકડયો. તેને જોઇને જવારેહ પહેલવાને તેના કમરબંદ ઉપર ચુંગાલ મારી પછી એક બીજા ઉપર જોર કરવા લાગા.

હવે આ તરફથી જયારે પીલતન પહેલવાને જોયું કે જવારેહ ગોશબીનગોશનાં મેદા-નમાં લડાઇ કરે છે તેજ વખતે તાજબક્ષ રૂસ્તમ લડાઇનાં મેદાનમાં જઇ પહોંચ્યો અને

અવાજ મારીને કહયું કે અએ નાપાક બદફુનીઆદના દેવ તારી લડાઇને હમનબરદ આવી પહોંચ્યો છું. હવે મારા નેઝાની નોકે કરી તારો સીનો સીવી લઉં. અગર તું માં મરદાનગી હોય તો મારી મુકાબલે ઉભો રહીને લડાઇ કર. જ્યારે ગોશબીનગોશના કાનમાં રૂસ્તમનો અવાજ પહોંચ્યો ત્યારે જવારેહનો કમરબંદ મેલીને જોય છે શું કે એક પહેલવાનની ગરદનનો દલેર શેરની મીસાલ ગુસ્સાભરેલો થઇને ઉભેલો છે. પછી ગોશબીનગોશે તેને પુછયું કે અએ પહેલવાન તારૂ નામ શું ધરાવે છે. જ્યારે તે નાપાકની જુબાનથી એવા સખુનો સાંભલ્યા ત્યારે હસીને કહયું કે મારૂ નામ જેહાનમાં હરગેજ છુપું નથી. અગર જો તું મારૂ નામ તારે કાને સાંભળે તો મારા નામની દેહસ્તે કરીને ખાક ઉપર પડે કાંવ જે સામે સવારનો નબીરો તેહમતન રૂસ્તમ તે હું છું. જ્યારે ગોશબીનગોશે રૂસ્તમની જુબાનથી એવા સખુનો સાંભલ્યા ત્યારે હસીને કહેવા લાગો કે અએ નામદાર દલેર હવે રાતનો વખત નજદીક પહોંચ્યો છે વાસ્તે કાલ રોજે આફતાબ પોતાનું સર બુલંદીમાં ઉઠાવે તે વખતે આપણે જોઇએ કે એ ફરતો આસ્માન કોણુની મુરાદે ફરે છે. એટલું કહીને લડાઇગાહમાંથી પાછો ફરી પોતાના લશકરમાં ગયો. જ્યારે ગોશબીનગોશને રૂસ્તમે એ રવેશ મેદાનમાંથી પાછો ફરતો દીઠો ત્યારે પોતાના રખશની લગામ પાછી ફેરવીને જેહાનના પાદશાહની નજદીક આવ્યો. પછી મજલેસ બનાવીને તમામ સરદારો સાથે ખાનુ ખાવા બેઠા અને એક તરફથી શાકી લોકો સરાબનો દોર ફેરવવા લાગા અને બીજી તરફથી પરીને ચેહેરની રામસગરોનાં ખુશ અવાજ નીકળવા લાગા અને જવાંમર્દ પહેલવાનોનાં સર સરાબે કરીને શોરબ થવા લાગ્યા.



## આવ્યો પહેલવાન એકદસ્ત રૂસ્તમનો રખશ ચોરવા અને જઇ પહોંચ્યો રૂસ્તમ તેના નજદીક તે વગેરે બીજો અહેવાલ.



હવે જ્યારે તે મીજલસમાં શરાબનો દોર પએ દરપે ફરવા લાગો અને તે મીજલસના લોકો પુર ખુશીમાં આવ્યા તેવામાં જોએ છે શું કે એક મરદ તે મીજલશની દરમ્યાન આવીને કહેવા લાગો કે એ પીલતન પહેલવાન, એક પહેલવાન હાથમાં એક ભારી ગોરજ પકડીને છુપ્યો થઇ ઉભો છે. તેને જોઇને મેં તેનું નામ પુછ્યું. પણ તેણે મને કશો જવાબ દીધો નહી. તે સબબથી હું તું નામદારની નજદીક ખબર કરવા આવ્યો છું. જ્યારે તાજબખશ રૂસ્તમે તે મરદથી એવા સખુનો સાંભળ્યા ત્યારે તેને રૂખસત આપીને સેતાબ તે મીજલેશ-માંથી પોતે ઉઠી ઉભો થઇ અને મીજલસનાં પહેલવાનોને કહયું કે, નામદાર લોકો તમો એ જગ્યાએ ખુશી સાથે બેસજો હું હમણાં બહાર જઇને પાછો આવું છું. અને જોયું કે કોણુ બેગાનો મરદ છુપો થઇ ઉભો છે. અગર ગોશબીનગોશના લશકરમાંનો કોઇ પહેલવાન હશે તો તેજ વખતે તેનાં જીવથી આસુદો કરીને તેને ખાકનું બીછાનુ સોપુ. એટલું કહીને હાથમાં ભારી ગોરજ ધર્યો અને શીહા રાતને વખતે એખલો રાહમાં ચાલ્યો અને બહાર નીકળીને જોઇશું કે એક મરદ હાથમાં ગોરજ પકડીને ઉભેલો છે. તેજ વખતે તેની નજદીક

જઇને તેને સરથી તે પગ સુધી નેગાહ કરીને જોયો. જ્યારે પીલતન પહેલવાને તેને સારી રવેશથી જોયો તે વાર તેને પીછાણ્યો કે એ પહેલવાન એકદસત છે. પછી અજાણ્યો થઇને પુછવા લાગ્યો કે એ મરદ તું કોણ અને તારૂં નામ શું ધરાવે છે, અને એવી જગ્યાએ શીહા રાતને વખતે છુપો શા વાસ્તે ઉભો છે. અગરજો તું તારી મોરાદ મારી નજદીક જાહેર કરે તો તે તારી મોરાદને હું બજા લાવું. જ્યારે તહેમતની જુબાનથી એવા લાયકી ભરેલા સખુનો એકદસ્તે સાંભળ્યા ત્યારે જવાબ દીધો કે એ મરદ અવલ તું પોતાનું નામ અને ભેદથી મને વાકેફ કરે તો હું પોતાનો અહેવાલ તારી આગળ બોલું. એકદસ્તને મોહોથી એ સખુન સાંભળીને તાજબખશ રૂસ્તમ બોલાવા લાગ્યો કે મહારૂં નામ દલેર બેહરોજ કરીને કહે છે અને મારૂં વતન બુખારાંની સર જમીનમાં છે અને હું એ જગ્યા એટલા વાસ્તે આવ્યો છું કે મારી કવી બાજુએ કરીને જાલનાં બેટા રૂસ્તમને પકડું અને જો આજની રાતમાં તેની આરામગાહાની જગ્યા હું પામું તો મારી પેચદાર કમંદથી તેનાં મુશ્કા બાંધીને સેતાબ તુર્કસ્તાનમાં લઇ જાઉં અને તેને પાદશાહ અફ્રાશીઆબની નજદીક લઇ જઇને તે તુરકી પાદશાહને હવાલે કરૂં. જ્યારે દલેર એકદસ્તે એવા સખુનો રૂસ્તમની જુબાનથી સાંભળ્યા ત્યારે ખુશી થઇને રૂસ્તમને કહેવા લાગ્યો કે એ નામદાર બેહરોજ હું તુંને કહું છું કે તુરાન જમીનથી રૂસ્તમનો રખશ ચોરવાને આવ્યો છું. અગર હું રૂસ્તમનો રખશ મારા હાથમાં લાવું તો રખશ વગર રૂસ્તમ લંગડો થઇને લડાઇ કરવાથી બંધ થાય અને ઓરત લોકોની મીસાલે અયવાનમાં બેચારો થઇને બેસી રહે. વાસતે એ દલેર બેહરોજ આપણે એતેફાકથી રૂસ્તમ ઉપર કમીંગાહ કરીને તેની જે ચીજો હાથમાં લાવીએ તેને બન્ને જણ વહેંચી લઇએ. અગર એ મુજબ તારી મરજી નહી હોય તો તું તારો રસ્તો પકડ અને હું મારા ઇરાદા મુજબ કામ બજાવીને મારા મકાનની તરફ જાઉં. નામદાર પહેલવાન મારી ખાહેશ એમ છે કે આપણ બન્ને દલેરો એતેફાક કરીને એકબીજાની બીનાથી વાકેફ થયા છીએ. તે સબબથી આપણ એકબીજાનાં એતેફાકથી સાથે કામ કરીએ તે ખુબ છે. દલેર એકદસતની જુબાનથી એવા શખુનો સાંભળીને પીલતન પહેલવાને તેને કહયું કે એ શરાફરાજ પહેલવાન મારા જોવામાં આવે છે કે તું કોઇ બુજોરગ ખાનદાનનો અને નસલનો છે. વાસતે અવલ તું પોતાનું બુજોરગ નામ મારી આગળ જાહેર કરે તો હું તારી સાથે હમરાહ અને શરીક થાઉં. એ સખુન સાંભળીને એકદસ્તે જવાબ દીધો એ નામદાર મારૂં નામ હુલાએ કરીને કહે છે અને મહાચીનની સર જમીનમાં મારૂં વતન છે.

હવે જ્યારે તેહમતન રૂસ્તમ અને દલેર એકદસત એ બેઉની દરમેઆંન પુરો એખલાસ થયો ત્યારે તે બેઉ પહેલવાનો સેતાંબીથી રૂસ્તમનાં એસતેબલખાનાંની નજદીક જઇ પહોંચ્યા. પછી રૂસ્તમે એકદસ્તને કહયું કે તું તારી કમંનદ જો એ દીવાલ ઉપર નાખીને એસતે-બલખાનામાં દાખલ થાય તો હું રૂસ્તમનાં ખોઆબગાની તરફ જાઉ અને તેને મારી કમં-નદથી બાધીને એ જગો લઇ આવું. જેવારે તેહમતનની જુબાંનથી એવા સખુનો સાંભળ્યા તેવારે એકદસતે રૂસ્તમને કહયું કે એ બેહરોજ તું એ જગો સાયત ઉભો રહે તો હું એસતેબલખાનામાં જઇને દરોગો પાશબાંની કરવાને સારૂ જાગતો હોય તેને જોઉ. એટલું કહીને સેતાબ એસતેબલખાનાંની દીવાલ ઉપર ચડી ગયો અને અંદર દાખલ થઇને જોયું કે

તમામ જગો ઘોડાઓએ કરીને ભરાઇ ગયલી છે. પછી તેમાંથી એક ઘોડો ઉઠાવીને રૂસ્તમને કહેવા લાગ્યો કે દલેર બેહરોજ હું એ ઘોડાને તારી તરફ ફેકુ છું તેને તું જીલી લેજે. એટલું કહીને રૂસ્તમ ઉપર ઘોડો ફેંકયો તેને ફેંકતો જોઇને સેતાબ તેહમતને તે ઘોડાને જીલી લીધો. એ મુજબ દલેર એકદસતે તમામ ઘોડા તેહમતન ઉપર નાંખ્યા તેને તેહમતને જીલી લીધા એ મીસાલે ઘોડા જીલતાં એક ઘોડો રૂસ્તમનાં હાથમાંથી જમીન ઉપર પડયો તે જોઇને એકદસ્ત ગુસ્સાથી તેને કહેવા લાગો કે એ બેહેરોજ એક ઘોડો જીલવાની તારામાં તાકાત નથી તો તાજબખશ રૂસ્તમને તારી કમંનદમાં શી રવેસ બાંધશે. એટલું કહીને પછી એકદસ્ત રૂસ્તમનાં રખસની નજદીક જઇ તેને પકડવાનો કસદ કીધો. એકદસ્તને દુરથી આવતો જોઇને તેજ વખત તે રખસ પોકાર કરીને પહેલવાંન લોકોની મીસાલ મસતી કરવા લાગો અને ચાહયું કે દલેર એકદસ્તને પોતાની લાતે અને દાંતે જખમી કરે. એવો મામલો જોઇને સેતાબ એકદસ્ત તે રખસની આગલથી દુર જઇ ઉભો અને તેહેમતનને કહેવા લાગો કે એ બેહરોજ એક ઘોડો પહેલવાંન લોકોની મીસાલ મારી મોકાબેલ આવીને મસતી કરે છે. વાસ્તે તેને મારા ગોરજે કરીને નરમ કરૂં તો તે મારા હાથમાં આવે. એકદસ્તની જુબાનથી એવા સખુનો સાંભલીને તેહેમતનનું દેલ દરદ ભરેલું થયું. પછી તેને કહયું કે એ નામદાર હુલાએ બેહેતર એ છે કે તું તે ઉપર કમનદ નાંખીને તેના પેચથી પકડ કાંયજે તે રૂસ્તમનો રખશ હશે તેથી એટલી મસતી કરતો હશે. જેવારે બેરોજથી એ સખુન સાંભલ્યા તેજ વખત પોતાની કમંનદ લઇને તેની ગરદન ઉપર નાંખી તેથી તેની ગરદન બંધમાં આવી તોપણ તે રખસ ખેંચાઇને તેનાં હાથમાં આવ્યો નહી. પછી પાછો આવીને રૂસ્તમને કહેવા લાગો કે એ બેહરોજ તું આવે તો આપણ એ રખસને પકડી લઇએ. જેવારે તેહમતને એ રવેસનાં સખુનો એકદસ્તથી સાંભલ્યા તેજ વખત દીવાલ ઉપર કમંદ નાંખીને સેતાબ ઉપર ચડી ગયો પછી એકદસ્તને સાથે લેઇને એશતેબલખાનામાં દાખલ થયો. જેવારે નામદાર. રખશે પોતાનાં ખાવંદને દુરથી આવતો દીઠો ત્યારે ગોસપંદની મીશાલ ગરીબ થઇને તેની નજદીક ઉભો રહયો. પછી તેહમતને તેને પકડીને સેતાબ તે ઉપર ખોલલી પીઠે સવાર થયો અને એકદસ્તને કહયું કે એ નામદાર હુલાએ અગર જો તું સેતાબીથી એ દરવાજો ખોલે તો રૂસ્તમનો રખ્સ આપના હાથમાં આવ્યો છે તેને લેઇ જઇએ. એ સખુન સાંભલીને સેતાબ એકદસ્તે ગોરજ ઉઠાવ્યો અને દરવાજાની નજદીક જઇને એવો જોરથી માર્યો કે તેજ વખત દરવાજો ટુટીને હેઠલ પડયો. પછી રૂસ્તમે સેતાબ રખસને તે દરવાજા ઉપરથી કુદાવીન દપતાવતો મજલેસમાં લેઇ આવ્યો અને જે બીનાં નીપજી હતી તે ઇરાંની પહેલાંવ-નોની નજદીક બએઆંન કરીને કહી.

હવે પેલી તરફ જેવારે દરવાજો તુટી પડયો તેનાં અવાજથી દરોગો બેદાર થયો અને ઉઠીને જોએશું કે એક મરદ હાથમાં ગોરજ પકડીને ઉભેલો છે પછી તેની નજદીક જઇને પુછવા લાગો કે એ મરદ તું કોણ છે અને એવી સીહા રાતને વખત તારૂં એ જગો કામ શું છે. જેવારે એકદસ્તે તે દરોગાના જુબાનથી એવા સખુનો સાંભલ્યા ત્યારે ગુસામાં આવીને સેતાબ એક ગોરજ તેનાં શર ઉપર માર્યો. તે ગોરજનાં જરબથી બીચારો દરોગો તેજ વખત ખાક ઉપર પડીને પોતાનો જાંન એકદસ્તને હવાલે કીધો. ત્યાર પછી

એકદસ્ત બહાર અવીને બેહરોજને ચોતરફ નેગાહ કરી જોવા લાગો. જ્યારે બેહરોજને એકદસ્ત પામ્યો નહી ત્યારે દેલ સાથે કહેવા લાગો કે બેહરોજ મારા કરતાં વધારે સરસ ચોર હતો તેથી રખશને લેઇ સેતાબ નીકળી ગયો છે જેને લીધે મારી મોરાદ જે મારા દીલમાં હતી તે જેમની તેમ રહી ગઇ. એ રવેસ પોતાનાં દેલ સાથે નાઉમેદ થાઇને બેરેહાજનાં કામ ઉપર લેઆંનત નાંખી આગળ ચાલ્યો.



## ગયો રૂસ્તમ બરજોની સાથે એકદસ્તની આગલ અને એખલાસ કરીને પાદશાહ કેખશરોની નજદીક લેઇ આવ્યો એકદસ્તને તે વગેરે બીજો અહેવાલ.



હવે જેવારે રૂસ્તમ રખસ ઉપર સવાર થઇને ઇરાની પહેલવાનોની નજદીક જઇ ઉભો ત્યારે તે નામદારે મજલેશનાં પહેલવાનોની નજદીક તમામ હકીકત ખોલી કહી. તે તમામ હકીકતો સાંભલીને બરજો બોલ્યો કે એ નામદાર પહેલવાંન દલેર એકદસ્તે કાકેલનાં જનજીરામાં ઘણી જવાંમરદી કીધી છે. તે વાસતે આપણુ બન્ને પહેલવાનો તેની નજદીક જઇને તેને આપણુા પાકજાદ પાદશાહાની નજદીક બોલાવી લાવીએ. એ સખુન સાંભલીને તમામ સરદારો બરજોનાં શખુન ઉપર રાજી થયા. પછી નામદાર બરજો અને તાજબખશ રૂસ્તમ એ બેહુ પહેલવાંનો મજલેશમાંથી એકદસ્તને બોલાવવા સારૂ બાહાર નીકળ્યા અને તે જગો જઇને જોય છે કે એક મરદ ગુસ્સાભરેલો શેરની મીશાલ હાથમાં ગોરજ પકડીને ઉભેલો છે. જેવારે પીલતન પહેલવાંને તેને એ રવેસ ઉભેલો દીઠો ત્યારે તેને કહયું કે એ મરદ એવી સીહા રાતને વખત તું એ જગો શા વાસતે ઉભો છે. રૂસ્તમને મોહોથી એવા સખુનો સાંભલીને તેને પીછાંણ્યો કે એ બેહરોજ પહેલવાન પાછો આવ્યો છે. જેવારે એકદસ્તે તેને પીછાણ્યો ત્યારે ગુસ્સામાં આવીને તેને કહેવા લાગો કે એ ઉંધા બખતનાં ચોર, તું પોતાનો ફરેબ કરીને રૂસ્તમનાં રખસને મારા હાથમાંથી ચોરી લેઇ ગયો અને વળી હમણાં બીજા ચોરને પોતાની સાથે લાવીને બીજે મરતબે ચોરી કરવાનો દાવો ઢુંડે છે. તે સાંભલીને રૂસ્તમ તેની નજદીક તમામ આગલી બીનાં દાખલા સાથે તેને કહી સંભલાવી. જેવારે એકદસ્તે તે તમાંમ હકીકત દાખલા સાથે સાંભલી ત્યારે હસીને તેને કહયું કે એ પીલતન હમેશ તું ગરીબ લોકોની દુઆને લાયક હોજો. પછી કહેવા લાગો કે તું ફરેબથી તારા રખસને મારા હાથમાંથી લેઇ ગયો. તે સાંભલીને રૂસ્તમે બીજી કેટલીએક વાતો તેને સમજાવી પછી કહયું કે એ નામદાર દલેર હવે આપણુા પાદશાહા કેખશરોની નજદીક જઇએ અને તે પાકજાદ પાદશાહાની યાદમાં શરાબની જામ નોશ કરીને ગંમને બરતરફ કરીએ. એટલું કહીને એકદસ્તને આબરૂ સાથે પાદશાહાની દરગાહામાં લાવ્યો. જ્યારે એકદસ્ત પાદશાહની દરગાહામાં આવ્યો ત્યારે પોતાનું સર જમીન ઉપર ધરીને પાદશાહા કેખશરોને શેજદો

કીધો. પછી પીલતનને તેને પોતાની ડાબી તરફ હાથ પકડીને બેસાડયો અને શરાબ મંગાવીને તેની નજદીક હાજર કીધો.

જયારે હબસીનો પાદશાહ નાસી ગયો અને તેનું લશકર પરાગનદેહ થયું ( યાને રોશન આફતાબ નીકલ્યો) ત્યારે બન્ને લશકરમાંથી નગારાંનાં આવાજ ઉઠવા લાગા અને અને દલેર સવારોએ પોતાનાં મોહો કીનાં ઉપર ધર્યાં અને બંધે લશકરનાં સવારોએ સફ સમારીને એક બીજાને નેજારા કરવા લાગા. પછી ગોશબીનગોશે ફરમાવ્યું તેથી તમામ લડાઇનો સામાન ખીદમતગારોએ લાવીને તેની આગલ ધર્યો. પછી બખતર તનમાં પહેરીને તે ઉપર તમાંમ હથીઆરો બાધ્યાં અને મસ્ત હાથીની પીઠ ઉપર સવાર થાઇને દબદબાથી લડાઇનાં મેદાનમાં આવી ઉભો.



## આવ્યો ગોશબીનગોશ લડાઇના મેદાનમાં અને માર્યો ગયો ગોશબીનગોશ દલેર એકદસ્તના હાથ ઉપર તે વગેરે બીજો અહેવાલ.



હવે આએ તરફથી જયારે ગોશબીનગોશને લડાઇના મેદાનમાં આવેલો એકદસ્તે જોયો ત્યારે પીલતન પહેલવાનની તરફ નેગાહ કરીને કહેવા લાગ્યા કે એ તાજબખશ રૂસ્તમ, આજ રોજે ગોશબીનગોશની લડાઇ જો મને બખશીને તું ઇરાની અનજુમનમાં મને સરફરાજી આપે તો હું મારે હાથે એ મેદાનમાં તેનું ખુન જમીન ઉપર રેડું. એકદસ્તની જુબાનથી તહેમતન રૂસ્તમે જે વાર એવા સખુનો સાંભળ્યા તે વારે તેને કહયું કે એ દલેર એકદસ્ત આજ રોજની લડાઇ હું તને બખશું છું. પછી ફરમાવ્યું કે દલેર એકદસ્ત જે ચીજો તલબ કરે તે લાવીને તેની નજદીક હાજર કરે. તે હુકમ સાંભળીને દલેર એકદસ્તની તલબ મુજબ લાવીને તેની આગળ લડાઇનો અસબાબ હાજર કીધો. પછી નામદાર એકદસ્ત પોતાના તન ઉપરથી પોશાક ઉતારીને બરેહને તનથી એક જરી સાજના ઘોડા ઉપર સવાર થયો અને હાથમાં એક લોઢાંની ડાંગ લઇને સેતાબ ગોશબીનગોશની મુકાબલે જઇ ઉભો. જેવારે ગોશબીનગોશે એકદસ્તને એ રવેશ મેદાનમાં દીઠો તે વારે તેને પોકાર મારીને કહેવા લાગ્યો કે એ મકર ભરેલા એકદસ્ત હવે તું મારા મેદાનમાંથી તારો જાન સલામત લઇને પાછો જવાનો નથી. એટલું કહીને ગોશબીનગોશે ભારી ગોરજ હાથમાં ધર્યો. તેવામાં એકદસ્તે ઘોડા ઉપરથી કુદી પોતાના હાથની ચુંગાલ મારીને ગોશબીનગોશની હલક પકડી તેજ વખતે ગોશબીનગોશે પોતાના જોરથી તેની ચુંગાલ ખાલી કીધી. પછી હાથમાં શમશેર પકડીને એકદસ્તની મુકાબેલ દોડધામ કરવા લાગ્યો. જયારે ગોશબીનગોશથી દલેર એકદસ્તે એવો મામલો દીઠો ત્યારે સેતાબ ઘોડા ઉપરથી નીચે કુદીને એક પથર ઉઠાવ્યો અને દોડતો જઇને ગોશબીનગોશની બાજુ જોરથી માર્યો તેજ વખતે તેનાં જરબથી તેનો જમણો હાથ જખમી થયો. પછી સેતાબ દોડતો જઇને ગોશબીનગોશને હાથી ઉપરથી ઉઠાવીને જમીન ઉપર ઉઠાવીને માર્યો અને ચીતાની મીસાલ તેના સીના ઉપર ચઢી બેસીને તેની ગરદન તોડી નાખી.

હવે જ્યારે ગોશબીનગોશ એકદસ્તનાં હાથ ઉપર મારેયો ગયો ત્યારે તમામ ઇરાની લશકર હુમલો કરીને ગોશબીનગોશનાં લશકર ઉપર જઇ પડ્યું અને સવારો ગોરજોએ કરીને ગોશબીનગોશનાં લશકરને ખાક ઉપર નાખવા લાગા અને દલેરોની સમશેરનાં ચલકાટ વીજળીની મીસાલ થવા લાગા અને દુશમનનાં લશકરનાં ખુનથી તે મેદાનમાં નહેરો જારી થઇ. એ મીસાલ દુશમનનું લશકર બરહમ મારયું ગયું અને કેટલાએક પોતાનો જાન સલામત લઇને નહાસી ગયા. જ્યારે દુશમનનું તમામ લશકર પરાગનદેહ થયું ત્યારે કેટલાએક ઇરાની સવારો બંદીખાનાની તરફ઼ ઘોડા નખાવતા જઇ પહોંચ્યા અને તેઓના બંધ તોડી નાખીને બંદીખાનેથી તેઓને ખલાસ કીધા. જ્યારે દુશમનનું લશકર તે મેદાન-માંથી મારયું ગયું ત્યારે તમામ દલેરોએ તે મેદાનમાં દુશમનનો બેશુમાર અસબાબ પડેલો હતો તે લુટી લીધો. પછી તમામ દલેર લોકોએ પોતાના મોંહ પાદશાહની તરફ઼ ધરયાં અને સર્વે કોઇ આવીને પાદશાહની નજદીક ઉભો. ત્યાર પછી જેહાં પહેલવાન રૂસ્તમ નામવર બરજો અને દલેર એકદસ્ત એ ત્રણે જણા તે મેદાનમાંથી પાછા ફ઼રીને ફ઼તેહમંદ તાલેનાં પાદશાહ કેખશરોની નજદીક આવ્યા.

જ્યારે મુબારક તાલેનાં પાદશાહ કેખશરોએ તાજબક્ષ રૂસ્તમ અને એકદસ્તને ફ઼તેહ-મંદી સાથે પાછા ફ઼રીને આવતા દીઠા ત્યારે ખુશીમાં આવીને પોતાના ખજાનચીને ફ઼ર-માવ્યું કે નાદર ચીજો લાવે. તે હુકમ સાંભલીને ખજાનચીએ લાવી હાજર કીધી. પછી તે તમામ નાદર ચીજો સાથે એકદસ્તને સરપાવ આપ્યો અને તેને કહેવા લાગો કે અએ દલેર હું તુંને નસીહતના સખુનો કહું તે તું સાંભળ કે આ દુનીઆમાં આદમી જાતને ખુશી હમેશ રહેતી નથી. દુન્યાનો એજ રવઇયો છે કે કભી આદમી જાતને ખુશી બક્ષે છે અને કભી ગમના દરયાવમાં તેને નાખે છે. વાસ્તે તું કોઇ વખત લડાઇગાહમાં ફ઼તેહમંદી પામે તો તે ઉપર તારે ખુશી થવું નહી જોઇએ. શા વાસ્તે કે સરવે આદમીઓ ઉપર એ ફ઼રતો આસ્માન બરકરાર રહેતો નથી. કભી કોઇનું સર બુલંદીમાં પહોંચાડે છે અને કભી કમીગાહ કરીને તેનું સર જમીન ઉપર નાખે છે. વાસ્તે અએ પહેલવાન એ વાંકી પીઠનો આસ્માન પોતાની ચાલ હંમેશ એકસરખી રાખતો નથી.



## લડાઇ કીધી પીલતન પહેલવાને એકદસ્ત સાથે પાદશાહની હજુરમાં અને શેકસ્ત પામ્યો એકદસ્ત તેનાં હાથથી તે વગેરેનો બીજો અહેવાલ.



જે વારે પાદશાહ કેખશરોએ એકદસ્તને સરપાવ આપ્યો અને તમામ ઇરાની અનજુ-મન ખુશાલ થઇ તે વારે ફ઼રમાવ્યું કે એક મીજલેસ બનાવે. પાદશાહનો હુકમ સાંભળીને એક મીજલેસ ખોરમ બહેસ્તની મીસાલ સમારી. પછી સર્વે ઇરાની સરદારો તે મીજલેસમાં ખુશાલી કરવા બેઠા અને પાદશાહ કેકાઉશ અને પાકજાદ શીઆવક્ષની યાદમાં શરાબોની જામો ઉડાવવા લાગ્યા અને પરીને ચેહેરેની રામસગર લોકોના સરોદથી પહેલવાન લોકો

પોતાના દીલ ખુશાલ કરતા હતા ત્યારે રાતને વખતે એકદસ્ત એકાએક પોતાની જગ્યા ઉપરથી ઉઠીને દાદ અને દીનનાં પાદશાહ કેખશરોને અદબથી સજદો કરીને કહેવા લાગ્યો કે એ પાક જાદ પાદશાહ, તું સાકી લોકોને ફરમાન કર કે તે લોકો મારી જામમાં શરાબ કોતાહ નામે કાંય જે હવેથી શરાબ મારા પીધામાં જો વધારે આવશે તો તેની મસતીમાં મારેથી બેઅદબી ભરેલા સખુનો બોલાશે. તેણે કરીને ઇરાની અંજુમનનું દેલ આજોરદેહ થશે તે બાબદનો અનદેશો મારા દેહમાં ઘણો છે. એકદસ્તની જુંબાનથી પાદશાહ કેખશરોએ એવા સખુનો સાંભળ્યા ત્યારે પોતે હસીને કહેવા લાગ્યો કે એ એકદસ્ત, તું તારા દીલમાંથી એ અનદેશો બરતરફ કરીને તારી મોરાદ મુજબ શરાબ નોશ કર. પાદશાહની જુબાનથી એ સખુનો સાંભળીને દલેર એકદસ્તે પોતા ઉપર ખામોશી અખતયાર કીધી. પછી પોતાની જગ્યા ઉપર બેસી પેયદરપેય શરાબની જામ નોશ કરવા લાગો અને જ્યારે એકદસ્ત શરાબની મસ્તીમાં આવ્યો ત્યારે જેહાં પહેલવાનની તરફ નેગાહ કરીને બોલાવા લાગો કે એ રૂસ્તમ, તારૂં જેહાં પહેલવાનનીનું નામ એખલા તારા તાલેની બુલંદીથી અદના અને આલા લોકોને દરમ્યાન મશહુર થયું છે કાંયજે મેં મારી નજરે કંઇ મોટું કામ બજાવતાં તુંને જોયો નથી. વાસ્તે હવેથી હું તુને પોતાની જુબાનથી જેહાં પહેલવાન બોલનાર નથી અને જાબુલી રૂસ્તમ સીવાય તુંને બીજું કાંઇ કહેનાર નથી. હું ચોકસ જાણુંછ કે તુજમાં મરદી અને પહેલવાની હોનર કાંઇ નથી. તારા બુજોરગોની મુરવત અને શરમને વાસ્તે તુંને સઉ કોઇ જેહાં પહેલવાન કરીને પોકારે છે. અને મેં સાંભલ્યું છે કે અકવાન દેવ, શુફેદ દેવ, કાંમુશ જંઘી, ખાકાંનચીન, અશકબુશ, અસકશ, કારે કસાંની વગેરે દેવલોકો અને જંગના લપેટનાર જંગી પહેલવાનોને તુંએ માર્યો છે તે કબુલ કરવામાં મહારો એતેકાદ તદન નથી. હું મારી તરફથી તમામ એ બીના જુઠી લેખું છું. અગે રૂસ્તમ તું જરગીલ ખીદમતગાર સાથે કાકેલાન જમીન ઉપર ગયો તે વખત મેં તારી હજુરમાં મરદાનગી કીધી છે અને દરીયાવમાંથી કાકેલનાં જનજીરા ઉપર મેં એખલો જઇને ચોકીબાન હબસીઓને મારી નાખ્યા છે અને બરજોનાં બંધ ખોલીને તેને બંદીખાનેથી ખલાસ કીધો છે અને તે ઉપરાંત તુતી સપેહસાલારનું લશકર મેં બરહમ મારી નાખ્યું છે અને તે લશકરમાં કોઇ તનને મેં જીવતા રાખ્યા નથી. એથી વધુ એ થયું છે કે પાદશાહ કેખશરોની હજુરમાં ગોશબીનગોશને મેં જીવથી મારી નાખ્યો છે અને તેનું સર મારે હાથે મેં ઉખાડી નાખ્યું છે અને તેનાં લશકરને મેં મારા બરેહને તનથી બરહમ માર્યું છે. અને તારા એશતેબલખાનામાં જાઇને મેં તારી તરફ ઘોડાઓને ફેંકયા તો તેઓને તારાથી સારી રવેશ જીલાઇ શકાયા નહી. વાસતે એ રૂસ્તમ મારી લડાઇની તાબેસ જેહાનનાં દરમેઆનમાં કોઇ બીજો લાવી શકનાર નથી અને ગેવ ગોદરજ બીજન રોહામ તુસ ગોસતેહમ બરજો ગરદનફરાજ ફરામરજ જાલ અને તું રૂસ્તમને મારા કીનાનાં મેદાનમાં હું મારી ખાતરમાં લાવતો નથી. જ્યારે જેહાંપહેલવાન રૂસ્તમે એ રવેશ એકદસ્તની જુબાંનથી સખુનો સાંભલ્યા ત્યારે હશીને તેને કહેવા લાગો કે એ દલેર એકદસ્ત આપણુ બંધે જણાં કાલ રોજે મેદાંનમાં નીકલ્યે અને પાદશાહ કેખશરોની અને તેનાં તમામ લશકરની હજુ-રમાં લડાઇ કરીએ અને તમામ લશકર અને તેનાં પહેલવાન લોકો આપણી લડાઇનો તમાસો જોય તે વખત આપણ બેન્ને જણાં એક બીજાને હુનર અજમાવી જોઇએ કે દલેરીનો હુનર કોણમાં વધારે છે. અને કોણને હાથથી ફતેહમંદીનો દરવાજો ખુલે છે. અગર તું મારી

ઉપર ગાલેબ આવે તો મારૂં સર કાપી નાખીને મારી જેહાંનશીનીની ખુરસી ઉપર તું સવાર થાએ; પણ જો હું તારી ઉપર ગાલેબ આવું તો મારા ખંજરે કરીને તારો સીનો સીવી લેઉં. એ મુજબ કરાર કરીને બન્ને પહેલવાંનો રાજી થયા.

હવે જ્યારે હબસીનો પાદશાહ આજેજ આવ્યો અને તેનું લશકર પરાગંદેહ થયું (યાને બામદાદનો વખત થયો) ત્યારે પાકજાદ પાદશાહનું તખત મેદાનમાં લેઇ જઇને મેલાયું અને તમામ પહેલવાંન લોકો અને સરદાર લોકો તે મેદાનમાં હાજર થયા અને લશકરનાં તમામ સવારો અને પેઆદાઓ તેહેમતન રૂસ્તમની કુસ્તીનો તમાસો જોવા મેદાનમાં જઇ ઉભા. પછી જેહાં પહેલવાને પોતાની જુબાન ઉપર પાક દાદગરનું નાંમ યાદ કરીને લડાઇનું બબરેબએઆંન તન ઉપર પહેર્યું અને બેજનને આવાજ મારીને કહયું કે સેતાબ રખશને તઇયાર કરીને મારી નજદીક લાવે, એટલું કહીને સેતાબ ભારી ગોરજ ગરદંન ઉપર ધર્યો અને સીંહ જાનવરની મીસાલે કુદીને રખશની પીઠ ઉપર સવાર થયો પછી મેદાનમાં જઇને જોય છે કે એકદસ્ત ગુસ્સા ભરેલા શેરની મીસાલે પોતાના ઘોડાને મેદાનમાં જોલાન કરાવે છે. જ્યારે એકદસ્તને તાજબખશ રૂસ્તમે એ રવેશ ગુસ્સા ભરેલો મેદાનમાં દીઠો ત્યારે પોકાર મારીને તેને કહયું કે એ દલેર એકદસ્ત તુંને હકતાલાએ એકજ હાથ બખશીઓ છે તે સબબથી ઇનસાફની રાહે મારે લાજમ થાય કે મનેબી એક હાથે તારી સાથે લડાઇ કરવી વાજેબ છે. તુંને એક હાથ પેદા કરનારે આપ્યો છે તેમાં બંને હાથનું કુવત તારા એક હાથમાં આપ્યું છે. પણ આલમના લોકો મારે વાસ્તે બોલશે કે એક હાથનાં આદમી સાથે રૂસ્તમે પોતાનાં બંને હાથે લડાઇ કીધી. એટલું કહીને નામદાર બેજનને પોતાની નજદીક બોલાવ્યો અને તેને ફરમાવ્યું કે મારો જમણો હાથ સેતાબીથી બાંધે. પછી નામદાર બેજને પીલતન પહેલવાનનો જમણો હાથ તેની છાતી સાથે મજબુત બાંધ્યો અને તે વખતે એકદસ્તની બરાબર રૂસ્તમ બીજો એકદસ્ત થયો. પછી પીલતન પહેલવાન પાક દેલનાં પાદશાહ કેખશરોને પોકાર મારીને કહેવા લાગો કે અએ પાદશાહોનાં પાદશાહ તું જો કે હું મારા એક હાથે કરીને એકદસ્ત સાથે લડાઇ કરૂં અને તેને એક હાથે ઉઠાવીને જમીન ઉપર મારૂં. જ્યારે તેહમતન રૂસ્તમની જુબાનથી એકદસ્તે એવા સખુનો સાંભલ્યા ત્યારે હસીને પાદશાહની તરફ નેગાહ કીધી અને તેને કહેવા લાગો કે અએ દાનાઇ ભરેલા પાદશાહ તું હંમેશ ઇરાન જમીનનાં તખત ઉપર કાયમ રહેજે. રૂસ્તમ પોતાનો એક હાથ બાંધીને ખાલી દંભ દેખાડે છે. વાસ્તે હવે તું જો કે રૂસ્તમના બેઉ હાથ બાંધીને તેનાં રખશ ઉપરથી સીહા ખાકમાં નાખું અને તેને ખેંચતો તું પાકજાદ પાદશાહની નજદીક લઇ આવું. એટલું કહીને તે જગોથી પોતાનો ઘોડો મેદાનમાં દપટાવ્યો. જ્યારે તાજબખશ રૂસ્તમે એકદસ્તને એ રવેશ દીઠો ત્યારે પોતાનાં રખશને મેદાનમાં લઇ જઇને તેની મુકાબલે ઉભો. પછી બન્ને પહેલવાનોએ પોતાની આંખ શરમથી દુર કરીને ખુનભરેલી કીધી, અને કીનામાં આવીને એકબીજા ઉપર નેજા નાખવા લાગા અને તેઓનાં બેશુમાર નેજાઓનાં જખમો મારવાથી તેઓનાં નેજાની નોક તુટી ગઇ તોપણ કોઇ પહેલવાન ફતેહમંદ થયો નહી ત્યારે એકદસ્તે ગુસ્સાથી પોતાનો ભારી ગોરજ ઉઠાવીને રૂસ્તમને કહયું કે જાલેજરના બેટા રૂસ્તમ હોશીઆર થા કે મારા ગોરજના જખમની તું બરદાસ્ત કરે. તેનું

એટલુ કહેવું કે પીલતને પોતાના સર ઉપર આડી ઢાલ પકડી. એવામાં એકદસ્ત દોડતો આવીને કીનાથી ગોરજનો જરબ રૂસ્તમનાં સર ઉપર મારયો. તેનો જરબ ઢાલ ઉપર રદ કરીને પછી એકદસ્તને પોકાર મારી કહયું કે એ દલેર હવે હું જાલના બેટાની નોબત આવી છે. વાસ્તે મારા ગોરજની અજમાયશ તારા સર ઉપર કરવી જોઇએ. એટલું કહીને ભારી ગોરજ હાથમાં ધરયો અને શીકારી શેરની મીસાલ જોસથી એકદસ્તની તરફ આવ્યો. હવે દલેર એકદસ્તે તાજબખશ રૂસ્તમને બલાનાં વાદલની મીસાલ ગોરજ લઇને આવતો દીઠો ત્યારે સેતાબ ઘોડાની પીઠ સાથે સાંપની મીસાલ લપટાઇ ગયો. જ્યારે પીલતન પહેલ-વાને તેને એ રવેશ હોનર કરતો દીઠો ત્યારે પોતાનાં હાથમાંથી ગોરજ પડતો મેલ્યો અને સેતાબ ફેતરાક ઉપરથી કમનદ ખોલીને એકદસ્તનાં સર ઉપર નાંખી. આથી દલેર એકદસ્તનું સર કમનદનાં પેચમાં ઓસતવાર આવ્યું. પછી રખશની લગામ ફેરવીને એવું તો જોર કીધું કે એકદસ્ત તેના ઘોડાપરથી તેજ વખત ખાકમાં પડયો. પછી તેહમતન રખશની પીઠ ઉપરથી નીચે કુદીને શીકારી ચીતાની મીસાલ એકદસ્તનાં સીના ઉપર સવાર થયો અને તેને કહેવા લાગો કે અએ દલેર એકદસ્ત તું જો કે મેં કેવું કામ દીધું છે. હવે મોકો આવ્યો છે કે જયારે તારૂં સર મારા કાબુલી ખંજરને હવાલે કરે. હવે હું કોલ પ્રમાણે તારા સરને મારા ખંજરે કરીને તનથી જુદૂં કરૂં કાંય જે આપણી શરત એ છે કે જે પહેલવાન આજેજ આવે તેનું સર તનથી જુદુ કરે.

હવે પેલી તરફ પાદશાહ કેખશરોએ જેહાં પહેલવાન રૂસ્તમને એકદસ્ત ઉપર ફતેહ-મંદ થયલો જોયો ત્યારે હકતાલાની દરગાહમાં શુકરાના બજા લાવીને દેલ સાથે ઘણો ખુશાલ થયો અને બીજી તરફથી તમામ ઇરાની સરદારોનાં દેલ ખુશીથી પુલની મીસાલ ખીલ્યાં અને તમામ ઇરાની લશકરમાં મુબારકબાદીનો અવાજ ઉઠયો.

હવે પેલી તરફ જયારે તેહમતન પહેલવાન શીકારી શેરની મીસાલ એકદસ્તનાં સીનાં ઉપર સવાર થયો ત્યારે તેને એ રવેશના સખુનો કહીને પોતે સેતાબ તેનાં સીના ઉપરથી ઉઠી ઉભો થયો અને એકદસ્તનો હાથ પકડીને બન્ને પહેલવાનો કોટી કીધેલા એક એક ઉપર લટકતા પાદશાહ કેખશરોની નજદીક આવ્યા. પછી મુરાદના ચલાવનાર પાદશાહે ફરમાવ્યું કે સેતાબ એક મજલેસ ખોરમ બેહસ્તની મીસાલ સમારે. જ્યારે દાદગર પાદશાહની જુબાનથી એવો હુકમ સાંભલ્યો ત્યારે ખેદમતગાર લોકોએ મજલેસ આરાસ્તા કીધી. પછી તે મજલેસમાં તમામ ઇરાની સરદારો હાથમાં સુનાની જામ પકડી બેઠા અને શાકી લોકો હાથમાં શરાબની સુરાહી પક-ડીને શરાબનો દોર ફેરવવા લાગા અને ખુબસુરત રામશગરોનાં ખુશ અવાજથી તે મજલેસનાં લોકોનાં દેલ ખુશી ભરેલાં થયાં અને શરાબના પીવાથી કરીને પહેલવાન લોકોનાં રોખસારા ગુલાબનાં પુલની મીસાલ ખીલેલાં થયાં. એ રવેશ બેઉ હફતા સુધી તે મજલેસ જારી રાખી.

હવે જયારે નામદાર બરજો ઉપર શરાબનો ગલબો વધારે થયો ત્યારે એકાએક તેનાં દેલમાં મેહરસીમીનઓજારની ખુબસુરતીએ જગો કીધી અને તે મહાતાબને ચેહેરની ઓરતનાં એશકે તે વખતે બરજોની તમામ ખુશી લુટી લીધી અને તે પરીના ચેહેરની બાનુની મહોબતનાં પાણીએ બરજોના ગુલાબી રંગને જરદ મેથીના જેવો કીધો. એ મીસાલ બરજો મેહેરસી-મીનઓજારની જુદાઇથી ગમના દરયાવમાં પડયો. જ્યારે તે મજલેસમાંથી તમામ સરદારો

ઉઠીને પોતપોતાની આરામગાહની જગોએ ગયા તેઓની સાથે બરજો ગમગીન દેલ સાથે પોતાના આરામગાહની તરફ ચાલ્યો અને તે નામદારે તમામ રાત મેહેરસીમીનઓજારની જુદાઇના ગમમાં ગુજારી.



## ગયો નામદાર બરજો સોદાગીરીનાં લેબાશથી તુરાન જમીન ઉપર મેહેરશીમીનઓજારને લેવાને વાસ્તે તે હકીકત.



જ્યારે બામદાદનો વખત થયો ત્યારે નામદાર બરજો પોતાનાં રાએતા મુજબ તેહમતન રૂસ્તમની દરગાહમાં સેજદો કરવાને ગયો. તેનો જરદ ચેહરો જોઇને પીલતન પહેલવાને તેને પુછ્યું કે એ બાપના જીવ તું આજરોજે બેકરાર આદગીની મીસાલ મને આજોરદેહે ખાતર નજર આવે છે. તેહમતનની જુબાનથી એવો સખુન સાંભલીને દેલાવર બરજો તેને કહેવા લાગો કે અએ સરફરાજ બાપ કસરવજની બેટી મેહેરશીમીનઓજાર ઉપર હું મારા દેલથી આશક થયો છું અને તેનાં એશકમાં જોતની મીસાલ મારા દેલથી બળાપો કરૂં છું. આએ દુન્યામાં હું મેહેરશીમીનઓજાર સીવાય કોઇ બીજી ઓરતને ચહાતો નથી અને તેનો દીદાર જોવાની ઇનતેજારીમાં ગીરફતાર થઇ પડયો છું. જ્યારે તેહમતન રૂસ્તમે બરજોની જુબાનથી એવા સખુનો સાંભલ્યા ત્યારે પોતાના દેલમાં અનદેશો કરવા લાગો. પછી બરજોને કહ્યું કે એ દલેર બેટા અવલ હું મારા કામને પડતું મેલીને તારા કામની તદબીર કરૂં. હવે તું થોડા દહાડા તારા દેલ સાથે ધીરજ પકડ તો તારૂં કામ આસાનીથી સરનજાંમ પહોંચશે. હું એક ભારી લશકર એકઠું કરીને તુરકસ્તાનમાં જાઉં અને પસંગનાં બેટા અફરાસીઆબનાં મુશકાં બાંધીને તેના ભાઇ કસરવજનાં ખુનથી જમીનનું મોંહ શોખ઼ કરૂં અને તેની બેટી મેહેરશીમીનઓજારને પકડીને તારે હવાલે કરૂં.

હવે જ્યારે જોહાં પહેલવાન રૂસ્તમ અને નામદાર બરજો એ બેઉના આવ્યાની ખબર જાબુલસ્તાનમાં જાલને પહોંચી તે વખતે કેટલાએક જાબુલીઓ સાથે જાલ ઇરાનમાં આવ્યો. જ્યારે બરજોના બાબમાં તેહમતનને મોંહથી એવા સખુનો જાલે સાંભલ્યા ત્યારે પોતાનાં બેટાને કહેવા લાગો કે અએ જોહાં પહેલવાન બેટા અગર તું લશકર સાથે તુરાનમાં જશે અને પાદશાહ અફરાસીઆબ તારા ભેદથી વાકેફ થશે તો તે ગુમરાહ પાદશાહ સેતાબ મેહેરશીમીનઓજારને કતલ કરાવશે જેથી બરજો નામોરાદ રહેશે. વાસ્તે સોદાગીરીના લેબાસથી એકદસ્ત સાથે બરજોને તુરાન જમીન રવાના કરવો બેહતર છે. જ્યારે જાલને મોંહથી એવા સખુનો રૂસ્તમે સાંભળ્યા ત્યારે તેનાં દાનાઇ ભરેલા સખુનો તેને પસંદ આવ્યા. હવે જ્યારે તમામ સોદાગરીનો અસબાબ પીલતન પહેલવાને બરજોને વાસ્તે તઇયાર કીધો ત્યારે એકદસ્તને બરજોનો હમરાહ કરીને દલેર ગેવ, સરફરાજ ગોદરજ, શાહજાદો તુશ, મીલાદનો ગુરગીન, દલેર શાપુર, પહેલવાંન બેહેરાંમ એટલા ઇરાની નામદારોને બરજો સાથે સોદાગર

લોકોનો લેબાશ આપીને કાફલા સાથે તુરાન જમીન રવાના કીધા અને તેની પછવાડે દશ હજાર ઇરાની સવારો સાથે જંગેશાવરાંનને રવાને કીધો અને તેને કહયું કે રશતનાં જંગલમાં મકાન કરી રહે અને જયારે તુરકસ્તાનનાં મુલકથી ઇરાની સરદારો સાથે બરજો પાછો આવે ત્યારે તેને લઇને ઇરાન જમીન નીકળી આવે.

પછી તેઓ સોદાગરીનાં લેબાસથી તુર્કસ્તાનમાં જઇ પહોંચ્યા અને નજદીકમાં દહેરા મારીને પોતાનો તમામ માલ ઉતાર્યો. પછી તે જગોના સોદાગર લોકોને બરજોની ખબર થઇ કે એક મોટો સોદાગર બેસુમાર માલ અને જવાહેર વેચવા સારૂ આવ્યો છે. તે સાંભળીને તમામ સોદાગરો બરજો સોદાગરનાં મકાન ઉપર માલ વેચાતો લેવા આવ્યા અને જેને જેટલો જોઇએ તેને તેટલો સસ્તી કીમતે વેચવા લાગો.

## ખબર થઇ મેહેરશીમીનઓજારને બરજોના આવ્યાની અને મોકલી પોતાની દાઇને તેની દુકાન ઉપર સોદો ખરીદ કરવાને વાસ્તે તે હકીકત.

હવે જયારે મેહેરશીમીનઓજારને ખબર થઇ કે એક ખુબસુરત પહેલવાની શાનનો અને કવી બાજુનો સોદાગર ઇરાનની તરફથી ઘણોએક તોફો માલ વેચવાને લાવ્યો છે અને તે સોદાગર પોતાનો માલ ઘણી સસ્તી કીમતે વેચે છે, તેના જેવો કોઇ બીજો સોદાગર આપણા મુલકમાં આવ્યો હોય એવું નથી, ત્યારે પોતાની દાઇને કહયું કે આપણા મુલકમાં એક નવો સોદાગર આવ્યો છે તેની નજદીક જઇને તેનો માલ જો. જો કંઇ ઉંચી કીમતના જવાહેર હોય તો તેને મારી નજદીક બોલાવી લાવે. જયારે તે બાનુને મોંહથી એવા સખુનો દાઇએ સાંભલ્યા ત્યારે સેતાબ પોતે ઇરાની સોદાગરની દુકાનની તરફ જઈ પહોંચી. તેને જોઇને બરજોનાં ખીદમતગારે પોતાના ખાવંદને તે દાઇનાં આવ્યાની ખબર કહી કે મેહેરશીમીનઓજારની દાઇ જવેરાત ખરીદ કરવા સારૂ દુકાન ઉપર આવી છે. તે સખુન સાંભળીને નામદાર સેતાબ પોતાની માયની નજદીક ગયો અને તેને કહેવા લાગો કે એ મહેરબાન માય મેહેરશીમીનઓજારની દાઇ મને બોલાવવા વાસ્તે આવી છે. માટે તેની સાથે તું ને બે મુલાં ગોહરોનો દાબડો લઇને જવું જોઇએ અને મારા અહેવાલની તમામ બીનાથી તેણીને વાકેફ કરવી જોઇએ. જયારે શેરો બાનુએ પોતાના બેટા બરજોથી એવા સખુનો સાંભલ્યા ત્યારે સેતાબ ઉઠીને પોતાની સાથે ગોહરોનો દાબડો લીધો. પછી મેહેરશીમીનઓજારની દાઇની સાથે નીકળી ચાલી. જયારે શેરો બાનુ મેહેરશીમીનઓજારના મહેલમાં દાખલ થઇ ત્યારે તેને દાઇએ એક જગો ખુરસી ઉપર બેસાડી. પછી પોતાની સાહેબજાદીને શેરોનાં આવ્યાની ખબર આપવા ગઇ અને પોતાની સાહેબજાદીને કહેવા લાગી કે એ નામદાર ખુબીભરેલી બાનુ તારા સીધા કદને દેખીને સર્વનું ઝાડ શરમીનદુ થાય છે અને તારા રોખસારા જોઇને ગુલાબના ફુલો ગોસો પકડે છે; હું તારા ફરમાનથી ઇરાની સોદાગરની

નજદીક ગઇ હતી. તે ખુબસુરત સોદાગરને જરા ફુરસુદ નથી તે સબબથી તે પહેલવાની ગરદનના નવજવાન ખુબસુરતે પોતાની માયને મારી સાથે તારી નજદીક મોકલી છે. તે આફતાબને ચહેરેની ખુબસુરતને હું દેવરી ઉપર બેસાડીને તું માહતાબને ચહેરેનીને ખબર કરવાને આવી છુ. અગર તારો હોકમ હોય તો હું તેને તારી નજદીક બોલાવી લાવું. જ્યારે મેહેરશીમીનઓઝારે પોતાની દાઇથી એવા સખુનો સાંભલ્યા ત્યારે ફરમાવ્યું કે તે નેકબખત ઓરતને સેતાબ મારી નજદીક બોલાવી લાવે. પોતાની સાહેબજાદીથી એ હુકમ શાંભલીને સેતાબ શેરો બાનુને પોતાની સાહેબજાદીની નજદીક લઇ ગઇ. જ્યારે મેહેરશીમીનઓઝારે માહતાબને ચહેરેની નુરભરેલીને આવતાં દીઠી તેજ વખતે ઉઠીને તેને તાજીમથી પોતાની પાસે સુનાની ખુરશી ઉપર બેસાડી અને તેને ખેર આફીયતની ખબર પુછ્યા પછી હુકમ કીધો કે મજલેસ તઇયાર કરે. પછી તે બેઉ ખુબસુરત ઓરતો ખાણું ખાવા લાગા અને સુનેરી જામમાં શરાબ પે દરપે પીવા લાગાં અને પરીને ચહેરેની રામશગરો ખુશ અવાજે સરોદ ગાવા લાગી. જ્યારે શરાબની જાંમ ઉઠાવતાં શેરો બાનુની આંગલી ઉપર મેહેરશીમીનઓ-ઝારની નજર પહોંચી ત્યારે જોયશું કે પોતાની અંગોઠી શેરોની આંગલીમાં પહેરેલી છે.

હવે એનો સાયર એમ લખે છે કે જ્યારે નામદાર બરજો અને પુલાદવંદ દેવ એ બેઉને દરમેઆન લડાઇ થઇ અને તેઓ બંન્ને જખમી થઇને જંગલની તરફ નીકળી ગયા ત્યારે શાહજાદો અંકીલાએ અને બરજો એ બેઉને રાહમાં મુલાકત થઇ. તુરકી અંકી-લાએ બરજોની સાથે સુલેહ કરીને તેને આજરબહમનનાં કીલ્લામાં લઇ ગયો. પછી નામદાર બરજોએ જંગલની તરફ શીકારને વાસ્તે ગયો. આ જંગલમાં મેહેરશીમીનઓઝારનો મહેલ હતો તેની નજદીક જઇ પહોંચ્યો, પછી મેહેરશીમીનઓઝાર અને નામદાર બરજો એ બેઉને દરમેઆન મુલાકાત થઇ. તે જગો મેહેરશીમીનઓઝારે પોતાની યાદગારી રાખવા સારૂં પોતાની આંગલીથી એક અંગોઠી કાઢીને તે નામદારને આપી હતી.

હવે જ્યારે મેહેરશીમીનઓઝારે પોતાની અંગોઠી શેરોની આંગલીએ દીઠી ત્યારે હેરત પામીને દેલ સાથે કહેવા લાગી કે એ અંગોઠી જે બરજોને આપી હતી તેજ છે. વાસતે નામવર બરજો સોદાગરીને લેબાશે મને લેવા સારૂ એ જગો આવ્યો હશે. એ મીસાલે પોતાનાં દીલ સાથે ખુશી થઇને તુરકી જુબાનમાં મજલેશમાં બેઠેલી પોતાની સાહેલીઓને હોકમ કીધો કે સેતાબ એ જગોથી સાએત બાહેર જાય. તે હોકમ સાંભલીને શેરો સવાય તમામ ઓરત તે મજલેસમાંથી ઉઠીને બીજા એવાનમાં ગઇ. જ્યારે મહેરશીમીનઓઝારે જોયું કે મજલેશ બરખાસત થઇ ત્યારે શેરોનો હાથ પકડીને આસતે તેને પુછવા લાગી કે એ નેક અકલની બાનું મારી આગળ રાસત કહે કે એ અંગોઠી તું કોણથી પામી અને તારી પાસે કયાંથી આવી છે. મેહેરશીમીનઓઝારની જુબાનથી એ સખુન સાંભલીને શેરોએ તેને કહયું કે એ ફુલની ચેહેરેની બાનું એ અંગોઠી મારા બેટા બરજોએ મને આપી છે અને તેણે મને કહયું છે કે એ અંગોઠીને જાલવી રાખે. જ્યારે તે પરીને ચેરેની મેહેરશીમીનઓઝારે બરજોનું નામ સાંભલ્યું ત્યારે તેનો ચેહેરો રોશન માહાતાબની મીસાલે ખીલ્યો અને ખુશહાલી ભરેલાં મોહોથી કહયું કે એ નેકબખત બાંનુ એ સીવાય

તું બીજી કાંઇ નીશાંન ધરાવતી હોય તો મારી આગલ બોલી કહે. એ સખુન તે પુતલીને મોહેથી સાંભલીને પોતાનાં બેટાનો છુપો ભેદ તમામ તેની નજદીક બોલી કહયો. જ્યારે મહેરશીમીનઓજારે એવી વધાઇનાં સખુનો શેરોથી સાંભલ્યા ત્યારે કહેવા લાગી કે એ શેરો, નામદાર બરજોને કહે કે મારી ઉપર મારા કાકાએ પાસબાન રાખ્યા છે. જેથી મારથી તારા મકાન ઉપર અવાય શકાશે નહી. વાસતે આજ રાતનાં તું મારા મહેલની પાછલી તરફ અગાસી છે તે અગાસી ઉપર કંમનદ નાંખીને ચઢી આવ અને મને બેભાનું થ એ મહેલમાંથી લઇને ઇરાંનની તરફ નીકલી જાય તો બેહેતર છે. જ્યારે શેરો બાનુએ તે ખુબસુરતની જુબાનથી એવા સખુન સાંભલ્યા ત્યારે ખુશી થઇને તેની પાસે રજા માંગી અને પાછી ફરીને સેતાબ પોતાનાં બેટા નામદાર બરજોનો નજદીક આવી.



## ગયો નામદાર બરજો એકદસ્ત સાથે મેહેરશીમીનઓજારનાં મહેલની નીચે તે વગેરે બીજો અહેવાલ.



હવે જ્યારે નામદાર બરજોએ પોતાની માય શેરોને મેહેરશીમીનઓજારની તરફથી પાછી આવેલી દીઠી ત્યારે સેતાબ તેને પુછવા લાગો કે અએ મહેરબાન માય મેહેરશીમીન-ઓજારથી જે કાંઇ તું છુપો ભેદ રાખતી હોય તે મારી નજદીક ખોલી કહે. જ્યારે શેરોએ પોતાના દલેર બેટાને એ રવેશ નાસબર થયલો દીઠો ત્યારે હસીને તેને કહેવા લાગી એ માયના જીવ હું તારૂં કામ સરજાંમ પહોંચાડી આવી છું. વાસ્તે હવે મેહેરશીમીનઓજારને તું તારા હાથમાં આસાનીથી લાવી શકશે. જ્યારે આફતાબ ગરૂબ થયો અને શીહા અંધારાએ પોતાનો ગાલીચો બીછાવ્યો ત્યારે એક પોહોર રાત ગયા પછી નામદાર બરજો અને દલેર એકદસ્ત એ બેઉએ પોતાના તન ઉપર બખતર પહેર્યાં અને તે ઉપર લડાઇનાં હથીઆરો બાંધીને ઉપર શીહા જમો પહેર્યો પછી બેઉ પહેલવાનો મેહેરશીમીનઓજારના મહેલની નીચે જઇ ઉભા. પછી એકદસ્તે પોતાની કમંદ તે મહેલનાં કંગુરા ઉપર નાખી સેતાબ તે ઉપર ચહડી ગયો અને એવાનમાં જઇને જોઇશું કે એક ખુબસુરત ઓરત માહતાબને ચહેરેની તખત ઉપર સુતેલી છે. તેની ખુબસુરતી જોઇને એકદસ્ત વીચાર કરવા લાગો કે એ માશુકને અવલ બરજોને હવાલે કરીને પછી કાંઇ તદબીરથી એને મારા હાથમાં લાઉં. પછી તેને ખોઆબમાંથી બેદાર કરીને એકદસ્તે કહયું કે એ માહતાબને ચહેરેની તારો આશક નામદાર બરજો મહેલ નીચે તારી રાહ જોય છે એટલું કહીને તેને પોતાની ખાંધ ઉપર ઉઠાવી અને કમનદ પકડીને જે રસ્તે ઉપર ચહડયો હતો તે રસ્તે પાછો નીચે ઉતર્યો અને બરજોની નજદીક લઇ જઇને તે માશુકને બરજોને હવાલે કીધી. જ્યારે બરજોએ પોતાની માશુકનો ચહેરો પોતાની નજરે દીઠો ત્યારે ખુશી થઇને બાગના ફુલની મીસાલ ખીલ્યો. પછી એકદસ્તની સાથે પોતાની માયની નજદીક જઇને કહેવા લાગો કે એ મહેરબાન માય હવે હું મારી માશુકને મારા હાથમાં લાવ્યો વાસ્તે આપણને ઘટેચ કે સેતાબ ઇરાન જમીનનો રસ્તો લઇએ, કાય જે પાદશાહ અફરાસીઆબને ખબર થશે તેથી પોતાના ભાઇ કસરેવજને લશકર આપીને મારે દુમબાલે મોકલશે એટલું કહીને તમામ દેહેરા અને અસબાબ ઉઠાવીને સેતાબીથી રસ્તો પકડયો.

## ખબર થઈ પાદશાહ અફ્રાસીઆબને મેહેરસીમીનઓજારને લઇ ગયાની અને નામુ લખ્યું તુરકી પોલાદવંદ દેવ ઉપર તે વગેરે બીજો અહેવાલ.



હવે જ્યારે બામદાદનો વખત થયો ત્યારે પાદશાહ અફ્રાસીઆબને ખબર થઇ કે દલેર બરજો સોદાગીરીને લેબાસે તુરકસ્તાનમાં આવીને કસરેવજની બેટી મેહેરસીમીનઓજારને ચોરી લઇ ગયો. તે ખબર સાંભલીને તુરાંનનો પાદશાહ ઘણો દલગીર થયો, અને પોતાનાં દેલ સાથે અંદેશો કરીને પોતાનું સર નીચું કીધું. પછી કસરેવજની તરફ નેગાહ કરીને કહેવા લાગો કે અવલથીજ એ બેટીની નેગાહ ઇરાન જમીનનાં પહેલવાન ઉપર હતી વાસ્તે મેં તુંને હુકમ ફરમાવ્યો હતો કે તે બેટીને સેતાબ કતલ કરે. તે હોકમને તું તારી ખાતેરમાં તે વખત લાવ્યો નહી. તેથી આજ રોજે મારૂ નામ શરમ નીચે આવ્યું. પછી સેતાબ નવીશંદાને બોલાવીને પોલાદવંદ ઉપર એક નામું તાકીદનું લખ્યું. તેમાં લખી જણાવ્યું કે એ દેવોના સરદાર ફોલાદની ચુંગાલના પોલાદવંદ તુંને સેતાબીથી તારૂં લશકર લઇને મારી તરફથી બેબુનીઆદ સગજી બરજોનો દુમબાલો પકડવો જોઇએ. કાંય જે તે સગજી બુનીઆદનો બરજો સોદાગીરીને લેબાશે મારા મુલકમાં આવીને મેહેરસીમીનઓજારને ચોરી ગયો છે અને એ વતરોગે પોલાદવંદની કેટલીએક તારીફ અને તે સાથે આજેજી લખીને એક હેજબને પોલાદવંદની તરફ રવાના કીધો.

પછી પોતાનાં ભાઇ કસરેવજને ફરમાવ્યું કે સેતાબ ત્રીશ હજાર સવારોને પોતાની સાથે લઇને તે બુરા બુરજીગરનો દુમબાલો પકડ. પાદશાહ અફ્રાસીઆબનું એટલું કહેવું કે કસરેવજે પોતાના તુરકી લશકર સાથે સેતાબીથી બરજોનો દુમબાલો પકડયો.

હવે પેલી તરફથી પાદશાહ અફ્રાસીઆબનું નામું પોલાદવંદને આપ્યું અને તે નામું પોલાદવંદે ખોલીને વાંચ્યું ત્યારે આતશનાં સોલાની મીસાલે ગરમીમાં આવ્યો અને પચાસ હજાર દેવલોકોને પોતાની સાથે લઇને સેતાબ બરજોને દુમબાલે દોડયો, અને પવનની મીસાલ રાહ કાપતો રશત (નામના) જંગલની તરફ ચાલ્યો.

હવે એ નામાંનો શાએર પોતાનાં દીલ સાથે કહે છે કે હવે પોલાદવંદ દેવને તેનાં લશકર સાથે રાહામાં ચાલતો રહેવા દઇને નામદાર બરજોનું દાસ્તાન આગલ ચલાવ. હવે આએ તરફથી નામદાર બરજો મનજેલ દર મનજેલ ઇરાની સરદારો સાથે રશત જંગલની તરફ કે જે જંગલમાં જંગેશાવરાનને દશ હજાર ઇરાની સરદારો સાથે રાખેલો હતો તે તરફ જઇ પહોંચ્યો. અહિયાં આસાએશને વાસ્તે તે જગો ઉપર તેઓએ મકાન કીધો અને બેઉ દહાડા સુધી મજલેસ સમારીને ખાનુ અને શરાબ પી ખુશી કરવા લાગા. એ મીસાલે બેઉ દહાડા અને બેઉ રાત તેઓ મજલેસમાં બેઠા.



## લડાઇ કીધિ કસરેવજ તુરકીએ બરજો સાથે અને જખમી થયો કસરેવજ બરજોનાં હાથ ઉપર તે હકીકત.



હવે જયારે ત્રીજો દહાડો થયો ત્યારે આમદાદને વખતે જંગલની તરફ એક ભારી ગીરદ નજર નીકલી આવી તેમાંથી સુમ કદમનો કસરેવજ આગલ નીકલી આવ્યો અને ઇરાની લશકરને જોઇને સેતાબ પોતાનાં તુરાની લશકરની શફ સમારી. પછી પોતે ઘોડો દપટાવતો મેદાનમાં આવ્યો અને પોકાર મારી કહેવા લાગો કે અએ બુરી બુનીઆદનાં શગજી બરજો તારા બાપદાદાઓનું નામ દુન્યામાંથી ગુમ હોજો અને તું એ જેહાનથી નાબુદ થજો. હવણા મારી તેજ તલવારે કરીને તારા સરને ખાકમાં નાખુ છું. અગર તું પોતાનાં જાનની સલામતી ચહાતો હોય તો મારી ફરમાબરદારી કબુલ કરીને મારી સાથે તુરાંનમાં આવે. પછી હું મારી બેટીનાં નેકાહ બાંધીને મારી ખુશીથી તારે હવાલે કરૂં. જયારે નામદાર બરજોએ કસરેવજથી એવા સખુનો સાંભલ્યા ત્યારે ગુસ્સામાં આવીને શેરની મીસાલ પોતાના ઘોડાને કસરેવજનાં મેદાનમાં જોહોંકાવ્યો અને અવાજ મારીને તેને કહેવા લાગો કે એ સુમ તાલેનાં તુરકી તારા મોતે સેતાબી કીધી છે તેથી તેં મને યાદ કીધો છે. હમણાં કીનાની તલવારે કરીને તારા સરને ખાક ઉપર નાખું અને તારા મુઆથી તારા ભાઇ અફરાસીઆબનાં દીદા આંધલા કરૂં. જયારે તુરકી કસરેવજે બરજોની જુબાનથી એવા સખુનો સાંભલ્યા ત્યારે પોતે ગુસ્સામાં આવ્યો અને સેતાબ મેઆનથી તલવાર ખેંચીને પોતાના ઘોડાને બરજોની તરફ દપટાવ્યો. બરજોએ તેને એ રવેશ આવતો જોઇને પોતે તલવાર ખેંચી અને કસરેવજની એકાએક જાઇને તેની રાહા બંધ કીધી. જયારે કસરેવજે બરજોને તલવાર સાથે આવતો દીઠો ત્યારે પોતાનાં સર ઉપર આડી ઢાલ પકડી. બરજોરે એક જખમ તેના સર ઉપર મારયો કે જેથી તેની ઢાલનાં બે ટુકડા થયા અને તે તલવારનો જખમ તેનાં સરમાં લાગો,જેથી તેનાં સરમાંથી ખુન જારી થયું. પછી કસરેવજ સેતાબ મેદાન-માંથી પોતાનાં ઘોડાની લગામ ફેરવીને તુરકી લશકરમાં નહાસી ગયો.



## આવી પહોંચ્યો પોલાદવંદ દેવ પોતાનાં લશકર સાથે લડાઇનાં મેદા-નમાં અને મારયો ગયો સુરખાબ દેવનો બેટો કરતાસ દેવ બરજોનાં હાથ ઉપર તે હકીકત.



હવે જયારે તુરકી કસરેવજ બરજોના હાથ ઉપર જખમી થઇને પોતાના લશ્કરમાં નહાસી ગઓ ત્યારે જોઇશું કે એક ભારી ગીરદ તે જંગલમાં પેદા થઇ અને તે ગીરદમાંથી પોલાદવંદ દેવ પવનની મીશાલે બહાર નીકળી આવ્યો અને સેતાબ પોતાનાં લશ્કરની સફ સમારીને ઇરાની લશ્કરની મોકાબેલ ઉભું કીધું. જયારે શેરદેલ બરજોએ તે મેદાનમાં પોલાદવંદનું લશ્કર સફ દર સફ ઉભેલુ દીઠું ત્યાર પોતે ગુસ્સામાં આવીને તેહેને પોકાર

મારી કહેવા લાગ્યો કે એ બુરી બુનીઆદનાં દેવ તું વારે ઘડીએ પહેલવાન બોઠો સાથે કીનાંની લડાઇ લઇ બેઠો છે અને મારા મેદાનમાં આવતો નથી તેનો સબબ શું છે. હવે જ્યારે પોલાદવંદનો ભત્રીજો કરતાસ દેવે બરજોને શેરની મીસાલે પોકારતો દીઠો ત્યારે ગુસ્સામાં આવીને પોતાનો ઘોડો મેદાનમાં જોહોંકાવ્યો અને પોકાર મારીને બરજોને કહેવા લાગ્યો કે એ બુરા જાબુલી તારૂં નામ શું છે? હવે તું એમ જાણુ કે જેણે તને જણ્યો છે તેને તારી ઉપર જારી કરવી પડશે. કરતાસની જુબાનીથી એવા સખુનો સાંભળીને બરજો તેએ પુછવા લાગ્યો કે એ બુરી બુનીઆદનાં દેવ તારૂં નામ શું છે અને તારી બુનીઆદ કોનાથી છે? કાંય જે મારી તેજ તલવાર તારૂં ખુન રેડવાની શીતાબી કરે છે. એ સખુન સાંભળીને કરતાસ ગુસ્સામાં આવ્યો અને બરજોને કહેવા લાગ્યો કે એ પહેલવાન તારી જુબાનને એટલી તેજ કરવી ખુબ નથી. તું મને પીછાનતો નથી કે તેજ ચુગાલનાં સુરખાબનો નામદાર બેટો કરકાસ તે હું છું. હવે તારૂં નામ મારી આગલ જાહેર કરી કહે કે તું કેની બુનીઆદ રાખે છે. પછી બરજોર મારૂં નામ છે એટલું કહીને બરજોએ કરતાસનો કમરબંદ પોતાની ચુંગાલમાં પકડયો અને તેને ઘોડાનાં જીન ઉપરથી ઉઠાવીને હવામાં ઉપર ઉછાલ્યો અને હવામાંથી નીચે આવતાં તેજ તલવારનાં એક જખમથી તેનાં બે ટુકડા કરીને ખાક ઉપર નાંખ્યો.

હવે જ્યારે કરતાસ દેવ બરજોનાં હાથ ઉપર માર્યો ગયો ત્યારે તુરતજ પોલાદવંદનાં લશકરમાંથી એક બીજો દેવ બરજોનાં મેદાનમાં આવ્યો અને તુન્દી કરીને બોલવા લાગ્યો કે એ પહેલવાન ચીનનાં જંગલનો પાસબાન કરતાસને તેં માર્યો છે તેનો કીનો હું તારી ઉપર લઉં અને તારા શરને તનથી દુર કરીને તારા ખુનથી જમીનનું મોહો લાલાની મીસાલ કરૂં. જ્યારે તે દેવના મોહોથી નામદાર બરજોએ એ રવેશ સખુનો સાંભલ્યા ત્યારે ગુસ્સામાં આવીને એક તીર સીનામાં જોરથી એવો મારયો કે તેજ વખત તેનો સીનો બખતર સુધાં સીવી નાખ્યા.



## આવ્યો પોલાદવંદ દેવ બરજોનાં મેદાનમાં અને માર્યો ગયો પોલાદ-વંદ બરજોનાં હાથ ઉપર તે વગેરે બીજો અહેવાલ.



હવે જ્યારે નામવર બરજોનાં હાથ ઉપર એ રવેશ કેટલાએક દેવો માર્યા ગયા તે જોઇને પોલાદવંદનું દીલ આતશની મીશાલ જોસમાં આવ્યું. પછી સેતાબ પોતાના ઘોડાને મેદાનમાં દપટાવીને બરજોની મોકાબેલ આવી ઉભો અને પોકાર મારીને બરજોને કહેવા કે એ ઉંધા બખતનાં સગજી, મારા ભતરીજા કરતાસને તુંએ માર્યો છે તેનાં કીનામાં તારૂં શર તનથી જુદુ કરૂં અને તારા મુઆથી જાલનાં બેટાને આંધળો કરૂં અને તારી માહાતમમાં કેબબારોને બેસાડું અને તારૂ દોખમું તારા ઘોડાની પીઠ ઉપર કરૂં. જ્યારે દેલાવર બરજોએ પોલાદવંદની જુબાનથી એવા સખુનો સાંભલ્યા ત્યારે ચીતાની મીશાલ ગુસામાં આવીને પોલાદવંદને કેવા લાગ્યો કે એ બદબુનીઆદ અને બુરી સીકલનાં દેવ આજ રોજે તારા તનને રેજેરેજ કરીને એ મેદાંનમાં જાનવરોને ખોરાક કરૂ અને મારા બુલંદ તાલેનાં પાદ-

શાહાનાં રોસન બખતથી તારૂં તમામ લશ્કર બરહમ મારૂં. ખરેજ આજ રોજે તારા મોતે ધણી સેતાબી કીધી છે, કે તુને મારા મેદાનમાં ખેંચીને લાવ્યું છે. હવે તારી માહાતમમાં તારા દેવોને બેસાડું. જ્યારે મેડકનું મોત નજદીક આવે ત્યારે અજદાનાં સુરાખની નજદીક જઇને પોકારે તે મીસાલ તારી અજલે તુને લાવીને મારા મેદાનમાં મુકયો છે અને તું પોતાને પગે ચાલીને નરેશેરની લડાઇમાં આવી ઉભો છે. એ સખુન સાંભલીને પોલાદવંદ બોલ્યો કે એ સગજી તોખમનાં તેં નરે દેવની લડાઇ તારી નજરે દીઠી નથી. અને મેં કોઇબી વખત પુરી કોશેશથી તારી સાથે લડાઇ કીધી નથી. પુલાદની ચુગાલનો પોલાદવંદ દેવ તે હુ છું. હવડાં તારાં શરને એ મેદાનની ખાકનું બીછાંનું કરૂં કે ફરીથી કોઇ ઇરાની પહેલવાંન ઓરતને ચોરી નહી જાય. તું રાતને વખત ચોરની મીસાલે મેરસીમીનઓજારને ચોર લાવ્યો છે તે સજાને તુને પોહોચાડું અને તારૂં શર તનથી જુદુ કરીને તારા લશકરમાં એક તન સલામત નહી રાખુ. પોલાદવંદની જુબાનથી એવા સખુનો સાંભળીને બરજો બોલ્યો કે એ બુરી ખસલતનાં દેવ તું મેરસીમીનઓજારને લેવાને આવ્યો નથી. તારૂ મોત તુને એ મેદાનમાં લાવ્યું છે. એટલું કહીને ભારી ગોરજ હાથમાં ધર્યો તેને જોઇને પોલાદવંદે પોતાનાં ગોરજ ઉપર હાથ નાખ્યો પછી બેઉ પહેલનો એક બીજા ઉપર ગોરજોનાં જરબ મારવા લાગ્યા. એમ કરતાં જયારે તેઓની બાજુ આજેજ આવી અને ગોરજનાં દસતા કમાનની મીસાલે વળી ગયા ત્યારે ગોરજો ઉપરથી તેઓએ પોતાનો હાથ ઉઠાવ્યો અને ઘોડા ઉપરથી નીચે ઉતરીને બખતરોની દામાંન ગેરદાંની. પછી એક બીજાની ગરદન પકડીને જોર કરવા લાગ્યા અને એક બીજાનો કમરબંદ પકડીને એક બીજાને જમીન ઉપરથી ઉઠાવવા લાગા તોપણ કોઇ પહેલવાનનાં પાયા જમીનથી હાલ્યા નહી. પછી બન્ને પહેલવાનો એક બીજાના કમરબંદ ઉપરથી પોતાની ચુગાલ ઉઠાવીને એક બીજાના પીઠ ઉપર મુકીયો મારવા લાગ્યા અને એક બીજાનાં મોહો ઉપર તથા સીનામાં મુકીયો મારીને એક બીજાને આજેજ કરવા ચાહતા હતા. તે બન્ને દીલાવરોની સખત લડાઇથી જમીન અને જમાનો આજેજ આવ્યો અને તે બેઉ દલેરોની મુકીઓથી જમીન ધ્રુજવા લાગી. પછી નામદાર બરજોએ સીતાબ તલવાર ખેંચી અને પોકાર મારીને પોલાદવંદને કહયું કે એ નાંપાક દેવ હવે તારા મોતે ધના સીતાબી કીધી છે. હવે તું મારી તલવારનો જરબ સંભાલ. બરજોનું એટલું કહેવું કે પોલા- દવંદ દેવ ઢાલને દરમેઆંન છુપો થયો. પછી સેતાબ નામવર બરજોએ તલવારનો એક જખમ પોલાદવંદ ઉપર એવો જોરથી માર્યો કે તેજ વખતે તેને ઢાલ સુધાં બે તુકડા કરીને ખાક ઉપર નાખ્યો.

હવે એ નામાનો બનાવનાર સાએર કેહ છે કે એ ભાઇ તું નેગાહ કરીને જો કે પોલાદવંદ દેવ કસરેવજની મદદ કરવાને વાસ્તે આવ્યો હતો. તું જો કે તેનું વતન ચીનની સર જમીનમાં હતું કે જ્યાંથી તે ભારી દેવને તેનું મોત એકાએક રશતના જંગલમાં ખેંચી લાવ્યું અને નામદાર બરજોનાં હાથ ઉપર તેને મારી નખાવ્યો. વાસ્તે એ ભાઇ એ બુરાં મોત હરગેજ કોઇને મેલ્યો નથી. અને હવે પછી કોઇને મેલનારબી નથી. વાસ્તે ખોદાનાં બંદા તારે એ મોતનાં કામથી નચીત રહેવું નહી જોઇએ. કાંય જે એ બુરૂ મોત તુંને એક પલ પાણી પીવાની ફુરસદ આપનાર નથી. અને સીતાબ તારા તનમાંથી જીવને લઇને હવા

ઉપર ઉડી જશે અને તું પોતાની ઉમેદમાં જેમનોતેમ રહી જશે. વાસ્તે એ પાક યજદાંન બંદા તું હર વખતે પોતાનાં મોતને યાદ કરતો રહેજે.

હવે પેલી તરફ જ્યારે પોલાદવંદ દેવનાં લશકરે પોતાનાં સરદારને બરજોનાં હાથ ઉપર એ રવેશ મારયો ગયેલો દીઠો ત્યારે તેને મુવેલો જોઇને દેવલોકનાં લશકરમાં માહાતમનો પોકાર ઉઠયો. પછી તમામ દેવો મેદાનમાં આવીને બરજોની આસપાસ ફરી વલ્યા તેથી જેમ માહતાબ વાદલમાં છુપે તે મીસાલ સરફરાજ બરજોને પોતાને દરમેઆન ઘેરી લીધો અને તે ઉપર ચો તરફથી તીર, નેજા, અને ગોરજોનો માર મારવા લાગા.

હવે આએ તરફ જ્યારે ઇરાની લશકરે દેવલોકોને મેદાનમાં દીલાવર બરજો ઉપર ગલબો કરતા દીઠાં કે તેજ વખત તમામ ઇરાની સરદારો પોતાનાં લશકર સાથે દરયાવની મીસાલ જોશ કરતા મેદાનમાં આવીને દેવનાં લશકર ઉપર જઇ પડયા; અને તીર તલવાર અને ગોરજોએ કરીને દેવ લોકોનાં સરને ખાકમાં નાખવા લાગા. તલવારોનાં ચલકાટથી તે મેદાન વીજલીની મીસાલ નજર આવતું હતું. દેવલોકોની માહાતામનાં પોકારથી જમાનો શોહોરબકોર ભરેલો થયો. તે મેદાનમાં દેવલોકોનું લશકર મારયા ગયાથી લોહીની નેહેરો જારી થઇ. તે વખતે લડાઇગાહમાં એવું ઝનુન ઉભું થયું કે બાપ પોતાના બેટાને અને બેટો પોતાનાં બાપને પીછાનતો નહી હતો. જ્યારે દેવલોકોનું લશકર બેઉ હીશા ઇરાની સરદારોના હાથ ઉપર માર્યું ગયું ત્યારે દેહેશત ખાઇને તે મેદાનમાંથી જંગલની તરફ નહાસવા લાગું.

હવે પેલી તરફ તુરકી કસરેવજે પોલાદવંદ દેવને તેનાં લશકર સાથે એ રવેશ મેદા-નમાં મુવેલો દીઠો ત્યારે સીતાબ પોતાનાં લશકરને હુકમ કીધો કે તુરકસ્તાનની તરફ નીકલી જાય પછી તુરકી લશકર સાથે કસરેવજ તે મેદાનમાંથી પવનની મીસાલ તુરાનની તરફ ચાલ્યો.



## ચોરી ગયો એકદસ્ત મેહેરસીમીનઓજારને માજીનદરાંનનાં પાદશાહા શીહારંગની નજદીક અને ખબર થઇ બરજોને તેને ચોરી લઇ ગયાની તે હકીકત.



હવે એ નામાનો શાએર પોતાને કહે છે કે હવે એ તમામ ઇરાની સરદારો સાથે બરજોને લડાઇના મેદાનમાં લડાઇ કરવાની જગો ઉપર રહેવા દઇને તું હવે એકદસ્તનું બયાન કહી સંભળાવ.

હવે જ્યારે તમામ ઇરાની સરદારો પોતાના લશકર સાથે દેવ લોકોની લડાઇમાં મશગુલ હતા ત્યારે એકદસ્ત ફુરસદ પામીને ત્યાં આવી ચડયો અને બરજોનાં દેરામાં આવીને જોયું કે મેહેરશીમીનઓજાર એક તખ્ત ઉપર બેઠી છે. તેજ વખત તે માશુકને તખ્ત ઉપરથી ઉઠાવીને પોતાની પીઠ ઉપર લીધી અને તે દેરામાંથી બહાર નીકલીને શેતાબ માજીનદરાંનની તરફ નીકલી ચાલ્યો અને પોતાનાં દીલ સાથે વિચારવા લાગ્યો કે એ ફુલને ચેહેરની માશુકને

માજીનદરાંનના પાદશાહ શીહારંગ દેવની નજદીક લઇ જાઉં કે તેની દરગાહમાં અને સરફરાજ મળે. એ મીસાલે દીલ સાથે વીચારતો રાહામાં જતો હતો તેવામાં એક ગોદરેજી તોલાનો પહેલવાન ગોરાજેહ નામનો હતો. તે બુઢઢો નામદાર પહેલવાન એકદસ્તની મોકાએલ આવી પહોંચ્યો. તેણે જોયું કે મેહેરશીમીનઓજારને ઉઠાવીને એકદસ્ત રાહમાં ચાલ્યો જાય છે. પછી સેતાબ એકદસ્તની નજદીક આવીને તેને પુછવા લાગ્યો કે એ નામદાર એકદશત તું મેહેરસીમીનઓજારને લઇને કયાં જાય છે. ગોરાજેહનું એટલું કહેવું કે શેતાબ એકદસ્તે જમીન ઉપરથી પથર ઉઠાવ્યો અને કહેવા લાગો કે મેહેરશીમીનઓજારને હું માજીનદરાંનના પાદશાહની નજદીક લઇ જાઉં છું. એટલું કહીને ગોરાજેહ ઉપર તે પથર જોરથી માર્યો અને પોતે શેતાબ પવનની મીસાલે તેની નજદીકથી જંગલની તરફ નીકલી ચાલ્યો. તે પથરનો જરબ રદ કરીને બુંઢો ગોરાજેહ પોતાના ઇરાની લશકરની તરફ આવ્યો.

હવે પેલી તરફથી જયારે દેલાવર બરજો પોલાદવંદને તેના લશકર સાથે મારી નાંખીને કસરેવજ તુરકીની લડાઇથી ફારેગ થયો ત્યારે સર્વ ઇરાની સરદારોને પોતાની સાથે લઇને પોતાના દેરાની તરફ આવ્યો. પોતાનાં દેરામાં જઇને ચોતરફ ફર્યો પણ કેથેબી પોતાની માશુકને દીઠી નહી, ત્યારે ગાભરો પડીને રડવા લાગ્યો અને પોતાની માશુકની નીશાન શોધવા લાગ્યો પણ તેણી કેથેબી દેખાઇ નહિ. પછી તે દેહરામાંથી બહાર નીકલીને જોએ છે કે નામદાર ગોરાજેહ ઉભેલો છે. પછી તે બુઢાએ બરજોને શેજદો કરીને કહું કે એ નામદાર પહેલવાન તારા દેરામાંથી મેહેર-શીમીનઓજારને નાપાક એકદસ્ત ચોરીને જંગલની તરફ નીકલી જતો હતો તે વખત રાહાને દરમેઆન તેહેની મારી મોકાએલ મોલાકાત થઇ. પછી મેં તેની રાહા બંધ કરીને તેને મેહેરસીમીનઓજારનાં બાબમાં પુછયું ત્યારે તે નાપાકે ગુસ્સાથી મારી ઉપર એક ભારી પથર ફેંકયો અને મને કહયું કે ફુલને વજનની મેહેરસીમીનઓજારને માજીનદરાંનનાં પાદશાહ શીહારંગની નજદીક લઇ જાઉં છું. એટલું કહીને તે નાપાક મારી નજદીકથી જંગલની તરફ નાપેદા થયો. જયારે દેલાવર બરજોએ ગોરાજેહની જુબાનથી એવા સખુનો સાંભળ્યા ત્યારે એક પોકાર મારીને બેહોશ આદમીની મીશાલે જમીન ઉપર પડયો અને શાએત પછી હોંશમાં આવીને બેઅખત્યાર રડવા લાગ્યો. તે ખબર સાંભલીને સરફરાજ ગોદરજ બરજોની નજદીક આવ્યો અને તેને દેલાસાથી કહેવા લાગો કે એ નામદાર તું ઓરત લોકોની મીસાલે શાંને વાસ્તે રડે છે. અગર તું હીમત રાખે તો આપણુ શીહારંગ પાદશાહ અને એક હાથનો આદમી એકદસત જેઓ બેઉ તાહારા દુશમનો થઇ પડયા છે. તેઓની ગીરદ કહાડી નાંખીને તાહારી માશુકને તેનાં હાથમાંથી છીનવી લઇએ. એ શીવાય બીજા કેટલાએક દાનાઇનાં શખુનો કહયા. ત્યારે પછી બરજોએ જંગેશાવરાનને બોલાવીને કહયું કે સેતાબ ઇરાની છસો સવારોને પોતાની સાથે લઇને મારા માંએ શેરોને જાબોલ-શતાન લેઇ જાએ અને તેહમતન રૂશતંમને મારી બીનાથી વાકેફ કરે કે એ રવેશ હું અંનદેસામાં સીરફતાર થઇ પડયો છુ.' એટલું ફરમાવીને શેતાબ લશકર તઇયાર કીધું અને તમામ ઇરાની પહેલવાનોને પોતાની સાથે લઇને એકદશતનો દુમબાલો પકડયો.

## ૯મોએક નામદાર બરજો એકદસ્તની પછવાડે મેહેરસીમીનઓજારને વાસ્તે તે હકીકત.



જ્યારે નામદાર બરજો ઇરાની સરદારોની સાથે એકદસ્તની પછવાડે નીકલી ચાલ્યો ત્યારે મંજલ દર મંજલ રાહા કાપીને માંઝીનદરાનની સરહદમાં જઇ પહોંચ્યો. તે ખબર જાસુસ લોકોએ જઇને શીહાગરં દેવને કહી કે જેહાપહેલવાન રૂસ્તમનો નબીરો ભારી લશકર સાથે મેહેરસીમીનઓજારને લેવાને વાશતે મંજલ દરમનજલ રાહા માપતો માજનદરાંનની સરહદમાં આવી પહોંચ્યો છે. તે પહેલવાન લડાઇને વખત કોઇને પોતાની ખાતેરમાં લાવતો નથી. અને તેની દેહેશતે કરીને જંગલનાં ચીતાઓ પોતાની ચુંગાલથી હારીને નાહશી જાય છે. જ્યારે બદ તોખમનાં શીહારંગદેવે જાસુસને મોહોથી એવા સાંભળ્યા ત્યારે પોતાનાં દેવોની તરફ નેગાહ કરીને કહેવા લાગ્યો કે એ સરદાર લોકો આપણાં મુલક ઉપર જાબુલી રૂસ્તંમનો નબીરો બરજો ભારી લશકર સાથે મેહેરસીમીનઓજારને લેવાને વાસ્તે લડાઇ કરવા આવ્યો છે. તેહનાં લશકરને શીકસ્ત પહોંચાડવી જોઇએ. પાદશાહ શીહારંગની જુબાનથી એવા શખુનો સાંભલીને નાપાક એકદસ્ત બોલ્યો કે એ દેવ લોકોનાં પાદશાહ બરજો જ્યારે મારી લાઇનના મેદાનમાં આવશે ત્યારે મારી કમંદનાં પેચથી તેનાં મુશકાં બાંધીને તેહેને ખેંચતો તારી નજદીક લઇ આવું અને તેનાં લશકરને એક લહેજામાં બરહમ મારીને મારા નામને બુલંદીમાં ઉઠાવું. એ પાદશાહ હવે તુંને હરતરફથી લશકર બોલાવીને એકઠું કરવું જોઇએ. જ્યારે એકદસ્તની જોબાંનથી એવા સખુનો શીહારંગ દેવે સાંભળ્યા ત્યારે ખુશી થઇને ફરમાવ્યું કે હરતરફથી લશકર જમે કરે. પછી કેટલું એક લશકર પોતાની હજુરમાં જે તઇયાર હતું તેને લેઇને બરજોની મોકાબેલ ચાલ્યો અને મેદાનમાં જાઇને દેહેરા મારી બરજોને આવવાની રાહા બંધ કરી પડયો. હવે પેલી તરફથી નાંમવર બરજો મનજેલ દરમનજેલ રાહા કાપતો જ્યારે શીહારંગન લશકરની મોકાબેલ આવી પોહોંચ્યો ત્યારે ઇરાની સરદારોને ફરમાવ્યું તેથી તે મેદાનમાં દેહેરા માર્યા.



## ગુમ થયો ગોદરજ તલાએઆ લોકોને દરમેઆંનથી અને નામું લખીયું બરજોએ સીહારંગ દેવ ઉપર તે વગેરે બીજો એહેવાલ.



જ્યારે રોશનરોજ નજદીક આવ્યો અને અંધારાએ પોતાની શીહા દામાંન બીછાવી ત્યારે શરફરાજ ગોદરજને બરજોએ ફરમાવ્યું કે રાતનાં આપનાં લશકરની ખબરદારી કરવા સારૂ તલાએઆ લોકોની સાથે તારે ફરવું જોઇએ. તે સાંભલીને સેતાબ નાંમદાર ગોદરજે પોતાનાં લશકરમાંથી એક હજાર સવારોને પોતાની સાથે લેઇને લશકરની આસપાસ ફરવા લાગ્યો.

હવે પેલી તરફ શીહારંગદેવનાં લશકરમાંથી કેટલાએક દેવ લોકો પોતાનાં લશકરની ખબરદારીને વાસ્તે તે રાતનાં તલાએઆ તરીકે ફરવા લાગા. જ્યારે અરધી રાતનો વખત થયો ત્યાર ઇરાની તલાએઆ લોકોના દરમેઆંન એક શોરબકોર ઉઠયો. તેનો પોકાર નામદાર બરજોનાં કાનમાં પોહોંચ્યો તેજ વખતે લશકરની બાહાર નીકળીને તલાએઆ લોકોને પુછવા લાગો કે એ તલાએઆ લોકો તમારે દરમેઆન પોકાર સાશાબથી ઉઠયો છે. બરજોના મોહોથી એ સખુન સાંભલીને તલાએઆ લોકોએ તેને કહયું કે એ નામદાર પહેલવાન એક વીજલી હમો લોકોને દરમેઆંન આવી પડી. તે વીજલીએ કરીને નામદાર ગોદરજ ગુમ થઇ ગયો છે. તે સબબથી હમો લોકો પોકાર કરતા હતા. જ્યારે નામદાર બરજોએ તલાએઆ લોકોને મોંહોથી એવી નાખુશ ખબર સાંભળી ત્યારે પોતાનાં દીલથી ગમગીન થયો અને એ વાંકી પીઠનાં આસમાનની ચાલ જોઇને ઘણો અજબ રહયો અને તું કહે ગોએઆ તે વખતે બરજોનાં મોહોનો રંગ હતો નહી. પછી તે તમામ રાત બરજોએ અનદેશો અને ફીકરમાં ગુજારી.

જ્યારે બામદાદનો વખત થયો ત્યારે શીહારંગે પોતાના લશકરની સફ નહી સમારી. તેને જોઇને નામદાર બરજોબી પોતાના ઇરાની લશકરની સફ નહી ખેંચી અને બેઉ તરફનું લશકર તે દહાડે આસાએશમાં રહયું.

જ્યારે અંધારૂં પોતાની શીહા દામાન બીછાવી અને હબસીનાં પાદશાહે શીહા જામો પહેરયો (યાને રાત થઇ) ત્યારે નામદાર બરજોએ નવીશંદાને બોલાવીને શીહારંગદેવ ઉપર એક નામું લખાવ્યું. પ્રથમ તે નામ મધે પેદા કરનાર પાક યજદાંની તારીફનાં સખુનો લખ્યા કે જે સાહેબ બન્ને જેહાંનને પેદા કરનાર છે તેણે પોતાની અજીમ કુદરતથી જમીન અને જમાનો તથા આફતાબ અને માહાતાબને પેદા કરીને તેઓને આસ્માન ઉપર ફરતા કીધા છે અને આદમીઓને પેદા કરીને તેને રોજી બક્ષી છે. હવે એ માજીનદરાંનનાં શીહા-રંગ પાદશાહ તું જમાનાનાં ચાલની તરફ નેગાહ કરીને જો કે માહરો નીઆગાંન જેહાં પહેલવાન રૂસ્તમ તેનો નબીરો હું નામદાર બરજોને તારા માજીદરાનનાં મુલક ઉપર લશકર સાથે એટલા વાસ્તે આવવું પડયું છે? એ વાસ્તે કે મારો નીમકહરામ નોકર ચોર થઇ મારા દેરામાંથી મારી માશુકને ચોરી લઇને તારી પનાહમાં આવી બેઠો છે. તે સબબથી હું તુંને લખી જણાવું છ કે અગર તું મારી સાથે સુલેહ રાખવા ચાહતો હોય તો મારી માશુક મેહેરસીમીનઓજારને મારે હવાલે કરે. અને નાપાક એકદસ્તને બાંધીને મારી નજદીક મોકલે. અગર તું મગરૂરી કરીને એ મારા ચોરની તરફદારી અને મદદ કરશે તો તું ખાતર જમેથી જાણ કે જેમ મારા નીઆગાન જેહાં પહેલવાન રૂસ્તમે તારા નીઆગાન સુફેદ દેવને મારયો અને તેનું તખત અને તાજ ઓલાદ દેવને હવાલે કીધું તે મુજબ હું મારી તેજ તલવારથી તુંને મારીને મારા ચોરને પકડી સુડી ઉપર ચહડાવીશ અને તારા લશકરને બરહમ મારીને તમામ જાદુગર લોકોની નીશાન માજીદરાંનમાંથી નાબુદ કરીશ. વાસ્તે એ શીહારંગ પાદશાહ જો તું દાનાઇ રાખતો હોય તો મારા લખવા મુજબ કામ બજા લાવે. અગર તું એ વખત મારા લખેલા સખુનોને તારી ખાતરમાં નહી લાવશે તો મારી તેજ તલવારથી તું પોતાને ખાકનાં બીછાનાંને લાયક કરશે. એ રવેશ નવીશંદાએ નામું લખીને બરજોની આગલ ધરયું. પછી તે ઉપર પોતાની મોહોર કરીને ઇરાની સરદારોની તરફ નેગાહ કરીને કહયું કે એક

હીમતવાન અને લડાયક પહેલવાન એ નામું શીહારંગની નજદીક લઇ જાએ. બરજોનું એટલું કહેવું કે સેતાબ દેલાવર બેજન જગોથી ઉઠયો અને બરજોને કહેવા લાગો કે એ નામદાર એ નામું લઇ જવામાં હું કમર બાંધું છું અને શીહારંગની નજદીક કંઇ મરદીનું કામ આવી પડે તો મારો હોનર તે દેવલોકોને બતલાઉં. બેજનને મોંહથી એ સખુન સાંભલીને બરજોએ તે ઉપર આફરીન કીધી. અને કહયું કે એ નામદાર પહેલવાન તે જગો બેદેહેશત હોશીઆરીથી રહેજે. એટલું કહીને નામું બેજનનાં હાથમાં સોંપ્યું. તે લઇને બરજોને સલામ કીધી અને સેતાબ દેહેરામાંથી બહાર આવીને ઘોડા ઉપર સવાર થયો અને બેદેહેશત માજનદરાની લશકરની તરફ ચાલ્યો. જયારે શીહારંગ દેવનાં લશકરની નજદીક જઇ પહોંચ્યો ત્યારે તેનાં તલાયા લોકોમાંથી એક દેવ હાથમાં નેજો પકડીને બેજનની રાહા બંધ કરી ઉભો અને પુછવા લાગો કે એ સવાર તું કોણ છે, અને એવી શીહા રાતને વખતે એ લશકર તરફ તારૂં કામ શું છે. જયારે દલેર બરજોએ તે દેવની જુબાનથી એવા સખુનો સાંભલ્યા ત્યારે ગુસ્સાથી કહેવા લાગો કે એ નાપાક બુરી મનસ્લીનાં દેવ તું મારી રાહા શાને વાસ્તે બંધ કરી ઉભો છે હું નામવર બરજોનો હેજબ છું. અને મારા સરદારનું નામું પાદશાહ શીહારંગની નજદીક લઇ જાઉં છું. વાસ્તે તુંને મારો અટકાવ કરવો વાજેબ નથી. બરજોની જુબાનથી એવા તુનદીનાં સખુનો સાંભલીને તે દેવજાદ તલાઓ ગુસ્સામાં આવ્યો અને સેતાબ નેજો ઉઠાવીને ચાહયું કે એક નેજો બેજનની કમર ઉપર મારે. તેવામાં દલેર બેજને તેનો નેજો પકડીને તેનાં હાથમાંથી છીનવી લીધો. પછી સેતાબ બીજા હાથે તેની ગરદન પકડીને તોડી નાંખી. તે તમાસો જોઇને બીજા દેવલોકો જે તલાયા ફરતા હતા તેઓ દેહેશત ખાઇને દુર જઇ ઉભા અને પોતપોતામાં ગોફતેગો કરવા લાગા કે આપણે એ સવારની મોકાએલ જશું તો મોત સીવાય બીજું કાંઇ હાંસલ થનાર નથી. જયારે બેજને જોયું કે કોઇ તલાયા તેના મેદાનમાં આવતો નથી ત્યારે સેતાબ પોતે શીહારંગની દરગાહની તરફ ચાલ્યો અને ઘોડા ઉપરથી નીચે ઉતરીને શીહારંગ દેવની મજલેસમાં જઇ ઉભો. તે મજલેસની દરમ્યાન દલેર બેજન જઇને કેટલીએકવાર સુધી ઉભો રહયો તોપણ કોઇ દેવે તેને બેસવાની જગો આપી નહી. બલકે તેની તરફ નેગાહ કરીને જોયુંબી નહી. એવી તે મજલેસનાં દેવોની મગરૂરી જોઇને દલેર બેજન ગુસ્સામાં આવ્યો અને તે મજલેસને દરમેઆન ચોતરફ નેગાહ કરવા લાગો ત્યારે જોઇશું કે શીહરંગ દેવની જમણી બાજુએ એક સુનાંની ખુરશી ઉપર ઇલમાસ દેવ કે જે શીહા રંગના ખેશમાંનો અને તેનો જેહાંનશીન પહેલવાન હતો તે દેવને બેઠેલો દીઠો. તેને જોઇને બેજન બોલવા લાગો કે અએ ઇલમાસ દેવ જો તું એ ખુરશી ઉપરથી ઉઠીને મને બેસવા દે તો સરફરાજ બરજોનું નામું હું લાવ્યો છું તે પાદશાહ શીહારંગને હવાલે કરીને જુબાનથી કેટલાએક પેગામ કહું. જયારે ઇલમાસ દેવે બેજનને મોંહથી એવા સખુનો સાંભલ્યા ત્યારે ગુસ્સામાં આવીને તેને કહેવા લાગો કે એ હેમક અને નાદાન છોકરા તું મને પીછાનતો નથી કે હું શીહારંગ પાંદશાહનો જેહાંનશીન અને તમામ લશકરનો સરદાર છું અને તું મને ખુરશીપરથી ઉઠાડવાનો દાવો કરે છે. અગર તું તારા મરતબા મુજબ ઉભો નહી રહેશે તો તારી જુબાનને તારા મોંહમાંથી ખેંચી કહાડસ. વાસ્તે જો તુંને પાદશાહની સાથે પેગામનાં સખુનો બોલવા હોય તો તારી જગોથી કહી સંભલાવ. જયારે ઇલમાશને મોંહથી બેજને એવા સખુનો સાંભલ્યા

ત્યારે તેને કહ્યું કે એ ફિલમાશ દેવ હું તારી સાથે આહેસ્તેથી બોલુ છું અને તું મારા ઉપર એવા ગુસ્સાથી સખુનબાજી કરે છે. બેજનની જુબાનથી એવા સખુનો સાંભલીને ફિલમાસ ગુસ્સામાં આવ્યો અને સેતાબ ખંજર ખેંચીને બેજન ઉપર ગલબો કીધો. તેણે ખંજર ખેંચેલું જોઇને બેજને પોતાની ચુંગાલથી તેના હાથમાંથી ખંજર છીનવી લીધું. પછી તેનો કમરબંદ પકડીને તેને એક ખુણામાં ફેંકી દીધો. તેની દલેરી જોઇને બીજા દેવલોકો અજબ થવા લાગ્યા. પછી શીહારંગ દેવ ગોશામાં આવીને એકદરતને પુછવા લાગો કે એ નવજવાનને ઇરાની પહેલવાનોમાં તું પીછાનતો હશે. શીહા-રંગને મોહોથી સાંભરીને એકદરતે તેને જવાબ દીધો કે એ પહેલવાન ગોદરેજનો નબીરો થાય છે અને ઇરાની પહેલવાનોમાં એને બેજન કરીને કહે છે. હવે જયારે આએ તરફથી દેલેર બેજને ફિલમાસની કુરશી ખાલી દીઠી ત્યારે પોતે સેતાબ જઇને તેની કુરશી ઉપર બેઠો અને નામું લઇને શીહારંગ દેવના હાથમાં આપ્યું. પછી શીહારંગ દેવે નવીસંદાને બોલાવી તે નામું વંચાવ્યું, તે સાંભળીને શીહારંગ ગુસ્સામાં આવ્યો અને નવીસંદનાં હાથમાંથી નામું લઇને ફાડી નાંખ્યું. જયારે બેજને શીહારંગને એ રવેશ ગુસ્સામાં આવેલો જોયો. ત્યારે સેતાબ જગોથી ઉઠીને ચોતરફ નજર કરવા લાગો અને જોઉં છું કે બુઢા ગોદરજને બાંધીને એક ખુણામાં કેદ કીધેલો છે. તેને એ રવેશ જોઇને કહેવા લાગો કે પાદશાહ થઇને કોઇએ આજ સુધી નામું ફાડી નાખ્યું નથી. અને પાદશાહ લોકોને લાજેમ નથી કે ગુસ્સામાં આવીને નાંમું ફાડી નાખે અને આજ રોજે તુંએ જેમ સરફરાજ બરજોનું નામું તાહારે હાથે ફાડી નાખ્યું છે તેમ તારૂં તન એકબારગી સલામત રહે તેવું હું જોતો નથી. બેજનનું એટલું કેવું કે શીહારંગ ગુસ્સામાં આવીને સેતાબ મેઆંનથી શમશેર ખેંચી અને ચાહયું કે બેજનનાં સર ઉપર મારે. તેવામાં બેજને સેતાબ શીહારંગનો હાથ તલવાર સાથે પકડી લીધો અને બીજે હાથે તેનો કમરબંદ પકડીને તેનાં તખત ઉપર પાછો ઉઠાવી મેલ્યો. બેજનની એવી બેઅદબી જોઇને એકદસ્ત ગુસ્સાથી બોલ્યો કે એ નાદાન છોકરા તુંને એટલી સેતાબી કરવી નહી જોઇએ વાશતે તું તારી જગ્યા ઉપર ખાંમોશ ઉભો રહે. એકદરતનું એટલું કહેવું કે શીહારંગ દેવ કીનાથી ઉઠીને પોતાનું ખંજર બેજન ઉપર છુટું ફેંકયું. તે ખંજરને આવતું જોઇને સેતાબ તેનો દશતો પકડી લીધો. પછી એકદરતે બેજનને કહયું તુંમાં હોનર છે તો કાલ રોજે મહારા મેદાનમાં આવજે. હવડાં એ મજલેસ-માંથી તુંને સલામત જવા દેઉં છું. જયારે બેજને એકદરતથી એવા સખુનો સાંભલ્યા ત્યારે તેની દેહસતથી સેતાબ પવનની મેસાલે ઇરાની લશકરની તરફ નીકલી ગયો. હવે જયારે બેજનનાં આવેઆની ખબર નાંમદાર બરજોને થઇ કે બેજન શીહારંગની તરફથી ઘોડો નખાવતો આવે છે તે સાંભલીને સેતાબ દેહેરાની બહાર નીકળી આવ્યો અને બેજનને જોઇને પુછવા લાગો કે એ નામદાર શીહારંગ દેવે નામું વાંચીને જે જવાબ આપ્યો હોએ તે મારી નજદીક બોલીને કહે. એ સખુન સાંભલીને બોલવા લાગ્યો કે એ નામદાર તે જગો બુઢા ગોદરજને ભારી બંધથી બાંધીને કેદ કીધો છે અને શીહારંગ દેવે તાહારૂં નામું પોતાનાં હાથમાં પકડીને ફાડી નાખ્યું છે. પછી તે જગોની તમામ બીના સાંભળીને બરજોએ તે ઉપર દીઆ કીધી. પછી બેજનનો હાથ પકડીને મજલેશમાં લઇ ગયો.

તેને પોતાની નજદીક બેસાડયો પછી મજલેસમાં શરાબની જાંમો ઉઠાવીને દીલને ખુશી કરવા લાગા અને રામશગર લોકોનાં ખુશ આવાજથી ગમને બરતરફ કરવા લાગા. એ રવેશ તે મજલેશમાં તમામ રાત ગુજારી.



## આવ્યો એકદસ્ત લડાઇનાં મેદાનમાં અને પકડાઇ ગયા સીતેર ઇરાની સરદારો વગેરે બીજો એહવાલ.



હવે જયારે આફતાબનાં લશકરે સીતારાઓને સેકસ્તે દીધી. (યાને રોશન રોજ જાહેર થયો) ત્યરે ઇરાની લશકરમાંથી નગરાંનાં આવાજ જારી કીધા અને પીતલની કરનાએનાં આવાજથી જેહાંન શોહોર ભરેલી કીધી અને દેલેર સવારોએ કીના ઉપર કંમર તંગ બાંધી અને તમામ સરદારો મેદાનમાં લશકરની સફ સમારી ઉભા. લશકરની કલબગાહમાં નામદાર બરજો ઉભો રહયો. તેની જમની બાજુની તરફ ગેવ અને ડાબી બાજુની તરફ દલેર બેજન એ બંધે બાપ બેટા ઉભા અને લશકરની જમની તરફ શાહાજાદો તુશ પોતાનાં નોજરી સવારો સાથે ઉભો અને લશકરની ડાબી તરફ ગોદરજીઆંની સરદારો સફ ખેંચી ઉભા. જયારે માજીનદરાંનનાં પાદશાહ શીહારંગ દેવે ઇરાની લશકરને એ રવેશ સફ દર સફ ઉભેલું દીઠું ત્યારે પોતાનાં દેવ સરદારોને હોકમ કીધો કે સેતાબ લશકરની સફ સમારે. તે હોકમ સાંભળીને તેનાં લશકરની સફ સમારી. પછી શીહારંગ દેવ હાથીની પીઠ ઉપર સવાર થઇને પોતાનાં લશકરની કલબગાહમાં આવી ઉભો. તેની બાજુએ એકદસ્ત ઘોડા ઉપર સવાર થઇને ઉભો. રવેશ બધે તરફનું લશકર પોત પોતાની સફ સમારીને મેદાનમાં આવી ઉભું. પછી નાપાક એકદસ્તે સીહારંગ દેવને કહયું કે એ પાદશાહ તું મને હોકમ ફરમાવે તો મેદાનમાં જઇને જાબુલી બરજોનાં હાથ બાંધી તાહારી નજદીક લાઉં. એકદસ્તને મોહોથી શીહારંગ દેવે એવા સખુનો સાંભળીને તેને લડાઇનાં મેદાનમાં જવાની રજા આપી. તેને કહયું કે એ દેલેર એકદસ્ત એ કામ તારા શીવાય બીજા કોઇનું નથી. શીહારંગ પાદશાહનું એટલું કહેવું કે એકદસ્તે સેતાબ પોતાનો ઘોડો મેદાનમાં જોહોંકાવેઓ અને મેદાંનમાં આવી ઇરાની લશકર ઉપર પોકારીને કહેવા લાગો કે એ નાદાની ભરેલા બરજો તું પોતાના બેહુદાપનાથી મારી પછવાડે આવ્યો છે. પણ હું કાંઇ કતરાંન અને પોલાદવંદની મીસાલે કમજોર નથી કે તું મારી ઉપર ફતેહમંદ થાશે. હવે તું એમ જાણ કે તારા હાથ એક બુઢીઆ ઓરતની મીસાલે બાંધીને તુંને મારા પાદશાહની નજદીક લઇ જાઉં. એટલું કહીને પોતાના ઘોડાને જોલાન દેવા લાગો. જયારે સપેહસાલાર તુંસે એકદસ્તને એ રવેશ મેદાનમાં પોકારતો દીઠો તેજ વખત ગુસ્સામાં આવીને બરજોની નજદીક જઇ કહયું કે એ નામદાર તું આપણાં લશકરની નીગેહબાની કરજે. એટલું કહીને સેતાબ પોતાનો ઘોડો મેદાનમાં જોહાંકાવ્યો. જયારે એકદસ્તે તુસને પોતાની મોકાબેલ આવતો દીઠો ત્યારે તેની મશ્કરી કરવા લાગો.

તેને એ રવેશ જોઇને સપેહસાલાર તુસ ગોરસામાં આવ્યો અને બોલવા લાગો કે એ એકદસ્ત તારામાં હું અકકલનું ગોહર જોતો નથી કાંયજે તું મને જોઇને એક દીવાના આદમીની મીસાલે હસ્યા કરે છે. તું જો કે નામદાર બરજોએ તારી સાથે નેકી કીધી તેનાં બદલામાં તું તેની માશુકને ચોરી લાવ્યો છે. હવે હું ચોરલોકોને લાઇકની સજાએ પહોંચાડું અને મારા ભારી ગોરજે કરીને તારી ગરદન તોડી નાખું. એટલું કહીને સેતાબ પોતાનો ભારી ગોરજ ઉઠાવ્યો અને એકદસ્તની નજદીક જઇને સેતાબ તેનાં સરપર માર્યો તે ગોરજનાં જખમને એક દડીની મીસાલે રદ કરીને એકદસ્તે સેતાબ પોતાની ચુગાલ સપેહસાલાર તુસની કમર ઉપર મારી અને તેનો કમરબંદ પકડીને જીનથી ઉઠાવી પોતાનાં માજીનદરાંની લસ્કરની તરફ લેઇ ગયો અને શીહારંગ દેવની નજદીક જમીન ઉપર પટકીને દેવોને હવાલે કીધો. પછી પોતે પાછો મેદાનમાં આવીને બરજોને કહેવા લાગો કે એ સોરાબના બેટા બરજો તું મારા મેદાનમાં આવે તો તારી મરદાંનગી હુ અજમાવી જોઉં કે તુ કેટલું જોર ધરાવે છે. જ્યારે ઇરાની લશકરમાંથી દેલર ગુરગીન એકદસ્તને મેદાનમાં પાછો આવીને એ રવેશ પોકારતો દીઠો ત્યારે ગુસ્સામાં આવીને પોતાનો ઘોડો તેની મોકાબેલ જોહોંકાવ્યો અને તેને કહેવા લાગો કે એ નાપાક કંમ અકલનાં એહેરેમન પોતાનું નામ પહેલવાંનગીરીમાં દાખલ કરીને ચોરી કરવાનો પેશો અખતીઆર કીધો છે, અને તું ચોરી કરીને રાહામારૂ લોકોની મીશાલે પહેલવાંન લોકોની સામના કરવાની સરકશી કરે છે. જો તું આએ વખતે સેતાબ આવીને મારા પાંઉને બોશો દીએ તો તુંને બરજોની નજદીક લેઇ જાઇને તારો ગુનાહ માફ કરાવું અને જો તું મારી નજદીક સરકસી ભરેલા સખુનો બોલશે તો તું ખાતરજમેથી જાનજે કે મારી તેજ તલવારથી તારા સરને તનથી જુદુ કરી નાખુ. નામદાર ગુરગીનનું એટલું કહેવું કે સેતાબ તેનો કમરબંદ પકડયો અને તેને ઘોડાનાં જીન ઉપરથી ઉઠાવીને માજીનદરાંની દેવોને હવાલે કીધો તેને દેવ લોકોએ બાંધીને તુસની નજદીક મેલ્યો.

હવે જયારે ગુરગીન પકડાઇ ગયો. ત્યારે એકદસ્ત પાછો લડાઇનાં મેદાનમાં આવ્યો. તેને મેદાનમાં આવેલો જોઇને દલેર શાપુરે પોતાનો ઘોડો મેદાનમાં જોહોંકાવ્યો. જ્યારે એકદસ્તે દલેર શાપુરને લડાઇનાં મેદાનમાં આવેલો દીઠો તેજ વખતે તેને ગોરપદંની મીસાલે જીન ઉપરથી ઉઠાવીને પોતાનાં લશકરની તરફ ગયો, અને તેને દેવ લોકોને હવાલે કરીને પાછો મેદાનમાં આવી ઉભો. જ્યારે એકદસ્તને મેદાનમાં ઉભેલો દલેર બેહેરામે દીઠો. તેને જોઇને સેતબ પોતાનો ઘોડો તેનાં મેદાનમાં દપટાવ્યો. એકદસ્તે બેહેરાંમને આવતો જોઇને સેતાબ તેને જીન ઉપરથી ઉઠાવી લીધો, અને પોતાનાં માજીનદરાંની લશકરની નજદીક લેઇ જાઇને તેને દેવ લોકોને હવાલે કીધો. એ મીસાલે તે મેદાનમાં એકદસ્તનાં હાથ ઉપર ઇરાંની શીનેર પહેલવાંનો પકડાઇ ગયા. જ્યારે આફતાબ ગોરબ થયો. ત્યારે બન્ને તરફનું લશકર મેદાનમાંથી પાછું ફરીને પોતાનાં મકાન ઉપર ગયું અને દલેર ગેવ અને બેજન એ બન્ને બાપ બેટાઓને સાથે લેઇને બરજો ખાંનું ખાવા બેઠો અને ખાનાંથી ફારેગ થઇને તેઓ શરાબ પીવામાં મશગુલ થયા. શરાબ પીવાથી પોતાનો ગમ બર તરફ કરવા લાગા. પછી દાનાંઇ ભરેલાં ગેવે બરજોને કહયું કે એ નામદાર બરજો એક સાહાનસી સવારને આપણાં એહેવાલનું નામું લખી આપીને તેહેમતન રૂસ્તમની નજ-

દીક મોકલવો જોઇએ કે તે નામદાર આપણી મદદને વાસ્તે આવી પોહોચે. જ્યારે બરજોએ ગેવની જુબાનથી એવા સખુનો સાંભલ્યા ત્યારે તુનદીથી બોલવા લાગો કે હજુર હું અજદાહની મીશાલનો પહેલવાન નાપાક એકદસ્તને જેર કરનાર હાજેર છું માટે પીલતન પહેલવાંનને ખબર પોહોંચાડવાને હું કંઇ જરૂર જોતો નથી. બરજોની જુબાનથી એવા સખુનો સાંભલીને દલેર ગેવ ખામોશ રહયો. પછી બહાર આવીને બરજો નહી જાણે તેમ એક સેતાબ ચાલનાર સાહાંનસી સવાર તઇઆર કરીને તેને જુબાંની પેગામ કહયો અને તાકીદ કરીને કહયું કે તમામ ઇરાની સરદારો મેદાનમાં એકદસ્તનાં હાથ ઉપર પકડાઇ ગયા છે અને બરજો તેની લડાઇમાં નીકલ્યો છે. સીરફ ગેવ તથા બેજન ઇરાંની લશકરમાં રહેલા છે. વાસ્તે એ જેહાંપહેલવાંન જેમ બની આવે તેમ તાકીદથી લશકર લેઇને હમારી મદદને આવી પોહોચવું જોઇએ. એ વગેરે તમામ બીનાં જુબાનથી કહીને સેતાબ તેને રવાંનાં કીધો. ત્યાર પછી દલેર ગેવ પાછો આવીને બરજોની નજદીક મજલેસમાં શરાબ પીને પોતાનો ગંમ બરતરફ કરવા બેઠો. એ મુજબ તમામ રાત શરાબ પીવામાં ગુજારી.



## લડાઇ કીધી એકદસ્તે દલેર ગેવ અને બેજન સાથે અને ગીરફતાર થયા બાપ અને બેટો એકદસ્તનાં હાથ ઉપર તે વગેરે બીજો એહવાલ.



હવે જ્યારે આફતાબે પોતાનું સર બુલંદીમાં ઉઠાવ્યું અને હબશીનો પાદશાહ નાશી ગયો (યાને આફતાબ નીકલ્યો) ત્યારે બેહુ તરફનાં લશકરમાંથી નકારાના આવાજ નીકલવા લાગા અને સુર ભરેલી કરનાઇના અવાજથી જમીન સોહર ભરેલી થઇ અને બેહુ તરફનું લશકર મેદાનમાં કમર બાંધીને નેજારા મારવા લાગ્યું પછી માજીનદરાની લશકરમાંથી શીહારંગ દેવ અને નાપાક એકદસ્ત આવીને પોતાનાં લશકરની કલબગાહમાં ઉભા અને બીજી તરફથી નામદાર બરજો ઇરાની લશકરની સફ સમારીને કલબગાહામાં આવી ઉભો અને દલેર ગેવ અને બેજંન એ બધે બાપ બેટા સવાર થાઇને કલબગાહામાં આવી બરજોની નજદીક ઉભા. જયારે એરવેશ બેહુ લશકર સફ સમારીને તઇયાર થયું ત્યાયે એકદસ્તે પોતાનો ઘોડો મેદાનમાં જોહાંકાવીને જુલાન કરવા લાગો. પછી ઇરાની લશકરની તરફ આવીને બરજોને કહેવા લાગો કે એ સગજી તોખમનાં બરજો જો તું મારી લડાઇમાં આવે તો મારી તેજ તલવારથી તારાં સરને ખાકમાં નાંખું અને તારી મહાતમમાં દસ્તાનનાં રૂસ્તમને બેસાડું. જયારે નામદાર બરજો એકદસ્તની જુબાનથી એવા સખુનો સાંભલ્યા તેવાર ઘણો ગુસ્સામાં આવ્યો અને ચાહયું કે તેનાં મેદાનમાં જાએ. એવો મામલો જોઇને દલેર ગેવ બોલવા લાગો કે એ નામદાર ઇરાની લશકરનાં પાસબાન, આજ રોજે હું એકદસ્તનાં મેદાનમાં જઇને જોઉં કે એ વાંકી પીઠનો આસમાન કોણની મોરાદે ફરે છે. મારી તલવારે કરીને નાપાક એકદસ્તનાં સરને ખાક ઉપર નાંખુ. એટલું કહીને દલેર ગેવે

પોતાનો ઘોડો મેદાનમાં દપટાવ્યો અને એકદસ્તની મોકાબેલ આવીને તેહને કહેવા લાગેં કે એ નાપાક ચોર તાહારી પેદાએશ કોઇ વાટપાડા ચોરની નજર આવે છે. કાંય જે તારામાં ચોરીનાં હોનર શીવાય બીજો કોઇ હોનર હું જોતો નથી. આજ રોજે તાંરા બખતને શીહા ખાકમાં નાંખુ છું. એ નાપાક ચોર નામદાર બરજોએ તારી સાથે ખુબી કીધી તેહેનાં બદલામાં તેની માશુકને ચોરીને તું માજીનદરાંનનાં પાદશાહની પનાંહા પકડી બેઠો છે. હવે તું એમ જાણ કે તાહારા હાથ બાંધીને નામવર બરજોની નજદીક લેઇ જાઉં છું. ગેવની જુબાનથી એવા સખુનો સાંભલીને એકદસ્ત ગુસ્સામાં આવ્યો અને તેને કહેવા લાગો કે એ ઉંધી અકલનાં બદસુરત તું કહાં સુધી એવા બેહુંદા સખુનો બોલશે. એટલું કહીને પેચદાર નેજો ગેવની કમર મારઓ તેના નેજાના જરબથી દલેર ગેવે પોતા ઉપર ઉપર મરોડાઇને સેતાબ પેતાનો નેજો એકદસ્તને સીનામાં માર્યો. રવેશ બેઉ પહેલવાનો એક બીજાપર નેજા નાંખવા લાગા. તેઓનાં નેજાના નોકથી બેહુ દલેરોનાં બખતરો ચારણીની મીસાલે થયાં. પછી એકદસ્ત કીનાથી જોરમાં આવી એક નેજો દેલેર ગેવના ઘોડાના સીનામાં મારયો. તે નેજાના જરબથી દલેર ગેવનો ઘોડો જમીન ઉપર પડયો. તેની સાથે નામદાર ગેવ ખાક ઉપર પડયો. તે નામદારને જમીન ઉપર પડતાં જોઇને એકદસ્તની મદદે કેટલાએક બીજા દેવોએ આવીને ગેવને સેતાબ બાંધી લીધો પછી તેને ખેંચતા લઇ જઇને શીહારંગ દેવની નજદીક મેલ્યો.

ઇરાની લશકરમાંથી જયારે નામદાર બેજને પોતાના બાપને એ રવેશ ગીરફતાર થએલો દીઠો તેની જુદાઇથી દેલ લોહી ભરેલું કરીને કલેજાનાં દરદથી એક હાએ ખેંચી. પછી સેતાબ પોતાનાં ઘોડાને એકદસ્તનાં મેદાનમાં દપટાવીઓ અને તેની મોકાબેલ જઇને કહેવા લાગ્યો કે એ નાપાક ચોર તેં નામવર બરજોનાં સરદાર લોકો સાથે તોફાન ઉઠાવ્યું છે. હવે તું જો કે હવડાં માહારી કમંદથી તુંને બાંધી લઇ જાઉં. બેજનને મોહોથી સાંભળીને એકદસ્ત બોલ્યો કે એ ખુબસુરત બેટા શીહારંગની મજલેશમાંથી મેં તુંને એક વખત સલામત મેલ્યો છે. વાશતે હવડાં તાહારા નાજુક બદનને બચાવવનો કાંઇ ઇલાજ કર. એટલું કહીને એક નેજો દેલાવર બેજનની કમર ઉપર મારયો. તે નેજાનાં જરબથી બેજન પેચ ખાઇને સેતાબ તલવાર ઉઠાવી. બેજનની તલવારનો જરબ જોઇને એકદસ્ત ઢાલમાં છુપેઓ થયો અને તે તલવારનો જખમ રદ કરીને તેજ વખત એકદસ્તે પોતાની કમંદ ખોલી અને જઇને દલેર બેજનની ગરદન ઉપર નાખી. જયારે નામદાર બેજને એકદસ્તથી એવો મામલો દીઠો તેથી સેતાબ પોતાની કમનદ ખોલીને એકદસ્તની ગરદન ઉપર નાખી. પછી તે બેઉ દલેરોએ પોતાના ઘોડાની લગામ ફેરવીને એક બીજા ઉપર જોર કરવા લાગા. પછી એકદસ્ત ગુસ્સામાં આવીને એક જોર એવો કીધો કે તે જોરથી બેજનનાં ઘોડાનાં આગલા પગ જમીન ઉપર વળી ગયા. તેણે કરીને દેલાવર બેજન પોતાના ઘોડા ઉપરથી નીચે પડયો. પછી એકદસ્ત પોતાનાં ઘોડા ઉપરથી નીચે કુદીને સેતાબ બેજનનાં સીના ઉપર સવાર થયો અને તેનાં હાથ બાંધીને ખેંચતો શીહારંગ દેવની નજદીક લઇ ગયો.

## ખબર થાઈ તેહેમતન રૂસ્તમને એકદસ્તનાં હાથ ઉપર ઇરાની સરદારો પકડાઇ ગયાની તે વગેરે બીજો એહવાલ.



હવે જયારે જેહાંપહેલવાન રૂસ્તમ એકદસ્તની લડાઇની તમામ બીનાંથી વાકેફ થયો ત્યારે એકદસ્તનાં કાંમ ઉપર લેઆનત નાખવા લાગો અને પોતાનાં દેલ સાથે અંદેશો કરવા લાગો કે સેતાબ બીજું લશકર લેઇને મારા નબીરા બરજોની મદદે જાઉ અને નાપાક એકદસ્તને તેની સજાએ પોહોંચાડું. એટલું વીચારીને સેતાબ ઝુઢા જાલની નજદીક ગયો અને તે સરફરાજ ઝુઢાને કહેવા લાગો કે એ ઝુજોરગ બાપ આપણું ખાનદાન વગેરે તમામ ઇરાંની સરદારોનો માહાતાબ વાદલમાં છુપો થયો. વાસ્તે એ દાનાં બાપ હવે એ વાતની તદબીર કરવી જોઇએ, અને તે આફ્ત ભરેલી લડાઇમાં કોઇને મોકલવો જોઇએ. કાંય જે એકદસ્ત પોતાનાં બખતને જોરે તમાંમ ઇરાંની પહેલવાંનો ઉપર ગાલેબ આવ્યો છે. પોતાનાં બેટા જેહાંપહેલવાંન રૂસ્તમની જુબાનથી એવા સખુનો સાંભલીને કહેવા લાગો કે કેટલા એક પહેલવાંનો સાથે ફરામરજને થોડું એક લશકર આપીને ઉતાવલેથી બરજોની મદદને વાસ્તે રવાંનાં કરવો જોઇએ અને તેની પછવાડે ભારી લશકર સાથે તને તે જગો જાવું વાજેબ છે. તારા અમાથી શીહારંગ દેવ અને એકદસ્ત એ બન્નેની ગીરદ નીકલી જાએ. વાસ્તે એ બેટા અગરજો આજ વખતે સુસ્તી કરશે તો આપણું ઝુજોરગી ભરેલાં નામને શરમમાં નાંખશે. કેમકે જે નામદાર બરજો જુવાનીના તોરની હુજજતાઇથી એકદસ્તનાં હાથ મારયો જશે, તો આપણું ઝુઢાપણાંના વખતમાં આપણી ઉપર આસમાંનનાં એવા કામથી ધમીના આતશનું વરસનું થશે. જયારે દાના જાલની જુબાનથી રૂસ્તમે એવા સખુનો સાંભલ્યા ત્યારે પીલતને પેચદાર અજદાહાની મીશાલ પેચ ખાઇને પોતાનો ચેહેરો જરદ કીધો. પછી સીતાબ પોતાનાં બેટા ફરાંમરજને બોલાવીને ફરમાવ્યું કે જવારેહ અને સામ સાથે જાબુલી લશકર લેઇને માજીનદરાંનની તરફ બરજોની મદદને વાસ્તે સેતાબીથી નીકલી જાય. કાંયજે તે જગો આપણું તમાંમ ઇરાંની સરદારો એકદસ્તનાં હાથ ઉપર પકડાઇ ગવા છે. વાસ્તે સેતાબ જઇને તે નાપાકનાં શરને ખાકમાં નાખે તો આપણું ઇરાંની સરદારો બંધથી ખલાસ થાય અને હું એક ભારી લશકર સાથે આજરગોસરપની મીસાલે તારી પાછલ આવી પોહોંચું છું. જ્યારે શેરોનાં પકડનાર ગરદંનફરાજ ફરાંમરજે પોતાનાં બાપ જેહાંપહેલવાંન રૂસ્તમથી એવા તાકીદના ફરમાન સાંભલ્યા ત્યારે સેતાબ તીશ હજાર જાબુલી સવારોને પોતાની સાથે લેઇને પોતાના કાકો જવારેહ અને શાંમ બેઉ પહેલવાંનો સાથે જોસ ભરેલા દરીઆવની મીસાલે નીકલી આવ્યો અને રાત દાહાડો રાહા કાપતો માજીનદરાંનની સરહદમાં સપોરજ નામનાં પહાડની નજદીક જાઇ પોહોંચ્યો..



## લડાઇ કીધી નામદાર બરજોએ એકદસ્ત સાથે અને ગેરફતાર થયો બરજો એકદસ્તનાં હાથ ઉપર તે વગેરે બીજો એહવાલ.



હવે જ્યારે મશરેકનાં ઓકાબે પોતાનાં પર વીખર્યાં અને સીહા કાગડાએ માલા ઉપરથી પોતાનાં બચ્ચાં ઉઠાવી લીધાં (ઇઆને આફતાબ તલુ થયો) ત્યારે બન્ને લશકરમાંથી નકારાના અવાજ ઉઠયા અને દલેર સવારોએ ઘોડા ઉપર જીન માંડીને કીનાંની કમર તંગ બાંધી. પછી મેદાનમાં આવીને બન્ને લશકરે સફ ખેંચી. જ્યારે એકદસ્તે જોયું કે માઝીનદરાંની લશકર શફ દર શફ ઉભું રહયું તેજ વખતે સીહારંગ દેવની નજદીકથી પોતાનો ઘોડો મેદાનમાં દપટાવ્યો અને ઇરાની લશકરની નજદીક આવીને પોતાનો હમનબરદ બરજોને તલબ કરવા લાગો અને પોકાર મારીને કહેવા લાગો કે એ જાલનાં બેટાનાં નબીરા તું મારી લડાઇથી ડરીને તારા ઇરાની લશકર વારતે ઓરત લોકોની મીસાલ છુપી રહે છે. હવે તારા હાથ બાંધીને તને મારા પાદશાહા શીહારંગની નજદીક લેઇ જાઉ. જ્યારે નામદાર બરજોએ એકદસ્તની જુબાંનથી એવા તાંનાંજનીનાં સખુનો સાંભલ્યા ત્યારે ગુસ્શામાં આવીને સેતાબ પોતાનાં ઘોડાને તેનાં મેદાંનમાં જોહોંકાવ્યો અને સેતાબ તેની મોકાબેલ જાઇને કહેવા લાગો કે એ બદજુનીઆદના ચોર હમણાં મારા ભારી ગોરજે કરીને તારા પલીદ જીવને તનમાંથી કાહાડી નાખું છું. મેં તુંને પોતાનો દોસ્ત જાનીને મારા લશકરનો તમ મ કારબાર તને સોફ્યો ત્યારે તું મારી માશુકને ચોરી લેઇ ગયો અને વલી શીહારંગની પનાહા પકડીને એટલી સરજોરી કરે છે. તેં કીનાંનું જાડ એવું રોપ્યું છે કે જેનાં પાતરાંથી લોહી જારી થઇને તેના ફુલથી ફેસાદ ઉઠશે. છે. જ્યારે એકદસ્તે બરજોથી એવા સખુનો સાંભલ્યા ત્યારે બેઅખતીઆર હસવા લાગો. પછી બરજોને કહયું કે એ ઉંધા બખતનાં શાગજી તું પોતાના બેહુદાપણાંથી એ જગો આવીને તું પોતાને હાથે પોતાનું મોહો શીહા ખાક ઉપર નાંખવા ચાહે છે. પણ હું નથી પોલાદવંદ કે કતરાંનની મીસાલનો કમજોર. હમણાં મારા નેજાની નોકે કરીને તારા બખતરને તારા સીનાની સાથે સીવી નાખુ. એટલું કહીને સેતાબ નેજો બરજોનાં શીનાં ઉપર મારયો તેને જોઇને બરજોએ પોતાનો નેજો તેની કમર ઉપર મારયો. પછી બન્ને પહેલવાનો એક બીજા ઉપર નેજાનાં જખમો કરવા લાગા અને તેઓનાં નેજાના મારવાએ કરીને નેજા તુટી ગયા તો પણ બન્નેમાંથી કોઇને એલજાંમ પોહોંચ્યો નહી. પછી તેઓએ પોતાના નેજાને પડતા મેલીને ભારી ગોરજો ઉપર હાથ નાખ્યો તેવામાં નામદાર બરજોએ પોતાનો ભારી ગોરજ ઉઠાવ્યો. એકદસ્તે તેને ગોરજ ઉઠાવીને આવતો જોઇ પોતે ઢાલની નીચે છુપો થયો. પછી બરજોએ જોરથી એકદસ્તના શર ઉપર એક જરબ એવો માર્યો કે તેનાં જરબથી આતશ રોશન થયો તોપણ એકદસ્તને કશો એલજાંમ પેહોંચ્યો નહી. પછી એકદસ્તે પોતાનો ભારી ગોરજ ઉઠાવીને બરજોનાં ઘોડાના સર ઉપર એવો જોરથી માર્યો કે તેજ વખતે બરજોરનો ઘોડો જમીન ઉપર પડયો. બરજો કુદીને જમીન ઉપર ઉભો રહયો અને પાઉં પીઆદેહ એકદસ્ત ઉપર હુમલો કરીને એક બીજા ઉપર ગોરજો મારવા લાગા. પછી બરજોએ સેતાબ ખંજર ખેંચીને ચાહયું કે એકદસ્તનાં ઘોડાને ખાક

ઉપર નાખે. તેવામાં એકદસ્ત સેતાબ ઘોડા ઉપરથી કુદીને બરજોની મોકાબેલ આલી ઉભો. જ્યારે બરજોએ એકદસ્તને એ રવેશ દીઠો ત્યારે બોલવા લાગો કે એ બુરી બુનીઆદનાં ચોર હવડાં તહારાં બુરાં નામને જમાનામાંથી ગુમ કરી નાખુ. એકદસ્તે બરજોને ગુસ્સાથી ખંજર પકડેલો દીઠો ત્યારે કહયું કે એ બેઅકલ જે કાંઇ તુંને સઝાવાર છે તે મુજબ કરૂં. એટલું કહીને સેતાબ એક ભારી પત્થર જમીન ઉપરથી ઉઠાવ્યો અને બરજોને દુરથી પોકાર મારીને કહયું કે એ બરજો જાબુલી હવે તું એમ જાણ કે તારી ઉપર જહાંન તંગ થઇ. એટલું કહીને બરજોની કમર ઉપર માર્યો. તેનાં સખત જખમથી નામદાર પહેલવાન પેચ ખાઇને ખાક ઉપર પડયો. જ્યારે એકદસ્તે બરજોને જમીન ઉપર પડતાં જોયો કે સેતાબ પોતાની કમંદ ખોલીને તેને બાંધી લીધો. પછી તેહને ખેંચતો શીહારંગની નજદીક લઈ જઇને કહયું કે એ પાદશાહ શેરની હીમતના પહેલવાનને મેં પકડયો છે. એટલું કહીને પછી પોતાનો ઘોડો ઇરાની લશકર ઉપર દપટાવ્યો જ્યારે ઇરાની સવારોએ એકદસ્તને પોતા ઉપર હુમલો કરીને આવતાં દીઠો ત્યારે સર્વ લશકર મેદાનમાંથી નાસવા લાગ્યું.



## આવી પહોંચ્યો પીલતન ફ્રામરજ બરજોની મદદે વગેરે અહેવાલ.



હવે આએ તરફથી જ્યારે ઇરાની લશકર નહાસવા લાગ્યું તેવામાં જોઇશું કે એક ભારી ગીરદ તેઓને નજર આવી તેની હરોલમાં શેરદેલ ફ્રામરજ નીકલી આવ્યો. તેણે ઇરાની લશકરને નહાસતા જોઇને પોકાર કરવા લાગો કે હું જેહાં પહેલવાનનો બેટો ફ્રામરજ તહમારી મદદને વાશતે આવ્યો છું. જ્યારે ફ્રામરજનાં આવ્યાની ખબર શીહારંગ અને એકદશત બેહુને થાઇ ત્યારે એક તરફથી એકદસ્ત અંનદેશામાં પડયો અને બીજી તરફથી શીહારંગ દેવે પોતાનાં મોહોનો રંગ જરદ કીધો.



## લડાઇ કીધી જવારેહ દેલાવરે એકદસ્ત સાથે અને ગીરફતાર થયો જવારેહ એકદસ્તનાં હાથ ઉપર તે હકીકત.



જ્યારે આફતેઆબે પોતાનું મોહો પહાડની કઢણમાંથી બહાર કાઢયું અને બામદાદનો વખત થયો ત્યારે બેહુતરફનાં લશકરે શફ સમારી. પછી દસ્તાંનનો બેટો જવારેહ પહેલવાને પોતાનો ઘોડો લડાઇનાં મેદાનમાં જોહાંકાવેઓ અને માઝીનદરાંની લશકરની તરફ જઇને શીહારંગને કહયું કે બુરી બુનીઆદનો ચોર એકદસ્ત કયાં છે? કાંય જે તેણે ઇરાની લશકરને ઘણું આઝારદેહ કીધું છે. જ્યારે એકદસ્તે સાંભલ્યું કે દસતાનનો બેટો જવારેહ મેદાનમાં

આવીને હમનબરદ તલબ કરે છે. તેજ વખત ગુસ્સામાં આવીને પોતાના ઘોડાને મેદાનમાં દોડાવ્યો અને જવારેહની મોકાબેલ આવીને બોલવા લાગ્યો કે લડાઇનો કરનાર દલેર એકદસ્ત તે હું છું. એ મેદાનમાં તમામ ઇરાની દલેરોને મેં સેકારની મીસાલે પકડયા છે અને જમાનામાં મારી લડાઇને દરમેઆન કોઇ પાએદારી લાવનાર નથી. વાસ્તે એ બેએકલ મરદ તહારા મોહતે સેતાબી કીધી છે તેથી તું દુરદરાજ રાહાથી મારા મેદાનમાં આવ્યો છે. જયારે એકદસ્તને મોહોથી એવા સખુનો જયારે સાંભલ્યા ત્યારે તેહને કહેવા લાગો કે એ બદબુનીઆદનાં ચોર હવડાં તાહારા સરને તારા તનથી દુર કરૂં છું કે ફરીથી એવી ચોરી તું નહી કરે. એટલું કહીને એક નેજો એકદસ્તની કમર ઉપર માર્યો તેને રદ કરીને એકદસ્તે પોતાનો નેજો જવારેહના સીનામાં મારયો એ મીસાલે બેઉ પહેલવાનો એક બીજા ઉપર નેજો મારવા લાગા. તેવામાં એકદસ્તે તલવાર ખેંચીને જોરથી એક જખમ જવારેહનાં નેજા ઉપર માર્યો. તેનાં જખમે કરીને જવારેહનો નેજો કલમની મીસાલે કપાઇ ગયો. તે જોઇને જવારેહ અનદેશામાં પડયો. પછી હાથમાં તલવાર પકડીને એક બીજા ઉપર જખમ કરવા લાગા, તેવામાં જવારેહે પોતાનો ભારી ગોરજ ઉઠાવીને એકદસ્તનાં સર ઉપર માર્યો. તેને જોઇને એકદસ્તે પોતાનો ભારી ગોરજ જવારેહ ઉપર જોરથી માર્યો. તે ગોરજનાં જરબથી જવારેહના ઘોડાની કમર ટુટી ગઇ અને જવારેહ પોતાનાં ઘોડા સાથે ખાક ઉપર પડયો તેજ વખત એકદસ્ત જીનથી કુદીને સેતાબ જવારેહનાં સીનાં ઉપર સવાર થયો અને તેની બંને બાજુ બાંધીને મેદાનમાંથી ખેંચતો શીહારગની નજદીક લઇ ગયો અને તેને હવાલે કરીને સેતાબ પોતે પાછો મેદાનમાં આવ્યો.



## લડાઇ કીધી શેર દેલ ફરામરજે એકદસ્ત સાથે અને પાછા ફર્યા બંને પહેલવાનો લડાઇગાહામાંથી તે વગેરે બીજો અહેવાલ.



જયારે ઇરાંની લશકરમાંથી ગરદનફરાજ ફરામરજે પોતાનાં કાકા જવારેહને એકદસ્તનાં હાથ ઉપર ગીરફતાર થએલો દીઠો ત્યારે ગુસ્સામાં આવીને સેતાબ પોતાનો ઘોડો તેની લડાઇમાં જોહોંકાવ્યો અને તેહની મોકાબેલ જઇને બોલવા લાગો કે એ બદબુનીઆદનાં નીમકહરામ નામદાર બરજોનાં કીનામાં તારા શરને તનથી જુદું કરૂં અને એ મેદાનમાં તારા બખતરને તારૂં કફન કરૂં. જયારે એકદસ્તે ફરામરજ ઉપર નેગાહ કરીને તેહને સારી રવેસ જોયો ત્યારે નેતનાં ઝાડની મીસાલે ધુજવા લાગો અને દેલ સાથે અંનદેશો કરવા લાગો કે એ છોકરો પીલતન રૂસ્તમ કરતાં દલેરીમાં વધારે નજર આવે છે. એટલું પોતાના દીલ સાથે વીચારીને પછી ફરામરજને કહેવા લાગો કે એ દલેર એટલી સરકસી તુંને કરવા કરતાં તારાં જાનની સલામતીની તદબીર કરવી તુંને ખુબ છે. હવડાં તારાં સરને એ મેદાનમાં ખાક ઉપર નાંખુ અને તારી માહાતમમાં દસ્તાન જાલને બેસાડું અને તારી ઝારી તારા બાપ રૂસ્તમને સોંપું. જયારે સેરદેલ ફરામરજે એકદસ્તની જુબાનથી એવા સખુનો સાંભળ્યા ત્યારે કીનામાં આવીને પોતાનો નેજો શેતાબ એકદસ્તની કમર ઉપર માર્યો. તે નેજાના

જખમથી એકદસ્ત પેચોતાબ થઇને પછી તેણે પોતાનો નેજો ફ્રામરજ ઉપર મારો. એ મીસાલે બંને પહેલવાન એક બીજા ઉપર નેજાના જખમો મારવા લાગા અને તેઓના નેજાઓની નોકથી બંને પહેલવાનોનાં બખતરની કલીઓ ટુટી ગઇ અને બદન ઉપર લોહીનાં ગાંઠ બંધાયા. એમ કરતાં જ્યારે તેઓનાં નેજાની નોક તુટી ગઇ ત્યારે નેજા પડતાં મેલીને તીરંદાજી કરવા લાગ્યા. જયારે તેઓનાં તીરનાં ભાથરા ખાલી થયા ત્યારે એકદસ્તે પોતાનાં દીલ સાથે અંનદેશો કીધો કે હવે ફ્રામરજની સાથે હથીઆરની લડાઇથી હું ગાલેબ આવનાર નથી એટલું વીચારીને સેતાબ ઘોડા ઉપરથી કુદીને એક ઘણો ભારી પથર ઉઠાવ્યો અને પવનની મીસાલે દોડતો આવીને ફ્રાંમરજની જમણી બાજુ ઉપર મારયો કે તે દેલાવરની બાજુ જખમી થાય. તે પથરને ફ્રાંમરજે આવતો જોઇને તેને રદ કીધો. જયારે એકદસ્તે જોયું કે પથરને રદ કીધો ત્યારે પાછો ઘોડા ઉપર સવાર થાઇને હાથમાં નેજો પકડયો અને બન્ને દેલાવરો એક બીજા ઉપર નેજા મારવા લાગા. એ રવેશ લડાઇ કરતાં તે બન્ને નામદારોની બાજુ આજેજ આવી અને નેજાઓનાં તુકડા થયા. ત્યારે એકદસ્તનાં દેલમાં દેહેસત પેદા થઇ. પછી ફ્રામરજને કહેવા લાગો કે એ નામદાર પહેલવાન આજ રોજે તું તારા ઇરાંની લશકરમાં જઇને આરાએસ પકડ અને કાલ રોજે જોઇએ કે એ આસમાંન કોણને યારી આપે છે. એટલું કહીને ફ્રાંમરજનાં મેદાનમાંથી ઘોડાની લગામ ફેરવીને પોતાનાં લશકરની તરફ ઘોડો દપાટાવ્યો તેને એ રવેશ જોઇને ફ્રાંમરજે પોતાનો ઘોડો ઇરાંની લશકરની તરફ ચલાવ્યો.



## નામું લખ્યું સેરદેલ ફ્રાંમરજે શીહારંગ દેવ ઉપર અને હેજબ થાઇને શાંમ તેની દરગાહામાં લેઈ ગયો તે વગેરે બીજો એહવાલ.



હવે એનો સાએર કહે છે કે જવાંમરદ શામનુ દાસ્તાન કહું તે સાંભલ. જયારે ફ્રાંમરજ લડાઇ ગાહામાંથી પોતાનાં લશકરમાં પાછો આવ્યો ત્યારે પોતાનાં મકાન ઉપર જઇને સેતાબ ફરમાવ્યું કે નવીશંદાને બોલાવી લાવે. તે ફરમાન સાંભલીને તેજ વખતે નવીશંદો હાજેર થયો. પછી શીહારંગ દેવ ઉપર એક નામું લખ્યું તે મધે અવલ પેદા કરનાર દાવરની તારીફ લખ્યા પછી લખી જણાવ્યું કે એ શીહારંગ પાદશાહ મારો ચોર નોકર એકદસ્ત ચોરી કરીને તારી પનાહમાં નાસી આવ્યો છે. અને તું પાદશાહા થાઇને તે ચોરની પોસતપનાહ કરે છે. વાસ્તે જો તું તારો જાંન અને માલીકની સલામથી ચાતો હોય તો મારા ચોર એકદસ્તને ભારી બંધથી બાંધીને સેતાબ મારી નજદીક મોકલી દીયે. અગર જો તું તેને બાંધીને મારી નજદીક મોકલશે નહી તો તારા મોલકને પાયમાલ કરવામાં આવશે. અને તારૂં શર તનથી જુદું થાઇને માજીનદરાંનનો તમામ મોલક વેરાન થશે. પછી તારો ભાઇ શીહા દેવ જે મારી ખીદમતમાં છે તેને તારા તખત ઉપર બેસાડીશ. અગરજો તું મારા લખવા મુજબ કામ કરશે તો તારી પાદશાહી પાછી તારે હવાલે કરીશ. એ વગેરે કેટલુંએક લખીને પછી તે નામાં ઉપર પોતાની મોહોર દાબી અને પોતાનાં બેટા શાંમને બોલાવીને તે નામું તેને હવાલે કીધું અને કહયું કે એ બેટા એ નામું બેદેહેસત જઇને શીહારંગને હવાલે કરજે અને તેની દરગાહામાં તારી નેધાહામાં નેક અંદેશો આવે તે મુજબ અકલથી

કામ કરજે. એટલું કહીને શાંમને રવાનાં કીધો. તેજ વખતે શાંમ તે નામું લેઇને દસ શવારોને પોતાની સાથે લીધા. પછી પોતે હેજબ થાઇને શીહારંગ દેવની દરગાહામાં જઇ પોહોંચ્યો અને દરગાહાની બાહાર પોતાનાં સવારોને ખબરદારીથી ઉભા રાખીને પોતે બેદ-હેસત અંદર દાખલ થયો અને મજલેશમાં જઇને જોયું શું કે શરવ કોઇ પોતા સાથે મગરૂરીમાં બેઠેલા છે. અને શાંમની તરફ કોઇ નેગાહા કરીને તેને બેસવાને ફરમાવતું નથી, તેવો માંમલો જોઇને શાંમ ઘણો ગુસામાં આવ્યો. પછી શીહારંગની જમણી બાજુએ એક ઇલ-માસ નામનો દેવ બેઠેલો હતો તેને આસતેથી કહયું કે એ દેવનાં સરદાર જો તું મને તારી જગો ઉપર બેસવાનું ફરમાવે તો પીલતન ફરાંમરજથી એક નામું તારા પાદશાહા શીહારંગ ઉપર લાવ્યો છું તે તેને હવાલે કરૂં. શાંમની જુબાનથી એવો સખુન સાંભલીને ઇલમાસ આતશનાં સોલની મીસાલે ગરમ થયો. અને સેતાબ તલવાર ખેંચીને શાંમની ઉપર દોડયો તેને એ રવેશ આવતો જોઇયે શાંમે તેની તલવાર છીનવી લીધી. પછી તેનો કમરબંદ પકડીને તેને જમીન ઉપર માર્યો અને તેજ વખતે ચુંગાલ મારીને તેનું શર તનથી ઉખાડી નાખ્યું. તેની એવી દલેરી જોઇને તમામ દેવો અજબ રહયા. પછી સેતાબ કુદીને તેની ખુરસી ઉપર જઇ બેઠો. અને પોતાનાં બાપ ફરાંમરજનું નામું શીહારંગનાં હાથમાં અપ્યું. પછી શીહારંગે ફરમાવ્યું તેથી તે નામુ વાંચી સંભલાવ્યું. જ્યારે ફરાંમરજનું નાંમ નવીસંનદાએ વાચ્યું ત્યારે શીહારંગ ગુસામાં આવ્યો અને એકદસ્તને કહેવા લાગો કે બદબખત ફરાંમરજે તાનાંજનીથી સખુનો લખ્યા છે અને એક કમજાત બેટીને વાસ્તે બેહુદાપણાથી ફીસાદ ઉઠાવી ઉભો કીધો છે. વાસ્તે એ નામદાર એકદસ્ત અગરજો તું તેની લડાઇમાં જાવાની સુસ્તી કરતો હોય તો હુ કાલ રોજે તેનાં મેદાંનગાં જાઉં અને મારા બાપ સુફેદ દેવનાં કીનામાં તે જાબુલીનાં શરને તનથી જુદુ કરૂ અને જાલનાં બેટાનું સર કાપીને એ મેદાંન લોહી ભરેલું કરૂં. જ્યારે શીહારંગની જુબાનથી દેલાવર શાંમે એવા સખુનો સાંભલ્યા ત્યારે ગુસામાં આવીને શીહારંગને કહેવા લાગો કે એ બરગસતે બખતનાં દેવ હવે તું એમ જાણ્યુ કે તારી અજલેશીતાબી કીધી છે. જ્યારે એકદસ્તે શાંમની જુબાનથી એવા સખુન સાંભલ્યા ત્યારે ગુસામાં આવીને એકદસ્તે ખંજર ખેંચ્યું તેને જોઇને સીતાબ શામે પોતાંનું ખંજર હાથમાં પકડયું અને ચીતાની મીસાલે એકદસ્ત ઉપર હુમલો કરીને એકદસ્તનું ગીરેબાન પકડયું પછી બન્ને પહેલવાનો એક બીજા ઉપર જોર કરવા લાગા અને એક બીજાનું ગીરેબાંન પકડીને ખેંચાવા લાગા. બન્ને પહેલવાંનોથી એવો મામલો જોઇને એકદસ્તની મદદને વાસ્તે શીહારંગ દેવ સેતાબ પોતાની જગોથી ઉઠયો અને મેઆ-નથી તલવાર ખેંચીને શાંમની ઉપર હુમલો કીધો. જ્યારે દેલાવર શાંમે શીહારંગને તલવાર સાથે પોતા ઉપર હુમલો કરી આવતાં દીઠો તેજ વખતે એકદસ્તનાં ગીરેબાંન ઉપરથી હાથ ઉઠાવીને કીનાં ભરેલાં અજદાહાની મીસાલે શીહારંગ ઉપર દોડયો અને સેતાબ કુદીને એક મુકી જોરથી તેનાં મગજમાં એવી મારી કે શીહારંગ બેઅખતીઆર આદમીની મીસાલે જમીન ઉપર પડયો. તેનું જમીન ઉપર પડવું કે દલેર શાંમ તે જગોથી સેતાબ બાહાર આવ્યો અને કુદીને ઘોડા ઉપર સવાર થાઇ જાબુલી સવારો સાથે ઇરાંની લશ્કરની તરફ નીકલી ચાલ્યો અને અને શેરદેલ ફરાંમરજની નજદીક આવીને તમામ હકીકત બયાન કરીને કહી.



# લડાઇ કીધી દલેર શાંમે એકદસ્ત સાથે અને ગીરફતાર થયો શાંમ એકદસ્તનાં હાથ ઉપર તે હકીકત.



જ્યારે આફતાબે જરા બીછાનું બીછાવ્યું અને શીહા પરદા ઉઠાવી નાખ્યા (યાને) આફતાબ તલુ થયો) ત્યારે ઇરાંની લશકરમાં નાકારાનાં અવાજ જારી થયો અને દલેર સવારોએ પોતાનાં મોહો કીનાંમાં ધર્યા અને મેદાનમાં આવીને સફ દર સફ ઉભા રહયા. તેને જોઇને શીહારંગ દેવ પોતાના લશકર સાથે કીનાનાં મેદાનમાં આવી ઉભો. પછી બદનશલનો એકદસ્ત ઘોડા ઉપર સવાર થઇને કીનાનાં મેદાનની લગામ પકડી અને કહેવા લાગો કે બદનસલનો ફરાંમરજ સેતાબ મારા મેદાનમાં આવે. એ ઉંધા બખતનાં જાણુલી તું લશકર લેઇને માંજીનદરાંનનાં પાદશાહા સાથે લડાઇ કરવા આવ્યો નથી પણ તારૂં મોત એ જગો તુંને ખેંચી લાવ્યું છે. હવે તું એમ જાણ કે મારી તેજ તલવર તારા ખુનની સેતાબી કરે છે. હવે એ મેદાનમાં તારા શરને તનથી જુદુ કરીને તારા બાપ તેહેમતન ઉપર મોકલું અને તારી માહાતમમાં દશતાંનને બેસાડું. જ્યારે નામદાર શાંમે એકદસ્તની જુબાંનથી એના સખુનો સાંભલ્યા ત્યારે આતશનાં સોલાની મીસાલે ગરમીમાં આવીને ચીતાની મીસાલે ગુસ્સા ભરેલો તેનાં મેદાનમાં ગયો અને ઘોડાને જોલાંન દેઇને એકદસ્તને કહેવા લાગો કે એ બદઘુનીઆદનાં ચોર તું બરજો સાથે કીનો રાખે છે. પણ હમણાં ચીતાની ચુંગાલનાં દલેરનો તમાશો તારી નજરે જોશે. તેં તારા હાથે કરીને તારા શીનામા ખંજરનો જખમ કર્યો છે. હમણાં હું મારી તેજ તલવારથી તારા શરને ખાકમાં લપેટું અને તારા ખેશ લોકોને તારી જારી સોપું. જેહાંપહેલવાંન રૂસ્તમનો નમીરો નામદાર શાંમ તે હું છું અને દેવ લોકોનાં શરને મારા ઘોડાનાં પગ નીચે મસલી નાખુ છું. અને તારા શરનો હદીઓ હમણાં મારા બાપ ફરાંમરજની નજદીક મોકલું. એટલું કહીને પોતાનો નેજો હાથમાં ધરયો. અને ચીતાની મીસાંલે ગુસામાં આવીને જોરથી એકદસ્તનાં શીનામાં મરયો તેનાં જરબથી એકદસ્ત મરોડાઇને પોતાનો નેજો શાંમની કમર ઉપર મારયો. પછી બન્ને પહેલવાંનો એક બીજા ઉપર કીનાંથી જોશમાં આવીને નેજા મારવા લાગા. જ્યારે નેજાની સખત લડાઇથી કોઇ આજેજ નહી અવ્યો ત્યારે નેજા ઉપરથી હાથ ઉઠાવ્યો. પછી એકદસ્તે પોતાનો ભારી ગોરેજ ઉઠાવીને બલાનાં વાદલની મીસાલે શાંમની ઉપર હુમલો કીધો અને પોકાર મારીને કહેવા લાગો કે એ નોજવાંન પહેલવાંન હવે મારા ગોરજનો એક જખમ સંભાલ એકદસ્તનું એટલું કહેવું કે દલેર સાંમે પોતા ઉપર ઢાલ પકડી પછી એકદસ્તે ગોરજનો જરબ તેનાં શર ઉપર જોરથી મારયો તેથી શાંમ કીના ભરેલા શેરની મીસાલે ગુસામાં આવીને સેતાબ તલવાર મેઆંનથી ખેંચી તેને જોઇને એકદસ્ત સેતાબ ઢાલમાં છુપો થયો. તેજ વખતે દલેર શાંમ દોડતો જઇને એક જરબ એકદસ્તનાં શર ઉપર મારયો તે તલવારનાં જખમે કરીને નાપાક ચોરની ઢાલનાં બે તુકડા થયા અને એકદસ્તે પોતાનું શર ચોરાવી લીધું. તેણે કરીને તલવારનો જરબ તેની ગરદન ઉપર લાગો તેજ વખતે પોતા ઉપર પેચ ખાઇને જમીન ઉપર પડયો. જ્યારે દલેર શાંમે એકદસ્તને જમીન

ઉપર પડેલો દીઠો ત્યારે સેતાબ પોતાની કમંદ ખોલી અને ચાહયું કે એકદસ્ત ઉપર નાંખે તેવામાં એકદસ્ત જમીન ઉપરથી તેજ વખતે ઉઠી ઉભો થયો અને સેતાબ કુદીને શાંમ ઉપર ચુંગાલ મારી. તેજ વખતે દલેર શાંમ કુદીને જમીન ઉપર ઉભો. પછી એક બીજા ઉપર જોર કરવા લાગા અને એક બીજાને જમીન ઉપરથી ઉઠાવવાની કોશેસ કરવા લાગા તેવામાં એકદસ્તે એક એવો જોર કીધો કે શાંમને ઉઠાવીને જમીન ઉપર મારયો અને તેનાં સીનાં ઉપર સવાર થઇને દલેર શાંમની બાજુ પોતાની કમંદે કરીને બાંધી. પછી તેને તે મેદાનમાંથી ખેંચતો શીહારંગ દેવની નજદીક લેઇ ગયો.



## નામું મોકલ્યું જેહાંપહેલવાંન રૂસ્તમે પોતાનાં બેટા ફરાં-મરજ ઉપર અને મને કીધો તેને એકદસ્તની લડાઇથી તે વગેરે બીજો અહેવાલ.



હવે જયારે દલેર શાંમને એકદસ્તનાં હાથ ઉપર એ રવેશ ગેરફતાર થએલો ફરા-મરજે દીઠો ત્યારે આતશનાં શોલાની મીસાલ ગરમીમાં આવીને ચાહયું કે એકદસ્તનાં મેદાનમાં જાય, તેવામાં જંગલની તરફથી એક સવાર હાથમાં નાંમું લેઇને ઘોડો દપટાવતો ઇરાંની લશકરની તરફ આવી પોહોંચ્યો અને ફરાંમરજની નજદીક આવીને નામું હવાલે કીધું. તે મધે જેહાંપહેલવાંન રૂસ્તમે પોતાનાં બેટા ફરાંમરજને લખી જણાવ્યું હતું કે એકદસ્તનાં મેદાનમાં નહી જાય કાંયજે નાંમવર બરજોએ બબરેબએઆંન અને ટોપને વાસ્તે કેટલીએક રંજ અને અને મેહેનત ખેંચી છે, એ વગેરે બીજી કેટલીએક બીનાં લખી હતી. તે નામું વાંચ્યાથી ફરામરજનું દેલ આજોરદેહ થયું. પછી પોતાનાં પહેલવાંનોની નજદીક બોલવા લાગો કે જેહાંપહેલવાંને મને એકદસ્તનાં મેદાનમાં જાવાને મને કીધો છે. પણ હમણાં કોઇ પહેલવાંન તેની લડાઇમાં જાવાને લાયક રહયો નથી અને નામદાર બરજો તેનાં બંધીખાંનાંમાં તમામ બીજા પહેલવાંનો સાથે કેદ છે. વાસ્તે તેઓને બંધીખાનાંમાંથી ખલાસ કરવાની કોશેશ કરવી વાજેબ છે. એટલું કહીને સેતાબ પોતાનો ઘોડો તેનાં મેદાનમાં જોહોંકાવ્યો.



## લડાઇ કીધી પીલતન ફરાંમરજે એકદસ્ત સાથે અને ગીરફતાર થયો ફરાંમરજ એકદસ્તનાં હાથ ઉપર તે હકીકત.



હવે ફરાંમરજે પોતાનો ઘોડો એકદસ્તનાં મેદાનમાં જોહેંકાવ્યો અને ત્યાં ઘોડાને જુલાન દેઇને એકદસ્ત ઉપર પોકારવા લાગો અને તેને કહેવા લાગો કે તાજબખશ રૂસ્તમનો બેટો શેરની ચુંગાલનો તોડનાર ફરાંમરજ તે હું છું. હમણાં તારા સરને તનથી જુદું કરૂં અને તારી માહાતમમાં શીહારંગ દેવને બેસાડું. એટલું કહીને ગુસ્સાથી નેજો ઉઠાવ્યો અને કીનાં ભરેલા શેરની મીસાલે એકદસ્તનાં શીનાંમાં એવો જોરથી મારયો કે તે નેજાનાં જરબથી એકદસ્તનો હોશ કોતાહ થયો. પછી એકદસ્તે પોતાનો નેજો ઉઠાવીને ફરાંમરજની કમર ઉપર મરયો. એ મીસાલે બન્ને પહેલવાંનો એક બીજા ઉપર નેજા મારવા લાગા. તેઓનાં નેજાઓની નોકથી બન્ને પહેલવાંનોના બખતર ચારણીની મીસાલે શુરાખદાર થયાં. ફરાંમરજનાં નેજાનાં જરબથી એકદસ્તનું દેલ આજોરદેહ થયું હતું કાંયજે એકદસ્તે ફરાંમરજના જરબોને રદ કરવાની કોશેશ ઘણી કીધી, પણ ફરામરજ તેને નેજો કમર ઉપર તાકીને શીનાંમાં મારતો અને કબી શીનાંમાં તાકીને બીજી તરફ મારતો જેના ઝરબોથી એકદસ્તનું દેલ દરદ ભરેલું થતું હતું. હવે જ્યારે નેજાનાં પેકાંન તુટી ગયા ત્યારે ભારી ગોરજો ઉપર હાથ નાંખ્યા. પછી એકદસ્તે કહયું કે એ નામદાર હવે મારા ભારી ગોરજનો એક જખમ તું સંભાલ. એકદસ્તનું એટલું કહેવું કે ફરાંમરજે પોતાનાં સર ઉપર ઢાલ પકડી પછી એકદસ્તે સીતાબ આવીને ફરામરજનાં સર ઉપર એક જરબ એવો મારયો કે તે ગોરજના જરબથી ફરામરજનાં તનમાં લરજો પેદા થયો. પછી ફરામરજ ગુસ્સામાં આવીને એકદસ્તને કહયું કે હવે મારા ગોરજનો જરબ સંભાલ. જ્યારે ફરામરજને એ રવેશ ગોસ્સાથી એકદસ્તે દીઠો તેજ વખતે પોતે ઢાલમાં છુપો થયો. પછી સેતાબ આવીને ફરામરજે તેના સર ઉપર એક ગોરજ એવો જોરથી માર્યો કે તે ગોરજના જરબથી એકદસ્તની આગલ જીહાંન અંધારી થઇ, અને તેજ વખતે એકદસ્તનો ઘોડો જમીન ઉપર પડયો. તેની સાથે એકદસ્તબી જમીનદોસ્ત થયો. પછી પાછો ઉઠીને ઘોડાપર સવાર થયો, અને સેતાબ ફરામરજની ઉપર ગોરજનો હુમલો લઇ ગયો. પછી તેઓ એકબીજા ઉપર ગોરજો મારવા લાગા. પછી એકદસ્ત પોતાનાં દેલ સાથે અનદેશો કરવા લાગો કે મેં પોતાની ઉમરમાં ઘણાએક દલેર પહેલવાનો સાથે લડાઇ કીધી છે, અને તેહમતન રૂસ્તમ સાથે જોર અજમાવ્યું છે. પણ એ નામદાર જેવો મેં જેહાનમાં જોયો નથી. મેં મારો જાન મારે હાથે બલાનાં મોંહમાં નાખ્યો છે. એક તરફથી એ રવેશ અનદેશો કરતો અને બીજી તરફથી ફરામરજનાં જરબને સંભાલતો હતો. તેવામાં એકદસ્તે સીતાબ પોતાની કમંદ ખોલીને ફરામરજ ઉપર નાખી તેથી ફરામરજનું સર બંધમાં આવ્યું. તેજ વખતે ફરામરજે તલવાર ખેંચીને તેની કમનદને કાપી નાખી અને સેતાબ આદરગોશસ્પની મીસાલ એકદસ્ત ઉપર દોડયો. એકદસ્તે તેને એ રવેશ આવતો જોઇને સેતાબ સર ઉપર ઢાલ પકડી. પછી તલવારનો એક જખમ ફરામરજે તેનાં સર ઉપર એવો જોરથી માર્યો કે તેના જરબથી એકદસ્તની ઢાલના બે ટુકડા થયા તેથી એકદસ્તે પોતાનું સર ચોરાવી લીધું. પછી બેઉ પહેલવાનો એકબીજા

ઉપર તલવારના જખમ કરવા લાગા. જ્યારે તેઓની શમશીરોનાં ટુકડા થયા ત્યારે એકદસ્તે ફરામરજને કહ્યું કે એ નામદાર હવે આપણા હથ્યારો ભાંગી ગયા. વાસ્તે બેહતર એ છે કે હવે આપણે કુસ્તીની લડાઇ કર્યે, અને જોઇએ કે આસ્માન કોને યારી દીએ છે. જ્યારે ફરામરજે એકદસ્તની જુબાનથી એવા સખુનો સાંભલ્યા ત્યારે ચીત્તાની મીસાલ ઘોડા ઉપરથી કુદીને જમીનપર ઉભો. તેને જોઇને એકદસ્તબી કુદીને જમીનપર ખડો રહયો. પછી બેઉ પહેલવાનો કુસ્તીના હુન્નરમાં એકબીજા સાથે લપેટાઈ ગયા. એ મીસાલે કુસ્તીની લડાઇમાં અરધી રાત ગુજરી તોપણ કોઇ પહેલવાન ગાલેબ આવ્યો નહી, અને એ મીસાલે તે બેઉ નામદારોએ કુસ્તીના હુન્નર કરતા અને એકબીજાને ઉઠાવવાની કોશેશ કરતાં. તમામ રાત ગુજરી અને રોશન આફતાબે પોતાનું મોંહ બહાર કાઢયું ત્યારે બેઉ પહેલવાનો એક બીજાથી છુટા થયા, અને પોતાના લશકરમાંથી બીજા ઘોડા મંગાવીને સવાર થયા તેવામાં ગફલતથી એકદસ્તે સેતાબ ફેતરાક ઉપરથી કમનદ ખોલીને ચાહયું કે ફરામરજ ઉપર નાખે. તેવો મામલો જોઇને ફરામરજે સેતાબ તલવાર ખેંચીને એકદસ્તની તરફ દોડયો, અને ચાહયું કે તેના સરને તનથી જુદું કરે. ફરામરજને એ રવેસ આવતો એકદસ્તે જોઇને સેતાબ સર ઉપર ઢાલ પકડી જે ઉપર નામદાર ફરામરજે એક જખમ એવો જોરથી માર્યો કે તેની ઢાલના ટુકડા કરીને અછરતો તેના સરમાં લાગો. તેણે કરીને એકદસ્ત સેતાબ પોતાના માજીદરાંનનાં લશકરની તરફ ઘોડો દપટાવીને નહાસી ગયો. તેને નાસતો જોઇને નામદાર ફરામરજે તેનો દુમબાલો પકડયો અને જ્યારે માજીનદરાંની લશકરની નજદીક જઇ પહોંચ્યો ત્યારે તે લશકરમાંથી કેટલાએક દેવલોકો પોતાના ઘોડા દપટાવતા ફરામરજની મોકાબેલ આવીને તેને ઘેરી લીધો. પછી તેઓ ફરામરજ ઉપર એકઠો હુમલો કરીને લડાઇ કરવા લાગા. તેવામાં એકદસ્ત ફરામરજની પછવાડે છુપો આવીને સેતાબ પોતાની કમંદ ફરામરજ ઉપર નાખી. તેણે કરીને નામદાર ફરામરજનું સર બંધમાં આવ્યું. જ્યારે ફરામરજનું સર બંધમાં આવેલું એકદસ્તે દીઠું ત્યારે પોતાનો ઘોડો ફેરવીને એક જોર એવો કીધો કે ફરામરજને ઘોડાપરથી ખાકમાં નાખ્યો. પછી સેતાબ તમામ દેવો ફરામરજ ઉપર હુમલો કરીને તેને ભારી બંધમાં બાંધ્યો અને ખેંચતા લઇ જઇને શીહારંગની નજદીક મેલ્યો. જ્યારે શીહારંગદેવે એવો કવી બાજુનો દેલાવર પહેલવાન પોતાની નજરે દીઠો ત્યારે તેના તનમાં લરજો પેદા થયો. પછી એકદસ્તને કહયું કે એ દલેર હવે સઘળા ઇરાની પહેલવાનોને એ મેદાનમાં સુળીએ પડાવીએ. શીહારંગની જબાનથી એ સખુન સાંભલીને એકદસ્તે જવાબ દીધો કે એ પાદશાહ તું પોતાના જીવને ધીરજ આપ. કાંયજે હું મેદાનમાં જઇને તમામ ઇરાની અને જાબુલી લશકરને પરાગંદેહ કરૂં, ત્યારે પછી એ મેદાનમાં સુળીનાં લાકડાં ઉભા કરાવીએ. એકદસ્તથી એ સખુન સાંભલીને શીહારંગ બજીદ થયો કે એ દલેર એકદસ્ત ઇરાની લશકરને નહસાડવાની તદબીર ઘણી સહેલ છે. કાંયજે આપણે જો એ મેદાનમાં સુળી તઇયાર કરાવીએ તો તેને જોઇને ઇરાની લશકર દેહેશતભરેલું થઇને નાસવાનો રસ્તો શોધશે. એટલું કહીને હુકમ કીધો કે સેતાબ મેદાનમાં સુળીનાં લાકડા ઉભા કરે. પાદશાહ શીહારંગનો એવો હુકમ સાંભલીને સુળીના લાકડાં તઇયાર કરવા લાગા.



## આવી પહોંચ્યો જેહાં પહેલવાન રૂસ્તમ માજીનદરાનમાં અને પાછો ફર્યો એકદસ્તનાં મેદાનમાંથી તે હકીકત.



હવે એક તરફથી શીહારંગના ફરમાવ્યા મુજબ સુળીનાં લાકડાંની તઇયારી કરતા હતા, તેવામાં જોય છે શું કે બીજી તરફથી એક ભારી ગીરદ જંગલની તરફ નજર આવી. તે ગીરદમાંથી એક હજાર અને બસો છડીદાર પહેલવાનો ઇરાની લશકરની તરફ આવ્યા અને તેની પાછલ ચાલીસ હજાર જુનડાઓ સાથે સવારોનો સરદાર તાજબખશ રૂસ્તમ આવી પહોંચ્યો. તેજ વખત તેને ખબર થઇ કે ફરામરજ, જવારેહ અને શામ એ પહેલવાનોબી બરજોની સાથે કેદ પકડાઇ ગયા. તે સખુન સાંભલતાવાર પોતાના રખશને મેદાનમાં જુકાવ્યો અને બહારના વાદલની મીસાલ પોકાર મારીને કહેવા લાગો કે બદબુનીઆદનો ચોર એકદસ્ત કયાં છે. તે નાપાકે મારા લશકરનાં સરદારોના દેલ આજોરદેહ કીધાં છે તેનાં બદલામાં તેનું સર તનથી જુદુ કરૂં. જયારે જેહાં પહેલવાન રૂસ્તમની જુબાનથી એવા સખુનો એકદસ્તે સાંભલ્યા ત્યારે બહાર આવીને તેને કહેવા લાગો કે એ પીલતન પહેલવાન હવે રાતનો વખત નજદીક આવે છે તે સબબથી હમણાં તું એ મેદાનમાંથી તારા લશકરમાં જઇને જરા આસાએશ પકડ અને કાલ રોજે એ મેદાનમાં હાજર થજે કે તુંનેબી તારા ઇરાની સરદારોની જગો બતલાવું. એટલું કહીને એકદસ્ત પાછો ફરયો તેને જોઇને પીલતન પાછો પોતાના લશકરમાં આવ્યો અને પોતાના સરદારો સાથે મજલેસમાં શરાબ પીવા બેઠો.

હવે પેલી તરફ પાદશાહ શીહારંગ એકદસ્તને લઇને એવાનમાં ગયો અને સુફેદ દેવના કીનાથી આસુઓની જગો લોહીના કતરા વરસાવવા લાગો. પછી ખાનુ ખાવા બેઠા અને ખાનુ ખાવાથી ફારેગ થઇને એકદસ્ત છુપો ઇરાની લશકરની તરફ ચાલ્યો.



## આવ્યો એકદસ્ત બેહોશ શરાબ લેઇને રખશ ચોરવા ઇરાંની લશકરમાં અને ખોઆબથી બેદાર થયો જેહાંપહેલવાંન રૂસ્તમ તે હકીકત.



હવે એકદસ્ત બેહોશ શરાબ પોતાની સાથે લેઇને ઇરાંની લશકરની તરફ ચાલ્યો ત્યારે અંદેશો કરવા લાગો કે બેહોશ શરાબનાં કતરા રૂસ્તમનાં મોહોમાં નાંખીને તેને બેહોશ કરૂં. પછી સેતાબ તેને ઉઠાવી લાવીને પાદશાહ શીહારંગને હવાલે કરૂં. એવો અંદેશો કરતો જેહાં પહેલવાનનાં દેરાની નજદીક જઇ પોહોંચ્યો અને દેરાની મેખ ઉખાડીને અંદર દાખલ થયો અને જોયું કે પીલતન પહેલવાને પોતાનાં તખત ઉપર ખોઆબ કીધો છે.

હવે જયારે જેહાંપહેલવાંન રૂસ્તમ મજલેસમાંથી ઉઠીને ખોઆબગાહમાં જઇ સુતો

ત્યારે તેણે ખેઆબ દીઠો કે નાપાક એકદરત દેશમાં આવીને બેહોશ શરાબનાં કતરા રૂસ્તમનાં મોહોમાં નાંખે છે. તેવો બુગે ખેઆબ જોઇને રૂસ્તમ સેતાબ ખેઆબથી બેદાર થઇને ઉઠી બેઠો અને પોતાની આંખ ખોલીને જોયશું કે એક હાથનો આદમી ચોરની મીસાલ છુપો થઇ ઉભો છે. તેને જોતાંવાર તેહેગતને કુદીને તેની દાંમાંન ચુગાલમાં પકડી. એકદસ્તે એવો મામલો જોઇને શેતાબ ખંજર ખેંચ્યું અને પોતાનાં બખતરની દામાંન કાપીને દેહેરાની બાહાર નીકલી ગયો. તેને નાસનો જોઇને જેહાં પહેલવાને તેનો દુમબાલો પકડયો અને પોકાર મારીને પોતાના લશકરને ફરમાવ્યું કે તમાંમ લશકર બેદાર થઇને હોશીઆરીથી રહે. પછી નાપાક એકદરત રૂસ્તમની નજદીકથી નાસી ગયો તેવો સેતાબ દોડતો પોતાનાં માઝીનદરાંની લશકરમાં દાખલ થયો. ત્યાર પછી જેહાં પહેલવાન રૂસ્તમે એકદસ્તને એ મીસાલ દગાથી ઇરાની લશકરમાં આવેલો જોઇને પોતે ખેઆબ કીધા વગર તમામ રાત ગુજારી.



## લડાઇ કીધી જેહાં પહેલવાંન રૂસ્તમે એકદસ્ત સાથે અને પાછો ફર્યો તેની લડાઇથી રૂસ્તમ તે હકીકત.



હવે જયારે જેહાંનનો રોશન કરનાર આફતાબે બુલંદી પકડી અને શીહા રાત ગુમ થઇ તે વખતે જાબુલી લશકરે ગરદનફરાજ ફરાંમરજનાં કીનાંમાં કમર બાંધી અને દલેર સવારો ઘોડા ઉપર સવાર થાઇને પોતાનાં મોહોં કીનાનાં મેદાનમાં ધર્યા અને નગારાનાં અવાજે કરીને જેહાંન શોહોર ભરેલી થાય અને સરવ કોઇ મેદાનમાં જાઇને સફ ખેંચી ઉભા.

પેલી તરફથી જયારે શીહારંગ દેવે નેગાહા કરીને જોયું કે ઇરાંની લશકર કોલજમનાં દરીઆવની ગીસાલ મેદાનમાં સફ સમારી ઉભું ત્યારે તે જોઇને પોતા ઉપર લરજવા લાગો અને સેતાબ પોતાના સરદારોને ફરમાવ્યું કે લશકરની સફ તઇઆરી કરે. તે હોકમ સાંભલીને લશકરની સફ સમારી. પછી શીહારંગ દેવે પોતાનાં સરદારોને કહયું કે નામદારો આજ રોજે મારો બાપ સુફેદ દેવનાં કીનામાં હું મેદાનમાં જાઇને જાબુલી રૂસ્તમનાં શરને ખાક ઉપર નાખું. જયારે એકદસ્તે શીહારંગની જુબાંનથી એવા સખુનો સાંભલ્યા ત્યારે તેને કહયું કે એ નામદાર પાહશાહા સામેસવારને દશાતાંનનો બેટો રૂસ્તમનો હમનબરદ હું છું. એકદસ્તની જુબાનથી એ સખુન સાંભલીને શીહારંગનું દેલ ખુશહાલ થયું. પછી એકદસ્તને કહયું કે એ દલેર એકદસ્ત આજની લડાઇ મેં તને સોંપી છે. તું જા હું લશકરની પાસબાંની કરીશ. એકદસ્તે પાદશાહા શીહારંગનો હોકમ સાંભલીને સેતાબ પોતાને લડાઇનાં હથીઆરોથી સમાર્યો. પછી ઘોડા ઉપર સવાર થઇને કીનાનાં મેદાનમાં ઘોડો દપટાવ્યો અને મેદાનમાં જાઇને ઘોડાને જુલાંન કરવા લાગો.

હવે આએ તરફ જયારે ઇરાની લશકરમાંથી પીલતન પહેલવાને એકદસ્તને મેદાનમાં

દીઠો ત્યારે પોતાના તન ઉપર બબરેબ્યાન પહેર્યું અને વફાદાર રખશની પીઠ ઉપર સવાર થઇને તમામ લશકરને ફરમાવ્યું કે હાથમાં લડાઇના હથ્યારો પકડીને હોશીઆરીથી ઉભા રહે. એટલું કહીને રખશને મેદાનમાં જુકાવ્યો અને અવાજ મારીને શીહારંગ દેવને કહયું કે એ ઉંધે બખતનાં શીહારંગ હવે તુને તારા બાપ સુફેદ દેવની નજદીક મોકલું છું કે તું ફરીથી ચોરની હીંમત ઉપર મગરૂરી નહી કરે. પછી એકદસ્તને કહેવા લાગો કે એ બુરી ખસલહતના ચોર તુ મારી મોકાબેલ શાને વાસ્તે આવતો નથી. એવો સખુન સાંભળીને એકદસ્ત રૂસ્તમની મોકાબેલ આવી ઉભો અને તેને કહેવા લાગો કે એ ગુમ થયલી અકકલનાં સગજી તારા મોતે સેતાબી કીધી છે તેથી તુ જાબોલસ્તાન મેલીને પોતાનાં પાઉંથી ચાલી એ જગો આવ્યો છે. વાસ્તે હમણાં મારા ભારી ગોરજે કરીને તારી ગરદન તોડી નાખું, અને તારી માહાતમમાં શામનાં દસ્તાનને બેસાડું. જ્યારે જેહાં પુહેલવાન રૂસ્તમે એકદસ્તની જુબાનથી એવા સખુનો સાંભલ્યા ત્યારે તેને કહેવા લાગો કે એ બદ તોખમનાં ચોર જે મીસાલે તું ઇરાની સરદારોને પકડી લઇ ગયો તે મુજબ મને પકડવા ચાહે છે. પણ સામેસવારનો નબીરો દેવબંદ રસ્તમ તે મારૂં નામ છે. તું એમ જાણુ કે હમણાં એ મેદાનમાં તારા સરને તનથી જુદુ કરૂં. એટલું કહીને પોતાના રખશને જોલાન કરવા લાગો. તેને જોઇને એકદસ્ત બોલ્યો કે દાના લોકોનો કોલ છે કે એક બરતબે તું વાઘને મારે તો ફરીથી ચીત્તાની લડાઇની હાજેત નહી કરતો. કાંયજે કાંઇ વારેવડીએ લડાઇગાહમાં ફતેહમંદ થવાતું નથી. વાસ્તે જો તું ચીતાના મેદાનમાં જશે તો નાહક પોતાનાં જાનને બરબાદ કરશે. હવે મારૂં નામ મારી જવાંમર્દીએ કરીને આસમાન સાથે જઇ મલ્યું છે તો હું એક જાણુલીથી ડરનાર નથી. એ રૂસ્તમ જો તું દાનાઇ રાખતો હોય તો મારા પગને બોશો દઇને ફરમાંબરદારી કબુલ કર. અગર મારી ફરમાંબરદારીથી જો તું પોતાનું સર ફેરવશે તો તુંને મારી કમનદથી બાંધીને ખેંચતો તારા નબીરા બરજોની સાથે બંધીખાનામાં નાખશ. જ્યારે તેહમતન પીલતને નાપાક એકદસ્તની જુબાનથી એવા મગરૂરી ભરેલા સખુનો સાંભલ્યા ત્યારે તેને કહયું કે એ બદબુનીઆદ ચોર હમણા મારી તેજ તલવારે કરીને તારા સરને એ મેદાનની ખાકમાં લપેટી નાખું, અને તારી માહાતમમાં તારા ખેશને જારી કરવા બેસાડું. એટલું કહીને નેજો એકદસ્ત ઉપર માર્યો તેને જોઇને એકદસ્તે પોતાનો નેજો રૂસ્તમ ઉપર નાખ્યો. એ રવેશ એક બીજાની ઉપર નેજા મારવા લાગા. જ્યારે તેઓના નેજાના પેકાનો તુટી ગયા ત્યારે નેજાની લડાઇથી હાથ ઉઠાવીને એક બીજા ઉપર કમંદો નાખીને ખેંચવા લાગા અને એક બીજા ઉપર જોર કરતાં તેઓની કમંદો તુટી ગઇ તોપણ કોઇ સવાર ખાક ઉપર પડયો નહી. પછી એકદસ્ત કહેવા લાગો કે એ પહેલવાન તારો હુન્નર અને જોર હમણાં ફરામોશ થશે. એટલું કહીને કીનાથી બાજુ ઉઠાવી અને પોતાનો ભારી ગોરજ હાથમાં પકડીને પીલતન રૂસ્તમ ઉપર માર્યો. તેને જોઇને જેહાં પહેલવાન રૂસ્તમે પોતાનો ભારી ગોરજ ઉઠાવ્યો, અને દલેર એકદસ્ત ઉપર એવો જોરથી માર્યો કે તે ગોરજનાં જરબથી એકદસ્તનો ઘોડો જમીન ઉપર પડયો. તેજ વખતે એકદસ્ત જમીન ઉપર કુદીને સેતાબ મ્યાનથી તલવાર ખેંચી અને ચાહયું કે તકાવર રખશના પગ કાપે. તેવો મામલો જોઇને જેહાં પહેલવાન રખશની પીઠ ઉપરથી કુદીને એકદસ્તની મોકાબેલ થયો. પછી બેઉ પહેલવાનો એક બીજા ઉપર મુકકીઓ મારવા લાગા. અને એકબીજાનાં કમરબંદ પકડીને જોર કરવા લાગા. એ

મીસાલે એક બીજા ઉપર જોર કરતાં જ્યારે રાતનો વખત નજદીક પહોંચ્યો ત્યારે શીહારંગ દેવ હાથીની પીઠ ઉપરથી ઘોડાપર સવાર થયો અને મેદાનમાં આવીને રૂસ્તમને કહેવા લાગો કે એ નામદાર હવે દહાડો નજદીક આવ્યો છે. વાસ્તે કાલ રોજે હું કીનાની કમર બાંધીને તારા મેદાનમાં આવું અને જોઉં કે આસમાન કોણુની મુરાદ બર લાવે છે. એટલું કહીને બેઉ પહેલવાનોને લડાઇથી છુટા કીધા. પછી એકદસ્તને પોતાની સાથે લઇને માજીનદરાનની લશકરની તરફ નીકલી ચાલ્યો અને પોતાની દરગાહામાં જાઇને મજલેશમાં બેઠા. પછી સરવે મજલેશનાં દલેરોની સાથે ખાનું ખાવા મશગુલ થયા.

હવે જ્યારે પીલતન પહેલવાને એકદસ્તને શીહારંગ સાથે પોતાના માજીનદરાન લશકરની તરફ જાતાં જોયા ત્યારે રખશની લગામ ફેરવીને પોતાનું મોહોં ઇરાની લશકરની તરફ ધયું અને પોતાનાં દેહેરામાં જાઇને આશાએસને વાસ્તે મજલેશ સમારી. પછી તમાંમ સરદારો સાથે ખાનું ખાવા મશગુલ થયો.

હવે પેલી તરફ શીહારંગ દેવે પોતાને પાદશાહી લેબાસથી સમારીને તખત ઉપર જઇ બેઠો ત્યારે ફરમાવ્યું કે તમામ ઇરાની બંધવાઓને મારી નજદીક લાવે. તે હોકમ સાંભલીને મેનાબ તેઓને તખતની નજદીક લાવીને હાજર કીધા જ્યારે એકદસ્તની નજર બરજો ઉપર પડી ત્યારે તેને કહેવા લાગો કે એ બરજો તને પહેલવાનગીરીનો હુનર હજુર સુધી માલુમ થયો નથી અને પોતાને જોરાવર જાણીને મારી પછવાડે શા વાસ્તે આવ્યો કે હમણાં બુઢીઆ ઓરતની મીસાલે બંધમાં પડયો. જ્યારે નામદાર બરજોએ એકદસ્તને મોહોથી એવા સખુનો સાંભલ્યા ત્યારે ગુસામાં આવીને એકદસ્તને કહેવા લાગો કે એ નીમકહરાંમ ચોર મેં તારી સાથે નેકી કાધી તેનાં બદલામાં તું મારી માશુકને ચોરી લાવીને કીનાનું ઝાડ રોપ્યું છે. પણ તું એમ જાણ કે તારાં મોતે સીતાબી કરીને તારી પાસે એવું બુરૂં કામ કરાવ્યું છે કેમકે તારાં એવાં બુરાં કામથી હવે તારો જાંન જેહાં પહેલવાન રૂસ્તમનાં હાથ ઉપર બરબાદ થશે, અને શીહારંગને મારીને તેનો તમામ મોલક વેરાંન કરશે. જ્યારે શીહારંગ દેવે બરજોની જુબાનથી એવા સખુનો સાંભલ્યા ત્યારે ગુસામાં આવીને જલાદને હોકમ કાધો કે અવલ બરજોને ગરદન મારે અને ત્યાર પછી તમામ ઇરાનીઓનાં સરને કતલ કરે. શીહારંગની જુબાનથી એકદસ્તે એવો હોકમ સાંભલીને તેને કહયું કે એ પાદ-શાહા ઇરાનીઓને કતલ કરવાની આજની રાત તને સબર પકડવી જોઇએ. કાંએજે હું કાલ રોજે પીલતન રૂસ્તમનાં મેદાનમાં જઇને તેનાં મુશકાં તંગ કરી તારી નજદીક લઇ આવું ત્યાર પછી આપણ સરવે ઇરાનીઓને સુળી ઉપર દીજીએ. એકદસ્તની જુબાનથી એ સખુન સાંભલીને શીહારંગ બોલવા લાગો કે એ દલેર એકદસ્ત તેં જે સખુનો કહયા તે મને પસંદ છે. પછી શીહારંગ દેવે હોકમ કાધો કે એ તમામ ઇરાની બંધવાઓને મારી બેટી ગુલગુને જાદુગરણને હવાલે કરે કેમકે તેણી એ લોકોની ઉપર સારી રવેશ ખબરદારી રાખશે અને તેની ચુગાલમાંથી એક તન ખલાસી પામનાર નથી. શીહારંગની જુબાનથી એવો હોકમ સાંભલીને તમામ ઇરાની બંધવાઓને લઇ જઇને તે બાઇને હવાલે કીધા.



# મારી ગઇ શોહારંગ દેવની બેટી ગુલગુને જાદુગરણ નામદાર બરજોનાં હાથ ઉપર અને ખલાસ થયા તમામ ઇરાની સરદારો બંધથી તે વગેરે બીજો અહેવાલ.



હવે પેલી તરફ જ્યારે ઇરાની સરદારોને શીહારંગની બેટી ગુલગુને જાદુગરણને હવાલે સોંપી ત્યારે શીહારંગની બેટીએ તમામ ઇરાની સરદારોમાં બરજોને પસંદ કીધો, અને બરજોનો ખુબસુરત ચહેરો જોઇને તેની ઉપર પોતાના જીવથી આશક થઇ. પછી બરજોની નજદીક આવીને તેને કહેવા લાગી કે એ નામદાર મારા મીઠા જીવની મીસાલનાં તારા ઇશકમાં હું દીવાની થઇ છું. વાસ્તે તું પોતાના દીલથી મને ગોદમાં લે, અને મને તારી ઓરત કરે તો હમણાં તારા ઇરાનીઓને બંધથી ખલાસ કરૂં. જ્યારે નામદાર બરજોએ ગુલગુનેની જુબાનથી એવા સખુનો સાંભલ્યા ત્યારે ગુસ્સાથી તેને કહેવા લાગો કે એ બદ કેરદાર ઓરત તું મારી નજદીકથી સેતાબ મોંહ ફેરવીને દુર જા. અગર મારી નજદીકથી તું નહી જશે તો મારા હાથથી મરી જશે. જ્યારે મીલાદનાં ગુરગીને બરજો અને શીહારંગની બેટી વચેની વાતચીતના એવા સખુનો સાંભલ્યા ત્યારે હસીને પહેલવી જુબાનમાં બરજોને કહેવા લાગો કે એ નામદાર પહેલવાન એવી બુજોરગ બુનીઆદની અને પાદશાહનાં એવાનને લાયકની ખુબસુરત ઓરત તુને પોતાનો ખાવંદ કરવાની આરજુ રાખેચ કે જેનાં બદન ઉપરનાં બાલ નેજાની નોકની મીસાલનાં અને જેનું મોંહ શીહા કાગડાની મીસાલનું અને જેની બગલની બોઓ ગંધાતા દોજખની મીસાલની અને જેની બેઉ આંખ લોહીની મીસાલ ખુનભરેલી છે. એવી ખુબસુરતીભરેલી ઓરત જ્યારે તારી કદબાનું થવા ચાહે છે તોપછી તેને નાપસંદ કરવું તુંને વાજેબ નથી. તું જો કે આ વખતે કે જ્યારે તું ખોહારીમાં પડેલો છે ત્યારે તેમાંથી તુંને છુટો કરીને એ આસ્માન જેવા ઉંડા ગારમાં લઇ જવા ચાહે છે છતાંબી તું રાજી થતો નથી. વાસ્તે એ નામદાર જો તું મારી નસીહત કબુલ કરે તો ખોહારીથી ખલાસી પામે. કાંયજે એ કાગડાને ચેહેરેની ઓરતને કબુલ કરીને મેહેરસીમીનઓજારને વીસારી મેલે તો તું તારી ખોહારીથી છુટો થાય. જ્યારે બરજોએ બુઢા ગુરગીનથી એવા સખુનો સાંભલ્યા ત્યારે ગુસ્સામાં આવીને તેને કહેવા લાગો કે એ બુઢા પહેલવાન તું તારી જગો ઉપર ચુપકીદો બેસ અને એવા નાલાયક સખુનો બોલવાથી તારી જુબાનને બંધ રાખ. એટલું કહીને બરજોએ પોતાનું મોંહ ગુરગીનની તરફથી ફેરવ્યું. જ્યારે શીહારંગ દેવની બેટીએ બરજોને સખુનો કહેતાં ગુરગીનને દીઠો ત્યારે ગુરગીનની નજદીક જઇને તેને કહેવા લાગી કે એ સરફરાજ બુઢા મરદ મારા જેવી ખુબીભરેલી ઓરત જેહાનનાં દરમ્યાનમાં મલવી મુશકેલ છે. મારો ચહેરો જોઇને આફતાબ અને માહાતાબ શરમીંદો થયો છે. એટલું કહીને બરજોને કહેવા લાગી કે એ નામદાર બરજો તું મારા બાપની સાથે લડાઇ કરવા આવ્યો છે તેથી તેની નજરમાં તું બુરો આવ્યો છે. પણ મારી નજરમાં તું ખુબસુરત દેખાય છે તે સબબથી હું તારા ઉપર આશક થઇ છું. એ મીસાલે ગોફતેગો કરતાં ચાહયું કે બરજોને પોતાના દેલની મહબતથી ગોદમાં પકડે. તેવામાં બરજોએ ગુસ્સામાં આવીને એક જોર એવો

કીધો કે પોતાના તન ઉપરથી ભારી બંધ તોડી નાખ્યા અને સેતાબ કુદીને એક મુકકી તે ઓરતનાં મગજમાં એવી જોરથી મારી કે તેજ વખતે તેના તનમાંથી જીવ નીકળી ગયો. પછી નામદાર ફરામરજની નજદીક આવીને તેના બંધ તોડી નાખ્યા. પછી બેઉ નામદાર પહેલવાનોએ બીજા તમામ ઇરાની સરદારોને બંધથી ખલાસ કરીને તે જગોથી દરીયાવ કીનારાને રસ્તે નીકલી ચાલ્યા, અને ઉગટ રાહે રાહા કાપીને પોતાનાં લશકરની તરફ પોતાનાં મોંહ ધરયાં.

## લડાઈ કીધી નીકાબ અફકને એકદસ્ત સાથે અને જખમી થયો એકદસ્ત નીકાબદારનાં હાથ ઉપર તે વગેરે બોજો અહેવાલ.

હવે જયારે બામદાદનો વખત થયો અને આફતાબે પોતાનું સર બુલંદીમાં ઉઠાવ્યું ત્યારે બેઉ તરફનાં લશકરમાંથી નગારાંનો અવાજ નીકલ્યો, અને દલેર સવારોએ કીનાં ઉપર કમર બાંધી અને મેદાનમાં આવીને જોએ છે કે મોહોડાં ઉપર નીકાબ નાખેલો એક સવાર લશકર સાથે જંગલની તરફથી ઘોડો નચાવતો આવે છે. જયારે તે સવાર મેદાનમાં આવ્યો તેજ વખતે તેણે પોતાનો ઘોડો માજીનદરાંની લશકરની તરફ દપટાવ્યો અને પોકાર મારીને કહેવા લાગો કે ચોરીની ખાસીઅતનો એકદસ્ત સેતાબ મારા મેદાનમાં આવે. જયારે એકદસ્તે તે સવારને દીઠો કે મોંહ ઉપર નીકાબ નાખીને હમનબરદને તલબ કરેચ તેજ વખતે સેતાબ પોતાનો ઘોડો તેની મોકાબેલ જુકાવ્યો, અને બોલવા લાગો કે એ બેઅકકલ તારા મોતે એટલી શું સીતાબી કીધી કે તારી બદબખતીથી માજીનદરાનમાં આવ્યો છે. તુંને ખબર નથી કે તમામ ઇરાની સરદારો અને શેરનો પકડનાર ફરામરજ સર્વે મારા હાથપર ખોવારીથી પકડાઇ ગયા છે. હવે તું એમ જાણ કે તુંને પકડવામાં મને કશો વીલંબ લાગનાર નથી. એક દેહેજામાં તારા હાથ મારી કમંદથી બાંધીને તમામ ઇરાનીઓની નજદીક મોકલું. કાંયજે હવે તું મારી ચુંગાલથી ખલાસી પામનાર નથી. એટલું કહીને સેતાબ પોતાનો નેજો નીકાબદારપર માર્યો. તેને જોઇને નીકાબદારે પોતાનો નેજો એકદસ્ત ઉપર નાખ્યો. પછી બેઉ પહેલવાનો નેજાની લડાઇ કરવા લાગા અને એકબીજા ઉપર જોરથી નેજા મારવા લાગા, તેઓના નેજાઓની નોકે કરી તેઓનાં બખતર સુરખદાર થઇ ગયા. જયારે નેજાની લડાઇથી બેઉ પહેલવાનો ફારેગ થયા ત્યારે એકદસ્તે પોતાની કમંદ નીકાબદાર ઉપર નાખી. તેને જોઇને નીકાબદારે પોતાની કમંદ એકદસ્ત ઉપર નાખી. પછી બેઉ પહેલવાનો એક બીજા ઉપર જોર કરીને ખેંચવા લાગા અને જયારે તેઓના ઘોડા આજેજ આવ્યા અને જોર કરવાથી બેઉની કમંદો તુટી ગઇ ત્યારે ભારી ગોરજ ઉપર હાથ નાખ્યા અને કીનાથી એક બીજાના સર ઉપર મારવા લાગા. તેઓની એ રવેશ લડાઇ જોઇને બેઉ તરફનું લશકર અજબ થવા લાગું. જયારે તે બેઉ દલેરો ગોરજથી આજેજ આવ્યા ત્યારે એક બીજાથી છુટા પડીને આસાએશને વાસ્તે દુર જઇ ઉભા, અને શાએત પછી જોશમાં આવીને એક બીજાની મોકાબેલ કીનામાં ઉભા. પછી નીકાબદારે સેતાબ પોતાની તલવાર મ્યાનથી ખેંચીને એક-

દસ્તને કહયું કે એ બરગસ્તે બખતનાં ચોર હવે મારી તલવારનો જરબ સંભાલ. એકદસ્તે નીકાબદારને તલવાર સાથે આવતો જોઇને સેતાબ પોતાની ઢાલની દરમેઆન છુપો. તેવામાં એક જરબ આવો મારયો કે તેના સર ઉપરથી ઢાલ અને પોલાદની ટોપ કાપીને તેનાં સરમાં જખમ લાગો તેણે જેથી એકદસ્ત પોતા ઉપર પેચ ખાઇને સીતાબ પોતાનાં ઘોડાની લગામ ફેરવી અને માઝીનદરાંની લશકરની તરફ નહાસવાનો રસ્તો પકડયો.

હવે પલી તરફ શીહારંગ દેવ એકદસ્તને એ રવેશ જખમી થયલો દીઠો ત્યારે ગુસ્સામાં આવીને સેતાબ પોતાનો હાથી નીકાબદારની મોકાબેલ ચલાવ્યો અને તેને કહેવા લાગો કે એ નીકાબદાર પહેલવાન તું એ મેદાનમાં જરા સબર પકડ તો હું મારા બાપનાં કીનામાં તારૂ ખુન જમીન ઉપર રેડું.



## ગીરફતાર થયો એકદસ્ત તાજબખ્શ રૂસ્તમનાં હાથ ઉપર અને માર્યો ગયો શુફેદ દેવનો બેટો શીહારંગ દેવ રૂસ્તમની લડાઇમાં તે વગેરે બીજો એહવાલ.



હવે જયારે લશકરમાંથી તેહેમતન રૂસ્તમે એકદસ્તને માઝીનદરાંની લશકરમાં નાસી જતો દીઠો ત્યારે સેતાબ પોતાનાં રખશને તેની પછવાડે દપટાવ્યો અને તેની મોકાબેલ જઇ ચુગાલ મારીને તેનો કમરબંદ પકડયો અને તેને જીન ઉપરથી ઉઠાવીને જમીન ઉપર માર્યો. પછી પોતાની કમંદે તેને બાંધીને જાબુલી સવારોને હવાલે કીધો, અને સેતાબ પોતાનો રખશ દોડાવીને શીહારંગ દેવની મોકાબેલ જઇ ઉભો અને તેને કહયું કે એ બદ બુનીઆદનાં દેવ હવે તારી આખર એ મેદાનમાં લાવું. તેહેમતનની જુબાનથી એવા સખુન સાંભલીને શીહારંગ ગુસ્સામાં આવ્યો અને તેને કહેવા લાગો કે એ શગજી તોખમનાં રૂસ્તમ મારા બાપ શુફેદ દેવના કીનામાં હમણાં તારા સરને તનથી જુદુ કરૂં. એટલું કહીને પોતાનો નેજો રૂસ્તમ ઉપર માર્યો. તેનાં નેજાને પોતા ઉપર આવતો જોઇને સેતાબ તે નેજો પકડી લીધો અને શીહારંગનાં હાથમાંથી છીનવી લઇને એક તરફ ફેંકી દીધો. જયારે તેહેમતને નેજો ફેંકી દીધો ત્યારે શીહારંગ ગુસ્સામાં આવીને સેતાબ મેઆનથી તલવાર ખેંચી અને એક જખમ રૂસ્તમનાં સર ઉપર માર્યો. તે તલવારનો જખમ રૂસ્તમે રદ કરીને એક ખંદગી તીર શીહારંગનાં સીનામાં એવો જોરથી માર્યો કે તેજ વખતે તેનો પલીદ જીવ નીકલી ગયો. એમ જયારે એક તરફથી શીહારંગ દેવ પીલતન પહેલવાનનાં હાથ ઉપર માર્યો ગયો ત્યારે બીજી તરફથી જંગલમાંથી ગીરદ ઉડતી નજર આવી જેમાંથી હરોલમાં નામદાર ફરામરજ નીકલી આવ્યો. તેની સાથે તમામ ઇરાની સરદારો ઇરાની લશકરની તરફ આવી પહોંચ્યા અને પોતાને લડાઇનાં અસબાબથી સમારીને ઘોડાઓની પીઠ ઉપર સવાર થયા અને હાથમાં ભારી ગોરજો પકડીને માઝીનદરાની લશકર ઉપર જઇ પડયા અને જેમ શેકારી શેર ગોસપંદનાં ટોળામાં મસતી કરે તે મીશાલે તમામ ઇરાની સરદારો માઝીનદરાની લશકરને

બરહમ મારવા લાગા, જેથી તે લશકર પરાગનદેહ થઇ ગયું. જ્યારે દુશમનનું લશકર તમામ પરાગંદેહ થએલું બરજોએ દીઠું તેજ વખતે પોતે સીતાબીથી શીહારંગનાં એવાનની તરફ ઘોડો દપટાવ્યો અને જનાંની પરદામાં દાખલ થઇને પોતાની માશુક મેહેરસીમીનઓ-જારને લઇ ઇરાની લશકરમાં આવ્યો. પછી તમામ ઇરાની સરદારો પોતાનાં લશકરમાં ફતેહ કરીને ખુશાલ દીલ સાથે પાછા આવ્યા. તેઓની પાછલ જેહાં પહેલવાન રૂસ્તમ ફતેહમંદ થઇને પોતાના લશકરમાં આવી પહોંચ્યો. પછી હુકમ કીધો કે તમામ લશકર ઇરાન જમીન જાય. તે હુકમ સાંભલીને હરેક કોઇએ પોતાનાં મોંહ ઇરાન જમીનની તરફ ધર્યાં, અને રાહા કાપતા ઇરાનનાં પાયતખતની નજરીક જઇ પહોંચ્યા. જ્યારે જેહાં પહેલવાન રૂસ્તમના આવ્યાની ખબર પાકજાદ પાદશાહ કેખશરોને થઇ કે ઇરાનીઓની પોસ્તપનાહનો કરનાર પીલતન પહેલવાન તમામ ઇરાન સરદારોની સાથે ફતેહ કરીને આવે છે ત્યારે તે ખુશ ખબર સાંભલીને તમામ ઇરાનીઓને ફરમાવ્યું કે તાજબખશને એસતેકબાલ જાય. પાદશાહનો એવો હુકમ સાંભલીને તમામ ઇરાની બુજોરગો જેહાં પહેલવાનને એસતેકબાલ ગયા અને ખુશાલીભરેલાં દીલ સાથે તેહમતનને શાહેરમાં લાવ્યા. પછી તાજબખશ રૂસ્તમ પાદશાહની દરગાહમાં આવીને પોતાનું સર જમીન ઉપર મેલ્યું અને કેટલીએક દોઆ કરીને પાદશાહની નજદીક ગયો. તેને જોઇ પાદશાહે તખત ઉપરથી ઉઠીને બગલગીરી કીધી અને ખેર આફીએત પુછયા. પછી કહયું કે એ જેહાં પહેલવાન ઇરાન જમીનના તખત અને તાજની નીગાહબાનીનો કરનાર તું સીવાય બીજા કોઇને હું જોતો નથી, અને ઇરાન જમીનનો તમામ મુલક તુંથી આબાદ છે. એટલું કહીને તમામ ઇરાની સરદારોની સાથે બગલગીરી કીધી. પછી હુકમ કીધો કે એક મજલેસ ખોરમ બેહેસતની મીસાલ આરાસ્તે કરે. તે હુકમ સાંભલીને એક મજલેસ તઇયાર કીધી. પછી તમામ સરદાર લોકો તે મજલેસમાં પોતાના દીલ ખુશી કરવા બેઠા અને શાકી લોકો શરાબની શુરોહી હાથમાં લઇને દોર ફરવા લાગા અને આફતાબને ચેહેરેની રામશગરો ખુશ સરોદ ગાવા લાગી, અને તમામ સરદારો પોતાનાં દીલને ખુશાલ કરવા તેજ મજલેસમાં બેઠા. જ્યારે મજલેસના તમામ લોકો પોતાના દીલને ખુશ કરવા બેઠા ત્યારે જેહાં પહેલવાન રૂસ્તમે પાદશાહ કેખશરોને કહયું કે એ પાદશાહોના પાદશાહ નાપાક ચોર એકદરતનાં બાબમાં તું ફરમાવે તે મુજબ તારો હુકમ બજા લઉં. તે સખુન સાંભલીને પાદશાહે ફરમાવ્યું કે એકદરતને ભારી બંધ સાથે લાવીને મારી નજદીક હાજર કરે. તેજ વખતે પહેલવાન લોકોએ જઇને તેને પાદશાહની નજદીક હાજર કીધો. તેને જોઇને સેતાબ પાદશાહે હુકમ કીધો કે એ નાપાકને સુળીપર ચડાવે અને તેના સરને તનથી જુદુ કરીને મારી નજદીક લઇ આવે. પાદશાહનો એવો હુકમ સાંભલીને સેતાબ સપેહસાલાર તુશ મજલેસમાંથી ઉઠી ઉભો થયો. જ્યારે પાદશાહ કેખશરોનો એવો હુકમ એકદરતે સાંભલ્યો ત્યારે જેહાં પહેલવાન રૂસ્તમની તરફ નેગાહ કરીને તેને કહેવા લાગો કે એ તાજબખશ રૂસ્તમ પહેલવાન લોકોને સુળીએ દેવું વાજેબ નથી. એકદરતથી એ શખુન સાંભલીને તેહમતન બોલ્યો કે એ એકદરત તું બોલે છે તે દોરોરત છે. પણ જેમ તું પહેલવાન હુન્નર જાણતો નથી તેમ તારામાં પહેલવાની ખાસીઅતબી નથી. દગો અને ચોરી કરવાનો હુન્નર તુંને સારી રવેશ માલમ છે. વાસ્તે તુંને સુળીએ ચડાવવો લાયક છે. જો તુંને સુળી નહી દીએ તો ઇનસાફથી ઉલટું છે. એટલું

કહીને તુશને ફરમાવ્યું કે સેતાબ એકદરતને સુળી ઉપર દીએ. જયારે જેહાં પહેલવાન રૂસ્તમની જુબાનથી સપેહસાલાર તુશે એવો હોકમ સાંભલ્યો ત્યારે કેટલાએક સવારોને પોતાની સાથે લઇને એકદરતને દરગાહામાંથી બહાર લઇ ચાલ્યો અને બાહાર આવીને સવારોને ફરમાવ્યું કે સેતાબ એકદરતને મેદાનમાં લઇ જાય. જયારે એકદરતે પોતાને ઇરાની સવારો સાથે એખલો દીઠો ત્યારે એક જોર એવો કીધો કે તે જોરે કરીને પોતાના તન ઉપરથી બંધ તોડી નાખ્યા અને કેટલાએક સવારોને જીવથી મારી નાખીને પવનની મીસાલ જંગલની તરફ નાસી ગયો. જયારે એ ખબર પાદશાહા કેખશરોને થઇ કે એકદરત બંધ તોડીને જંગલની તરફ નીકલી ગયો ત્યારે તે નાખુશ ખબર સાંભલીને પાદશાહા અને મજલેશનાં તમામ દલેરો નાખુશ થયા.



## જેહાં પહેલવાન રૂસ્તમે પોતાનું બબરેબ્યાંન અને ટોપ બરજોને હવાલે કીધું અને આવી પહોંચ્યો ફરામરજ તે મજલેસમાં અને કુસ્તીનો ઇરાદો કીધો બરજો સાથે તે વગેરે બીજો અહેવાલ.



જયારે તે મજલેસમાં પાદશાહ કેખશરોને ખુશહાલ દીલ સાથે પીલતન પહેલવાને જોયો ત્યારે પાદશાહને અરજ કીધી કે અએ નેક ખશલેહતનાં પાદશાહ જો તારો હોકમ હોય તો હું મારા કોલ મુજબ મારી જાએનસીનીનું બબરેબએઆન અને ટોપ આજથી બરજોને હવાલે કરૂં. કાંયજે બરજો સવાએ કોઇ બીજાને દલેરીમાં વધારે જાણતો નથી, અને દેખતોબી નથી. જયારે પાદશાહા કેખશરોએ પીલતનથી એવા સખુનો સાંભલ્યા ત્યારે હસીને બોલવા લાગો કે એ નામદાર એ દરગાહામાં તું પોતે મુખત્યાર છે. જે કંઇ તને પસંદ આવે તે મુજબ કર, કાંય જે મારી મરજી રાખવી તને સજાવાર નથી. પાદશાહાથી એ સખુન સાંભલીને પછી ઇરાની નામદારોની તરફ નેગાહ કરીને કહેવા લાગો કે એ મારા નામદારો તમારી મરજી મારા વીચાર ઉપર કેવી છે. પીલતનનું એટલું કહેવું કે સરફરાજ ગોદરજ મીજલસમાં ઉઠી ઉભો થયો અને પાદશાહા કેખશરોને અરજ કરવા લાગો કે એ પાક દીનનાં પાદશાહા તું દરયાફ્ત કરીને જો કે સરફરાજ ફરાંમરજ જેહાં પહેલવાનનો બેટો છે અને બરજો નબીરો થયો છે. વાસ્તે જેહાં પહેલવાનનાં સખુન મારા દીલને પસંદ આવતા નથી. કાંય જે જાયનશીની શેર મરદ ફરામરજને લાયક અને સજાવાર છે. તે નામદારની તારીફ આફતાબની મીશાલે જેહાંનમાં રોશન છે અને તેનાથી જેવાં સખત કામો નીપજી આવ્યાં છે તેવાં જેહાં પહેલવાનથીબી થઇ શકયાં નથી. એટલું ગોદરજનું કેવું કે સપેહસાલાર તુશ મજલેસમાંથી ઉઠીને બોલવા લાગો કે એ નામદાર ગોદરજ તું નીગાહા કરીને જો કે દુનીઆના દરમેઆનમાં બરજો જેવો દીલાવર પહેલવાન બીજો કોઇ નથી અને સરફરાજ સોહોરાબની જગાએ બરજો વડો બેઠો છે. વાસ્તે તને જેહાં પહેલવાન રૂસ્તમનાં કામમાં હરકત કરવી વાજેબ નથી. એ સખુન

સાંભલીને ગોદરજ તેને પુછવા લાગો કે એ નામદાર વગર અકલનાં શાહજાદા હું તને સવાલ પુંછું કે બાપનો બેટો હાજર હોય ત્યાં સુધી શુ નબીરાને બુજોરગી પોહોંચે કે બેટાને તે પુગે. વાસ્તે તારા તમામ સખુનો ખુશામદથી શણગારેલા છે. જયારે ગોદરજ અને તુશ એ બેઉને દરમ્યાન એ બનાવ થયો ત્યારે જેહાં પહેલવાને ગુસ્સાથી કહયું કે એ બુઝર્ગ સાહેબો ગોદરજ અને તુસ તમો બન્ને પહેલવાનોને તમારી જગા ઉપર બેસવું જરૂર છે. જે કંઇ મને પસંદ આવશે તે મુજબ હું અમલ કરીશ. કાંયજે બરજો સાથે શરત હતી કે જો તે પોલાદવંદને મારે તો તેને મારી જગા મળે. બરજોેરે પોતાની શરત બજાવી છે. તે સબબથી મને ઘટે કે મારી જાએનશીની બરજોને સોપુ. વાસ્તે નાહાક તમો બંન્ને જણાં સાને વાસ્તે ઝગડો કરો છો. એટલું કહીને ફરમાવ્યું કે બબરેબયાન અને તોપ લાવીને હાજર કરે. તે હેકમ સાંભલીને સેતાબ તે મજલેસમાં લાવી તેઓને હાજર કીધાં. બરજો તે બબરેબ્યાન અને ટોપ પહેરીને જેહાં પહેલવાનની ખુરશી ઉપર જગા લીધી. હવે ગોદરજે તેહમતનની નાલાએક વાતથી ફેસાદ બરપા થએલો દીઠો ત્યારે પોતાનાં નબીરા બેજનને ફરમાવ્યું કે સેતાબ ફરામરજની નજદીક જાઇને મજલેસનાં તમામ એહવાલથી તેને વાકેફ કરે. એ સખુન સાંભલીને સેતાબ બેજન જગાથી ઉઠયો અને પોતાનાં ઘોડા ઉપર સવાર થઇને ફરામરજની નજદીક જઇ પોહોચ્યો અને જે કાંઇ બીનાં મજલેસમાં બની હતી તે તમાંમ બ્યાન કરીને તેની આગલ કહી.



## કુસ્તી લડયો બરજો ફરામરજ સાથે અનજુમનની નજદીક અને જોરમા તેઓ બરાબર ઉતર્યા તે વગેરે બીજો એહવાલ.



જયારે બેજનની જુબાનથી ફરામરજ વાકેફ થયો ત્યારે આતશનાં સોલાની મીસાલે ગરમીમાં આવ્યો અને સેતાબ જગોથી ઉઠીને પાદશાહની દરગાહ તરફ મોહ ધયું. અને પાઉપીઆદેહ ગુસ્સા ભરેલા શેરની મીસાલ મજલેસની અંદર આવી ઉભો. તેને જોઇને તમામ મજલેસનાં બુજોરગો ઉઠીને તાજીમ આપી. પછી ગુસ્સાથી જેહાં પહેલવાન રૂસ્તમને કહેવા લાગો કે એ નામદાર બાપ આએ વખતે બરજોનાં તનમાંથી બબરેબએઆન પાછું ઉતગાવવું તને વાજેબ છે. કાંયજે તારી હઇઆતી છે તાહા સુધી એ જાએનસીનીનું બબરે-બએઆન અને તોપ તને મોબારેક છે. તારી જાએનસીનીને જો તું તારી પાસે રાખશે તો તમામ ફેસાદ બરતરફ થઇ જશે. એ મહેરબાન બાપ અગરજો તું મારા કહેવાને તારી ખાતેરમાં નહી લાવશે તો હમુને લાજેમ થશે કે હમો બેહુ પહેલવાનો કુસ્તીની લડાઇ કરીએ તેમાં જે કોઇ ફતેહમંનદ થાય તેને તારી જાએનસીની હવાલે કરે. જયારે જેહોંજોએ બરજોએ પોતાનાં કાકા ફરાંમરજથી એવા દાનાઇનાં અને રાસ્ત સખુનો સાંભલ્યા ત્યારે સેતાબ પોતાનાં તનમાંથી બબરેબએઆન ઉતાર્યું પછી તમામ સરદારો મજલેસમાં બેસીને શરાબ પીવામાં મશગુલ થયા.

જયારે રોશન આફતાબે પોતાના નુરથી જેહાનને આરાસ્તા કીધી ત્યારે પાદશાહ

કેખશરોએ હુકમ કીધો કે તખત મેદાનમાં લઇ જાય. તેજ વખતે સપેહસાલાર તુશ ઉઠીને મેદાનનો સરંજામ તઇયાર કરી નગારાનાં અવાજ જારી કીધા. પછી પાદશાહ મેદાનમાં જઇને તખત ઉપર સવાર થયો અને તેની જમણી બાજુએ જેહાં પહેલવાન સુનાની ખુરશી ઉપર જઇ બેઠો અને તમામ તમાશગીર લોકો તે મેદાનમાં આવીને એકઠા થયા અને દલેર લોકો અને સરદારો પોતપોતાનાં ઘોડા ઉપર સવાર થઇને મેદાનમાં આવ્યા અને નોજરી તોખમનાં સરદારોમાં તુશ, ગોસતેહમ, જંગેસાવરાંન, ફરેબોરજ એ શાહજાદાઓ પાદશાહની જમણી બાજુએ સફ ખેંચી ઉભા અને ડાબી બાજુની તરફ ગોદરેજીઆંની લશકર અને જાબુલી સવારો સફ સમારી ઉભા. પછી એક તરફથી શેરદેલ ફરામરજ અને બીજી તરફથી નામવર બરજો એ બેઉ દેલાવરો ચીતાની મીસાલે મેદાનમાં જઇ ઉભા અને હાથની ચુંગાલ ખોલીને શેરની મીસાલ એક બીજા ઉપર નાખવા લાગા, અને એક બીજાની ગરદન ઉપર હાથ નાખીને એક બીજા સાથે કુસ્તીના હુન્નરમાં લપેટાઇ ગયા. તેઓની કુસ્તીની લડાઇ જોઇને જેહાં પહેલવાન ઘણો હેરત પામ્યો અને તમામ લશકર તેઓની સખત કુસ્તીની લડાઇ જોઇને અજબ થવા લાગું. પછી શેરમરદ ફરામરજે એક પોકાર બહારનાં વાદલની મીસાલ મારીને એક જોર એવો કીધો કે નામદાર બરજોને ઉઠાવી જમીન ઉપર માર્યો અને તેને કેટલાએકવાર સુધી પોતાની રાન નીચે દાબી રાખ્યો. પછી બરજોએ જોર કરીને પોતાનાં તનને રાન નીચેથી છોડવી ફરામરજને નીચે નાખ્યો. એવામાં ફરામરજ ચીતાની મીસાલ કુદીને બરજોની નીચેથી છુટો પડયો અને ફરીથી બીજી મરતબે બરજોને જમીનપર નાખીને પોતાની રાન નીચે પકડી રાખ્યો ત્યારે ગોદરેજી ટોલાએ ફરામરજની તરફથી ખુશીનો પોકાર ઉઠાવ્યો. તે સાંભલીને બરજો ગુસ્સામાં આવ્યો અને ફરામરજની રાન નીચેથી છુટો પડીને પાછો ફરામરજને પોતાની રાન નીચે પકડી બેઠો. એવો મામલો જોઇને નોજરી ટોલાએ ખુશાલીનો અવાજ ઉઠાવ્યો. એ મીસાલે તે બેઉ નામદારોની કુસ્તી રેસતાખેજની મીસાલની થતી હતી, અને તેઓ એકબીજા ઉપર મુકકીઓ મારીને એક બીજાને આજેજ કરવા ચાહતા હતા અને નામને વાસ્તે એકબીજા ઉપર ઘણી કોશેશ કરતા હતા. તેઓના જોર કરવાથી જમીન આજેજ આવી હતી અને પાણીની પ્યાસે કરીને તેઓની જુબાન ખેંચાવા લાગી. જયારે તેહમતન રૂસ્તમે પોતાના બેઉ બેટાઓને એ રવેશ સખત મહેનતમાં પડેલા દીઠા ત્યારે ખુરશી ઉપરથી ઉઠીને મેદાનમાં આવ્યો અને અવાજ મારીને ફરામરજને કહેવા લાગો કે એ બાપનાં જીવ હવે તું એ લડાઇથી મોંહ ફેરવીને ગુજર કર. એ સખુન પોતાના બાપથી સાંભલીને ફરામરજ કહેવા લાગો કે એ મહેરબાન બાપ તું દુર ઉભો રહીને હમારી લડાઇનો તમાસો જોયા કર, કે એ અનજુમનની નજદીક બરજોને શી રવેસ સરમીંદો કરૂં છું. જયારે તેહમતન રૂસ્તમે ફરામરજથી એવા સખુનો સાંભલ્યા ત્યારે બરજોની નજદીક જઇને તેને કહેવા લાગો કે એ બેટા હવે એ મેદાનમાં કુસ્તીની લડાઇથી તારો હાથ ઉઠાવ. રૂસ્તમથી એ સખુન સાંભલીને તેણેબી ફરામરજની મીસાલ જવાબ વાલ્યો તે સાંભળીને પીલતન પાછો જઇ પોતાની ખુરશીપર બેઠો. હવે જયારે જેહાંદાર પાદશાહ કેખશરોએ રૂસ્તમને પાછો ખુરશી ઉપર જોયો ત્યારે પોતે જાણ્યું કે એ બેઉ પહેલવાનો પોતાના નામને વાસ્તે ઘણી કોશેશ કરે છે. એવો અંદેશો કરીને પોતે કએઆની તખત ઉપરથી ઉઠયો અને મોઅબાદાર ચાલથી મેદાનમાં જઇને

બેઉ પહેલવાનોને અવાજ મારી કહયું કે એ નામદારો તમો આજ રોજે એ કુસ્તીની લડાઇથી હાથ ઉઠાવો અને કાલ રોજે હથીયારોની લડાઇ કરજો. પાદશાહનું એટલું કહેવું કે બેઉ સરદારો એક બીજાથી છુટા થયા. પછી બેઉ પહેલવાનોને પાદશાહ પોતાની સાથે દરગાહમાં લાવ્યો અને મજલેસ સમારીને સર્વ સાથે ખાનુ ખાવા બેઠા. જયારે તેઓ ખાનુ ખાધાથી ફારેગ થયા ત્યારપછી શરાબનાં દોરથી પોતાના દીલ ખુશી કરવા લાગા.



## શીકાર ગયો પાદશાહ કૈખશરો જાબુલી પહેલવાનો સાથે તમામ સરદારોને લઇને અને ગુમ થયો બરજો શેકારગાહમાંથી તે વગેરે બીજો અહેવાલ.



જયારે બામદાદનો વખત થયો ત્યારે પાદશાહે પોતાની નેક દાનાઇથી અંદેશો કીધો કે આજ રોજે એ બેઉ પહેલવાનો કીનાથી એક બીજા ઉપર જખમો મારશે. વાસ્તે બેહતર એ છે કે આજ રોજે શેકારનો ઇરાદો કરીને એ બેઉ પહેલવાનોનાં આતશને બુજાવું. એટલું વીચારીને સરફરાજ ગોદરજ અને શાહજાદો તુશ એ બેઉને પોતાની નજદીક બોલાવી હુકમ કીધો કે આજ રોજે મારી ખાહેશ શેકારગાહમાં જવાની છે. તે સબબથી શેકારગાહમાં જવાનો સામાન તઇયાર કરે. પાદશાહનો હુકમ સાંભલીને સેતાબ શેકારગાહ જવાનો સામાન તઇયાર કરી લશકરે આગલ કુચ કીધી. ત્યારપછી પાદશાહ પોતાનાં શબરંગબેહજાદ ઘોડા ઉપર સવાર થયો અને જેહાં પહેલવાન રૂસ્તમ શેરમરદ ફરામરજ અને દલેર બરજો સાથે તમામ ઇરાની સરદારોને લઇને જંગલની તરફ ચાલ્યો અને જે જંગલની આબોહવા ખુશનુમાં હતી અને જયાં તમામ જાતનાં બેશુમાર શેકારો હતા ત્યાં જઇ પહોંચ્યા. અને દેહેરા નાંખીને સવાર લોકો શેકારબાજીમાં મશગુલ થયા. એક તરફથી બરજો શેર અને ચીતાઓનો શેકાર કરતો હતો અને બીજી તરફથી શેરમરદ ફરામરજ દુર ઉભો રહીને તમામ સરદાર લોકોનો તમાસો જોતો હતો. એવામાં બરજોની નજર એક ગોરખર ઉપર પડી. તેથી તે ગોરખરની ઉપર બરજોએ પોતાની કમંદ નાખી. જયારે ગોરખરની ગરદન ઉપર બરજોએ પોતાની કમંદ નાખી ત્યારે સેતાબ તે ગોરખર કુદીને બરજોની કમંદના પેચમાંથી નીકળી ગયું. તેને નાસતું જોઇને બરજો તેની દુમબાલે દોડયો. તે તમાસો જોઇને ફરામરજે પોકાર મારી બરજોને કહયું કે એ નામદાર બરજો તારામાં એક ગોરખરની દુમ પકડવાનો હોંશ નથી છતાં તું જેહાં પહેલવાનીનો દાવો રાખેચ તોપછી જેહાં પહેલવાનીનું કામ તું કેમ બજાવી શકશે. જયારે ફરામરજની જુબાનથી એવા તાનાજનીનાં સખુનો બરજોએ સાંભલ્યા ત્યારે ઘરનાં ઇકો થઇને સેતાબ ગોરખરની પછવાડે પોતાનો ઘોડો જુકાવ્યો અને જેમ જેટલી પોતાની કમંદ તે ગોરખર ઉપર નાંખતો તેમ તેટલી વખત તે ગોરખર તેની કમંદનાં પેચમાંથી નીકલી જતું. એ રવેશ બરજો તે ગોરખરની પછવાડે નીકલી ચાલ્યો.



## મારીઓ ગયો પોલાદવંદનો બેટો ઉનકાદ બરજોનાં હાથ ઉપર અને આશક થયો બરજો ખુતનનાં પાદશાહની બેટી હોમાય ઉપર તે વગેરે બીજો એહવાલ.



હવે જયારે બરજો ગોરખરની પછવાડે ઘોડો નખાવતો નીકલી ચાલ્યો ત્યારે શીહા રાતને વખતે બીજા જંગલમાં જઇ પોહોંચ્યો. બરજોરને કે તે બીઆબાનમાં આતશની રોશની નજર આવી. તેને જોઇને તે રોશનીની તરફ બરજોએ પોતાનું મોંહ ધર્યું. જયારે નામદાર બરજો તે રોશનીની નજદીક જઇ પોહોંચ્યો ત્યારે એક દેવને તે જગો દીઠો હાથમાં ભારી ગોરજ પકડીને ઉભો છે. પછી એક અવાજ મારીને તેને કહયું કે એ દેવજાત શીહા રાતને વખતે એ જંગલમાં તારૂં કાંમ શું છે, અને તું શું નામ ધરાવે છે. અને એ જગો રોશની કરીને કોણની રાહા જોએ છે. બરજોની જુબાનથી એવા સખુનો સાંભળીને દેવે તેને પુછીયું કે એ મરદ તું તારી બુનીઆદ કોણથી ધરાવે છે. અને તારૂં નામ શું છે. એ સખુન સાંભલીને બરજોએ તેને જવાબ દીધો કે તાજબખશ રૂસ્તમનો નબીરો જેહાંજોએ બરજો તે હું છું. જયારે ઉનકાદ દેવે બરજોનું નામ સાંભલ્યું ત્યારે પોતાની આંખથી આજુને ઠેકાણે લોહીનાં કતરા વરસાવવા લાગો. પછી બરજોને કહયું કે એ બુરી ખશલહતનાં શગજી મારૂં નામ પાદશાહ પોલાદવંદનો બેટો ઉનકાદ કરી કહે છે. હવે મારા બાપનાં કીનામાં તારા સરને તનથી જુદું કરૂં પછી જાલ, રૂસ્તમ, ફ્રામરજ અને કેખશરોને તારા શોગનાં કફન પહેરાવું. કાંય જે તને તારા મોતે એ જગો લાવીને મારા હાથમાં શોંફ્યો છે. એટલું કહીને ગોરજ ઉઠાવી બરજોના ઉપર હુમલો કીધો. જયારે બરજોએ તે દેવને ગોરજ સાથે પોતા ઉપર આવતો દીઠો ત્યારે સેતાબ ચુંગાલ મારીને તેનાં હાથમાંથી ગોરજ છીનવી લીધો અને તેનો કમરબંનદ પકડીને ઉઠાવી જમીન ઉપર મારીઓ પછી તેના હાથ પોતાની કમંનદથી બાંધીને તેને કહેવા લાગો કે અગરજો તું મને પાદશાહ કેખશરોની નજદીક નહી લઇ જશે તો સેતાબ તને જીવથી મારી નાખીશ. એટલું કહીને તે દેવને પોતાનાં ઘોડાની આગલ ચલાવ્યો. એ મુજબ તમામ રાત રાહામાં ગુજારી.

જયારે બામદાદનો વખત થયો ત્યારે જોઇશું કે એક ખુશનુમાં શેહેર તેને નજરે આવ્યું. બરજોએ ઉનકાદને પુછીયું કે એ શહેર નજર આવે છે તેનું નામ શું છે અને તેનો પાદશાહ કોણ છે. બરજોથી એ સખુન સાંભલીને ઉનકાદે જવાબ દીધો કે એ બરજો એ શેહેરનું નામ તારૂં મોત છે. તારૂં મોત તુને એ જગો ખેંચી લાવ્યું છે. જયારે બરજોએ તે દેવને મોહથી એવા સખુનો સાંભલ્યા ત્યારે ગુસ્સામાં આવીને તલવાર ઉપર હાથ નાંખ્યો અને એક જખમ એવો જોરથી માર્યો કે તે જખમથી તે નાપાકના બે તુકડા કરી નાંખ્યા. પછી પોતે તે શહેરનાં દરવાજાની નજદીક જઇ પોહોંચ્યો. જયારે દરબાને બરજોને આવતો દીઠો ત્યારે સીતાબ આવીને તેને કહેવા લાગો કે એ મુશાફર પહેલવાન તારૂં નામ શું છે. દરબાનથી એ શખુન સાંભળીને તેને જવાબ દીધો કે મારૂં નામ જેહાંજોએ બરજો કરી કહે છે. એ સખુન સાંભલીને દરબાને અરજ કીધી કે એ પહે-

લવાન એક દાહાડો મારે તાંહાં તું'ને મહેમાન રહેવું જોઇએ. એટલું કહીને બરજોને તે શેહેરનાં દરવાજાની નજદીક એક એવાનમાં લઇ જઇ ઉતારો આપ્યો. પછી બરજોએ તેને કહયું એ દરબાન તારી પાસે કાંઇ ખાંનુ અને શરાબ હાજર હોય તે લાવ કે હું ઘણો ભુખ્યો થયો છું. એ સખુન સાંભલીને બરજોને તે એવાનમાં મુકીને દરબાન ખાનુ અને શરાબ લાવવા ગયો.

હવે આએ તરફ જયારે બરજોએ પોતાને એખલો દીઠો ત્યારે તે એવાંન ઉપરથી નેગાહ કરીને શેહેરની બાહાર જોઇશું કે ચેઆલીશ ખુબસુરત ઓરતો પોતાનાં શેહેરમાંથી બાગની તરફ જાય છે. તે ઓરતોને દરમેઆંન એક ખુબસુરત ઓરત સરદાર હતી તેનો ચેહેરો જોઇ એક મરતબે આફતાબ અદેખાઇ લઇ જતો હતો. પરીને ચેહેરેની ઓરતને જોઇને બરજો તે ઉપર જીવથી આશક થયો અને તે માશુકનાં એશકમાં પોતાનાં દેલને જખમી કરીને બેઅખતયાર જમીન ઉપર પડયો. આ વખતે તે એવાનનો સાહેબ ખાનું લેઇને બરજોની નજદીક આવી પોહોંચ્યો. પછી બરજોને જોઇને તેને કહેવા લાગો કે એ પહેલવાન ઉઠ અને આએ ખાનું અને શરાબ તારે વાસ્તે હું લાવ્યો છું તે ખાઇને પછી આશાએશ કર. જયારે બરજોએ દરબાનને ખાનાં સાથે પોતાની નજદીક ઉભેલો દીઠો ત્યારે તેને પુછવા લાગો કે એ બુઢા મરદ આએ તરફ ચેઆલીશ માહતાબને ચેહેરેની ઓરતો બાગની તરફ ગઇ તે ઓરતમાં એક આપતાબને ચેહેરેની સરદાર હતી તે ઓરતોનાં એહવાલથી મને વાકેફ કરે તો હું બેકરારીથી આશુદો થાવું. જયારે બુઢા દરબાંને બરજોથી એવા સખુનો સાંભલ્યા ત્યારે હસીને કહેવા લાગો કે એ પહેલવાન તારો શરાબનો વખત જતો રહયો છે તે સબબથી તને એવું નજર આવે છે. વાસ્તે જો તું ઉઠીને ખાનું ખાય શરાબ પીએ તો તું તે ઓરતનાં એહવાલથી વાકેફ થાય. દરબાનને મોહોથી એ સખુન સાંભલીને બરજો સેતાબ ઉઠયો અને જે ખાનું દરબાન લાવ્યો હતો તે ખાઇને શરાબ પીધો. પછી ફરીથી દરબાન સાથે બરજોર બજીદ થયો કે તે પાકીજેહ ચેહેરેની ઓરતનાં એહવાલથી વાકેફ કરે. જયારે બરજોને એ રવેશ બજીદ થઇને પુછતો દરબાને દીઠો ત્યારે તેને કહેવા લાગો કે એ પહેલવાન ચેઆલીશ ઓરતોની દરમેઆંનની ધણી ખુબ સુરતઓરત જે હતી તે મારા પાદ-શાહની બેટી છે. મારા પાદશાહનો કોલ છે કે એ શેહેરની સરહદમાં એક જીઆંગાર અઝ-દાહ પેદા થયો છે. તેને જો કોઇ નાપેદા કરે તેની સાથે પોતાની બેટીનાં નેકા બાંધે. વાસ્તે એ મુસાફર તું એ બુરા ખેઆલથી ગુજરીને જે કામને વાસ્તે એ શેહેરની તરફ આવ્યો હોય તે તારૂ કામ બજાવીને પાછો તારા વતનમાં સલામત જા કે તેમાં તને ફાયદો હાસેલ થશે. જયારે નામદાર બરજોએ દરબાંનને મોહોથી એવા સખુનો સાંભલ્યા ત્યારે ખુશી થઇને પોતાનાં ઘોડા ઉપર સવાર થયો અને દરબાનની નજદીકથી રજા લઇને શેહેરમાં ચાલ્યો અને પાદશાહની દરગાહામાં જઇને દરબાનને કહેવા લાગો કે એ દરબાન મને તારા પાદશાહ સાથે કામ છે વાસ્તે તેને ખબર કર કે એક સવાર તારા તખતની નજદીક આવવાની હાજેત રાખે છે. બરજોથી એ સખુન સાંભલીને તે દરબાન સેતાબ પોતાનાં પાદશાહની નજદીક જઇને કહેવા લાગો કે એક સવાર તને મલવાની ખાહેશ રાખે છે, તેને દેવરી આગલ ઉભો રાખીને તું પાદશાહની રજાને વાસ્તે હું આવ્યો છું. જયારે પાદશાહે દરબાંનથી

એવા સખુન સાંભલ્યા ત્યારે ફરમાવ્યું કે તેને મારી નજદીક લેઇ આવે એટલું કહીને પોતાનાં અમીરોને કહયું કે એ સવાર મગજથી ફરેલો માલમ પડે છે. જયારે દરબાન બરજોને દરગાહમાં લઇ આવ્યો ત્યારે બરજોએ પાદશાહને જોઇને કમાનની મીસાલ પોતાનું સર નમાવ્યું. તેને એ રવેશ સેજદો કરતો જોઇને પાદશાહે મશખરીથી પુછયું કે એ નામદાર તુરાન જમીનમાં તારૂ નામ શું છે અને તુ કહી સરજમીનથી આવ્યો છે અને એ જગો તારી મોરાદ શું રાખે છે તે મારી નજદીક જાહેર કરીને કહે. એ સખુન સાંભલીને પાદશાહને જવાબ દીધો કે મારા બાપે મારૂં નામ 'અઝદાહ–કોશેશ' કરી રાખ્યું છે અને મારૂ વતન બોખારની સર જમીનમાં છે. એ જગો હું એટલા વાસ્તે આવ્યો છું કે તારા જંગલમાં એક અજદહા પેદા થયો છે તેને મારી નાખીને તારી બેટી હોમાએને મારા હાથમાં લાવું. જયારે પાદશાહે બરજોની જુબાનથી એવા સખુનો સાંભલ્યા ત્યારે તેને કહેવા લાગો કે એ નામદાર અજદાહ કોશેશ કર જો તું તારી મોરાદ બર લાવે તો મારી બેટી હોમાએના નેકા તારી સાથે કરૂ અને તારા સરને આસમાનની બુલંદીએ પોહોંચાડું. જયારે ખુતનનાં પાદ-શાહની જુબાનથી બરજોએ એવા જવાબ સાંભલ્યા ત્યારે દીલથી ખુશહાલ થઇને તેને કહેવા લાગો કે એ નામદાર પાદશાહ તારા એક સવારને હોકમ ફરમાવ કે તે અજદાહનું મકાન મને બતલાવે. બરજોથી એ સખુન સાંભલીને સેતાબ ફરમાવ્યું કે એક સવાર જઇને એ નામદારને અજદાહનું જંગલ બતલાવે. પછી બરજો તે સવારની સાથે સેતાબ દરગાહમાંથી બાહાર નીકલ્યો.



## મારયો ગયો અઝદાહ નામદાર બરજોનાં હાથ ઉપર અને નેકાહ કીધા ખુતનના પાદશાહ મેલાનશાહની બેટી હોમાય સાથે બરજોએ તે વગેરે બીજો અહેવાલ.



હવે જયારે નામદાર બરજો પાદશાહની દરગાહમાંથી જેવો બહાર નીકલ્યો તેવો પોતાના ઘોડા ઉપર સવાર થઇને જંગલની તરફ ચાલ્યો. જયારે તે અઝદાહનું મકાન નજદીક આવ્યું ત્યારે મેલાનશાહનો સવાર બરજોને કહેવા લાગો કે એ કમબખત પહેલવાન તું તારા પગથી ચાલીને અજદાહના મોંહમાં જાય છે. વાસ્તે હવે હું તારી સાથે આવતો નથી. કાંયજે આએ પહાડ જે આપણુને નજર આવે છે તેની કઢનમાં તે અજદાહનું મકાન છે. જયારે નામદાર બરજોએ તે હીચકારા સવારથી એવો નાહીમતીનો સખુન સાંભ-લ્યો ત્યારે તેને તે જગો પડતો મેલીને તે પહાડની તરફ પોતાનો ઘોડો ચલાવ્યો અને તેની નજદીક જઇને જોઇશું કે તમામ ઝાડ તે અજદાહાની જેરી ફુકથી બલી ગયલાં હતાં. જયારે નામદાર બરજોએ જીઆંગાર અજદાહાને પહાડની કઢણુમાં જતો દીઠો તેજ વખત પોતાનો ઘોડો તે તરફ ચલાવ્યો. બરજોના ઘોડાની બો તે અજદાહાના નાકમાં પેવશ થઇ તેથી પોતાનું સર ઉઠાવીને જોવા લાગો. જયારે બરજોએ તેને એ રવેશ સર ઉઠાવેલો દીઠો કે સેતાબ પોતાની પાસેથી પાવ જેરનો ટુકડો લઇ મોંહમાં ધર્યો અને એક ખંદગી

તીર તે અઝદાહાની આંખમાં એવો જોરથી મારયો કે જેથી તે અજદાહની એક આંખ ફુટી ગઇ. પછી સેતાબ એક બીજો તીર તેની બીજી આંખમાં માર્યો જેથી તે અજદાહા બેઉ આંખે આંધલો થયો. પછી તે અઝદહા પોતાનું સર જમીન ઉપર પટકવા લાગો. પછી દલેર બરજોએ ઉપરાસાપરી તે અજદાહાના સીનામાં કેટલાએક તીરો ફેંકયા. જ્યારે તે અજદાહા પછાત ખાઇને સોસ્ત થઇ પડયો ત્યારે બરજો તેની નજદીક જઇને તલવારે કરી તેનાં બે ટુકડા કીધા. પછી એક પાણીના ચશ્મામાં જઇ ગોસલ કરીને પાક દાવરની બંદગીમાં મશગુલ થયો, અને દાદગરની જનાબમાં કહેવા લાગો કે એ પાક યજદાં તું મારો ખાવંદ છે અને મારી ઉપર ફતેહમંદી તુંથીજ ઉતરેલી છે અને હું બેવારેસનો વારસ તુંજ છે. એ મીસાલે કેટલાએક હકતાલાની દરગાહમાં આજેજીના સખુનો કહયાં.



## ખોતનના પાદશાહે પોતાની બેટીનાં નેકાહા નામદાર બરજો સાથે કીધા તે વગેરે બીજો અહેવાલ.



હવે જ્યારે નામદાર બરજો બંદગીથી ફારેગ થયો ત્યારે પાછો ખુતનનાં પાદશાહની દરગાહ તરફ ચાલ્યો. બરજોના આવ્યાની ખબર ખુતનનાં પાદશાહને થઇ કે 'અઝદાહ-કોશ' પહેલવાન અજદાહને મારીને પાછો આવે છે ત્યારે તે ખબર સાંભલતાવાર પાદશાહ પોતાનાં અમીરોને સાથે લઇને બરજોને એસ્તેકબાલ ગયો. બરજોએ પાદશાહને દુરથી આવતો જોઇને સેતાબ પોતાનું સર નમાવ્યું, અને સેજદો કીધા પછી અજદાહની લડાઇની તમામ હકીકત તેની નજદીક બયાન કરીને કહી. તે ખુશ ખબર સાંભલીને પાદશાહ ઘણો અજબ થયો. પછી હુકમ કીધો કે કેટલાએક સવારો તે તરફ જઇને અજદાહને મારી નજદીક લાવે. તે હુકમ સાંભલીને તે અજદાહને ઉઠાવી પાદશાહની નજદીક લાવ્યા. તેને જોઇને નામદાર બરજો ઉપર તમામ લોકો આફરીન કરવા લાગા. પછી શાહે ફરમાવ્યું તેથી શાદીના અવાજ જારી કીધા. બરજોની સાદીનો સરંજામ તઇયાર કરીને તેના ઉતારાને વાસ્તે એક અલાહેદો મહેલ આરાસતા કીધો. શાહે પોતાની બેટીના નેકાહ બરજો સાથે કરીને તેને હવાલે કીધી. તે પછીથી પોતાની માશુક હોમાયને લઇને બરજો પોતાના મહેલમાં ગયો. જ્યારે હોમાય શાહજાદીએ બરજોનો ચહેરો પોતાની નજરે દીઠો ત્યારે દેલ સાથે ખુશી થઇને પાક યજદનાં શુકર બજા લાવી. પછી એક મજલેસ સમારીને આશક અને માશુક પોતાનાં દીલને ખુશી કરવા બેઠાં.

હવે જ્યારે નામદાર બરજોને ખુતન શહેરમાં ત્રણ દહતા ગુજરયા ત્યારે એકદન અરધી રાતને સમે તે નામદારે ખવાબ દીઠો કે જાલેજર ખવાબમાં આવીને તેને કહે છે. કે એ નામદાર બેટા તું શીકારગાહમાંથી ગુમ થઇને એ જગો આવી આસાએશથી બેઠો છે. પોતાનાં એશને જારી કરતાં મેલીને તું એ જગો તારી માશુક સાથે મઝાહ કરે છે. વાસ્તે એ બેટા તું સેતાબ ઉઠ અને રાહાના દોડનાર ઘોડા ઉપર સવાર થઇને મારી

નજદીક આવી મારા દીલને ખુશ કર એવા સખુનો સરફરાજ જાલની જુબાનથી સાંભલતાનેવાર નામદાર બરજો ખવાબથી બેદાર થયો, અને પોતાના નીઆગાન જાલેજરનાં ગમથી પોતે આંસુઓ રેડવા લાગો. જયારે બામદાદનો વખત થયો ત્યારે પોતાની મોરાદ હોમાયની નજદીક બયાન કરી કહી કે હવે હું મારા વતનની તરફ જાઉં છું. કાંઉજે મારો પાદશાહ અને તમામ મારા ખેશ મારી રાહ જોતા હશે. જયારે હોમાય શાહજાદીએ બરજોની જુબાનથી જુદાઇના સખુનો સાંભલ્યા ત્યારે ગમગીન થઇને મોંહો જરદ કીધું. પછી બેઅખત્યાર રડવા લાગી અને બોલવા લાગી કે એ મારા પ્યારા જીવ, તું એકાએક મારી નજર આગલથી ગુમ થવાનો બુરો ઇરાદો શા વાસ્તે કરે છે અને મારેથી તેં પોતાના દીલને શા સબબથી ઉઠાવી લીધું છે. એ મારી જીંદગીના દમ, તું મારા બદનમાંથી નીકલીને જુદો થવા ચાહે છે તો હવે મારાથી કેમ જીવતું રહેવાય. જ્યારે નામદાર બરજોએ પોતાની માશુક હોમાયની જુબાનથી એવા ઉદાસીના સખુનો સાંભલ્યા ત્યારે તેની નજદીક પોતાનો તમામ અહેવાલ જાહેર કીધો. પછી પોતાના ખવાબની તમામ હકીકત તેની નજદીક કહી સંભલાવી. તે બીના સાંભલ્યાથી તે માશુકનો જે માહતાબનો જેવો ચેહેરો હતો તે જરદ મેથીનાં જેવો થયો અને બીજી તરફથી નામદાર બરજોએ પોતાની માશુકની જુદાઇથી પોતાનું દીલ દરદભરેલું કીધું.

જયારે જેહાનનો રોશન કરનાર આફતાબ પોતાનાં સરને બુલંદી ઉપર લાવ્યો અને બામદાદનો વખત થયો ત્યારે નામદાર બરજો પોતાની માશુકની સાથે શરાબ પીવા બેઠો, અને તેને કહેવા લાગો કે એ મેહેબુબ હવે તને તારા બાપનાં એવાનમાં જાવું જોઇએ. મારી યાદને તું તારા દીલમાંથી કબીબી ફરામોશ કરતી નહી. એટલું કહીને બન્ને જણાઓએ શરાબ પીધો. પછી બરજોએ પોતાને હથીઆરોથી સમારીને સેતાબ ઘોડા ઉપર સવાર થયો અને જુબાન ઉપર પેદાના કરનાર હકતાલાનું નામ યાદ કરીને ઘોડો આગલ ચલાવ્યો અને રાત દહાડો રાહા કાપતો એક ખુશ્નુમાં જંગલમાં જઇ પહોંચ્યો અને તે જંગલમાં શીકાર કરીને જરા આસાએશને વાસ્તે ખોઆબ કીધો.



## આવી પહોંચ્યો પાદશાહ અફરાસીઆબ તુરાની લશકર સાથે પછી લડાઇ કીધી બરજોએ તુરાની લોકો સાથે અને જખમી થયો બરજો તુરાની લોકોના હાથ ઉપર તે વગેરે બીજો અહેવાલ.



હવે જયારે તે જગલમાં નામદાર બરજોએ રાહાની થાકથી આસાએશ કરવાને વાસ્તે પોતાના ઘોડાનું જીન બીછાનાને ઠેકાણે લીધું, અને ઢાલનો તકયો કરીને ખોઆબ કીધો ત્યારે એકાએક તે જંગલમાં પાદશાહ અફરાસીઆબને પોતાનાં તુરાની લશકર સાથે આવવું થયું. તે તુરકી પાદશાહ પોતાનાં ત્રીસ હજાર તુરાની સવારોને લઇને પીરાન, હોમાન, કરેઓજ, શાહજાદો સેદો, અને બારમાંન એ તુરકી સરદારો સાથે તે જંગલમાં આવી

પહોંચ્યો અને દુરથી નેગાહ કરીને જોયશું કે એક જાડની નીચે એક આદમી સુતેલો છે અને તેની નજદીક એક ઘોડો ખુલ્લી પીઠથી ઉભો છે. તેને જોતાંવાર ફરમાવ્યું કે સેતાબ જઇને જો કે એવા જંગલમાં આદમી જાદ એકલો કોણ સુતેલો છે અને તેનું નામ શું છે. તેને સેતાબ મારી નજદીક બોલાવી લાવે. પાદશાહ અફરાસીઆબની જુબાનથી એવો હુકમ સાંભલીને તેજ વખત એક ચીની પહેલવાને પોતાનો ઘોડો બરજોની તરફ દપટાવ્યો અને તેની નજદીક જઇને કેટલાએક લાકડીના જપેટા બરજોની પીઠ ઉપર માર્યા, તેથી બરજો ખોઆબથી બેદાર થઇને જોયું કે એક ચીની પહેલવાન પોતાના હાથમાં લાકડી પકડી ઉભો છે. તેને એ રવેશ જોતાંવાર બરજોએ જગોથી કુદીને એક મુકકી તેના મગજમાં એવી જોશથી મારી કે તેજ વખત તે બીચારો દુન્યાથી બેપરવા થઇને ખાકના બીછાનાં ઉપર બેઅખત્યાર સુતો. પછી નામદાર બરજોએ દુર નેગાહ કરીને જોયું કે લશકરથી તમામ જંગલ ભરાઇ ગયું છે. જયારે બરજોએ તે લશકરની હરોલમાં પાદશાહ અફરાસીઆબનો જુનડો બરપા દીઠો ત્યારે સેતાબ ઘોડાની પીઠ ઉપર જીન ધર્યું અને ઘોડાપર સવાર થઇને અફરાસીઆબની મોકાબેલ ચાલ્યો અને તુરાની લશકરની નજદીક જઇને કહેવા લાગો કે જેહાં પહેલવાન રૂસ્તમનો નબીરો બરજો તે હું છું. એટલું કહીને પોતાનાં ઘોડાને જોલાંન દેવા લાગો.

હવે પેલી તરફ જયારે તુરાન જમીનના પાદશાહ અફરાસીઆબે બરજોનું નામ પોતાને કાને સાંભલ્યું ત્યારે આતશના સોલાની મીસાલ ગુસ્સામાં આવીને સેતાબ પોતાના ઘોડાને બરજોની મોકાબેલ જુકાવ્યો અને અવાજ મારીને તેને કહેવા લાગો કે એ બદઝુનીઆદનાં અને અહેરેમનની નસલનાં તુંને મારી મોકાબેલ થવાને શરમ આવતી નથી? સમનગાનના જંગલમાં તું શીરવેશે હતો? તે તમામ બાબદથી તું શું ફરામોશ થઇ ગયો છે કે વારેઘડીએ તું મારી સામને આવીને સરકસી કરે છે. તું જાગ્રતો નથી કે સમનગાનના જંગલમાં મેં તારી સાથે કેવી ખુબી કીધી છે અને મારા લશકરની જેહાંનશીની તુંને સોંપીને મેં તારો મરતબો મારી નજદીક જીઆદેહ કીધો હતો અને મેં મારા પહેલવાનોને તારી ખીદમતમાં આપ્યા હતા. એ સીવાય બીજી ખુબી મેં તારી સાથે ઘણી કીધી હતી. તેના બદલામાં તું ઝહેરી પાણીની તલવાર પકડીને હરજગો મારી મોકાબેલ આવી ઉભો રહે છે. દાનાં લોકોનો કોલ છે કે બદઝુનીઆદનાં આદમી સાથે ખુબી કરીને તેની વફાદારીની ઉમેદ રાખવી તે ગોયા પોતાને ખરાબીમાં નાખવા બરાબર છે. કાંમજે મેં તે બુઝોરગોનાં કોલને આજ રોજ લગીમાં તેહકીક કરીને જોયો છે કે તે પસંદ કરવા જેવોજ છે. પાદશાહ અફરાસીઆબની જુબાનથી એવા સખુનો સાંભલીને બરજો બોલવા લાગો કે એ તુરાન જમીનના પાદશાહ તારા સખુનો સાંભલવા પછીથી તારા હકમાં મને બેહતર ખુબીવંતુ એટલુંજ લાગે છે કે તુંને મારી તેજ તલવારનો હદિયો આપીને તારી ખુબીનો બદલો વાલું. એટલું કહીને પોતાના ઘોડાને જોલાંન કરવા લાગો. જયારે તુરકી પાદશાહે બરજોની જુબાનથી એવા સખત સખુનો સાંભલ્યા ત્યારે ગુસ્સામાં આવીને પોતાનો ઘોડો બરજોની મોકાબેલ કીધો અને પોતાનો નેજો ઉઠાવીને કીનાથી બરજોનાં સીનામાં માર્યો. તેને જોઇને બરજોએ પોતાનો નેજો અફરાસીઆબની કમર ઉપર નાખ્યો. એ મુજબ તે બેઉ દલેરો એક બીજા ઉપર નેજા મારવા લાગા. જયારે નેજાની લડાઇથી કોઇ પહેલવાન આજેજ નહી થયો ત્યારે અફરાસીઆબ ગુસ્સામાં આવ્યો અને પોતાનાં

તેમને હાથમાંથી ફેંકી દઇને ભારી ગોરજ ઉઠાવ્યો અને બરજોને પોકાર મારીને કહ્યું કે એ બરજો મારા ગોરજનો જરબ સભાલ કે તારી ખુશી હમણાં તારેથી બરતરફ થશે. એટલું કહીને પોતાનો ભારી ગોરજ બરજોનાં સર ઉપર માર્યો તેનો જરબ ઢાલ ઉપર રદ કરીને બરજોએ પોતાનો ગોરજ ઉઠાવ્યો અને તેને કહેવા લાગો કે એ ચીન અને માહા ચીનના પાદશાહ હવે મારો ગોરજ સંભાલ નહિ તો તું તારી પાદશાહતથી આજુદો થશે. એટલું કહીને સેતાબ પોતાનો ગોરજ અફ્રાસીઆબનાં સર ઉપર માર્યો. તેનો જરબ આવતો જોઇને તુરકી પાદશાહે પોતાને ઢાલની દરમ્યાન છુપો કીધો જે સબબથી બરજોનો ગોરજ છટકીને અફ્રાસી-આબનાં ઘોડાની ગરદન ઉપર લાગો જેથી ઘોડા સાથે તે તુરકી પાદશાહ ખાક ઉપર પડયો. તેને જોઇને બરજો સેતાબ ઘોડાપરથી કુદીને મ્યાનથી તલવાર ખેંચી અને ચાહયું કે અફ્રાસીઆબનાં તનનાં ટુકડા કરે. જયારે પાદશાહ અફ્રાસીઆબે બરજોને એ રવેશ તલવાર સાથે પોતા ઉપર આવતો દીઠો કે સેતાબ પોતાની તલવાર મ્યાનથી ખેંચી અને તે બેઉ દલેરો એક બીજા ઉપર તલવારોના જખમો કરવા લાગા. જયારે તલવારની લડાઇથી તેઓ નામોરાદ થયા ત્યારે હાથમાં કમાન પકડીને એક બીજા ઉપર તીરોનો વરસાદ વરસાવવા લાગા. જયારે તેઓનાં ભાથામાંથી તીરો ખાલી થયા ત્યારે સેતાબ તલવાર ઉપર હાથ નાખ્યો અને એક બીજા ઉપર ફરીથી તલવારો ચમકાવા લાગા.

હવે જયારે તુરાની લશકરમાંથી તુરકી સરદારોએ તે બેહુની લડાઇ એ રવેશ સ્તા-બેજની દીઠી ત્યારે એકઠો હુમલો કરીને બરજોની આસપાસ ફરી વળ્યા અને જેમ માહાતાબ વાદલમાં છુપે છે તે મીસાલ તુરકી સવારોએ બરજોને ઘેરી લીધો. કેટલાએક સવારો તે નામદાર ઉપર દુરથી તીરોનો વરસાદ વરસાવવા લાગા અને કેટલાએક દેલરો તલવાર તથા નેજા તથા ગોરજોથી જખમ કરવા લાગા. બીજી તરફથી નામદાર બરજો પોતાનાં ઘોડાની લગામ એક હાથમાં પકડીને બીજે હાથે તેઓનો સાથે લડાઇ કરતો હતો. એવામાં શાહઝાદા શેદોએ બરજોને જખમી થયલો અને લડાઇ કરવાથી આજેજ થયલો દીઠો. એવો મામલો જોઇને સેતાબ પોતાનો ઘોડો તેની મોકાબેલ જુહકાવ્યો અને ચાહયું કે બરજોને પોતાનાં ગોરજે કરીને ખાક ઉપર નાખે. તેવામાં શેદોનો ઘોડો ઠોકરાઇને આગલા પગથી જમીન ઉપર પડી ગયો. તેની સાથે શેદોબી જમીનદોસ્ત થયો જેથી તેનો એક હાથ જખમી થયો. પછી તેજ વખતે તે શાહજાદો પોતાનાં લશકરમાં પાછો નીકલી ગયો. એ રવેશ નામદાર બરજો જખમી થયલો અરધી રાત સુધી તુરાની સવારો સાથે લડાઇ કરતાં એક પહાડની નજદીક જઇ પોહોંચ્યો. બરજોર તે પહાડનો આસરો પકડીને તે ઉપર ચડી ગયો, અને જખમી થયલો હતો તે સબબથી બેહોશ આદમીની મીસાલ બેઅખત્યાર થઇને જમીન ઉપર પડયો. તુરાની લશકરે તે પહાડની નીચે ઘેરો નાંખીને તે રાતનાં મકાન કીધો.



## આવી પહોંચ્યો પીલતન ફરાંમરજ તે જંગલમાં અને લડાઇ કીધી તુરાની લશકર સાથે અને સીકસ્તે પામ્યા તુરાનીઓ ફરામરજનાં હાથ ઉપર તે વગેરે બીજો એહવાલ.



હવે જયારે પાછલી રાતનો વખત થયો ત્યારે તુરકી તલાયા લોકો પાદશાહ અફ્રાસીઆબની નજદીક આવીને તેને કહેવા લાગા કે એક લશકર આપણી તરફ ચાલ્યું આવે છે અને નથી માલમ કે તે લશકર કોણનું છે. એવી ખબર તલાયા લોકોથી સાંભલીને પાદશાહે ફરમાવ્યું કે સેતાબ પીરાન વજીરને બોલાવે. તે હોકમ સાંભલીને પીરાન પાદશાહની નજદીક હાજર થયો. જયારે વેસેનાં બેટા પીરાનને પાદશાહ આફ્રાસીઆબે પોતાની નજદીક ઉભેલો દીઠો ત્યારે તેની સાથે ગોફતેગો કરવા લાગો કે એ દાના વજીર એવી શીહા રાતને વખતે આપણી તરફ એક લશકર આવે છે. તે લશકરને આપણી તરફ આવવાનો શબબ શું હશે અને તે લશકર દુશમનનું હશે અથવા કોઇ આપણી મદદને વાસ્તે આવતું હશે. એવા અનદેશામાં પાદશાહ અને વજીર બન્ને હતા. તેવામાં બીજા જાસુસ લોકોએ આવીને પાદશાહને સેજદો કીધો અને કહયું કે એ ચીન અને માહાચીનનાં પાદશાહ જાબુલી લશકર આપણી લગભગ આવી પોહોંચ્યું છે. તે લશકરનો સેપેહેસાલાર રૂસતમનો બેટો ફરામરજ છે. જયારે પાદશાહ અફ્રાસીઆબે જાસુસને મોહથી ફરામરજનું નામ પોતાને કાને સાંભલ્યું ત્યારે કેટલાએક વાર અંદેશો કરીને પછી પીરાનને હોકમ કીધો કે એ દાનાઇ ભરેલા પીરાન હવે દુશમનનું લશકર આપણી નજદીક આવી પોહોંચ્યું તેની તદબીર કરવી જોઇએ. અગરજો આપણ ગફલતમાં રહીશું તો તે શગજી તોખમનો ફરાંમરજ આપણાં લશકર ઉપર ગલબો કરીને આપણાં તુરાની દલેરોને આફતમાં નાંખશે અને આપણને પીઠ દેઇને એ મેદાનમાંથી નામોશી સાથે નાસી જવાની ફરજ આવી પડશે. વાસ્તે મારા વીચારમાં બેહેતર તદબીર એ આવે છે કે આપણ સેતાબ લશકરને તઇઆર કરીને છુપાવી રાખીએ અને દુશમનનું લશકર ગફલતથી આપણી નજદીક આવી પોહોંચે તે વખતે આપણ અચણુચ તેનાં લશકર ઉપર જઇ પડીએ કે જેથી કરીને જાબુલી લશકર આપણા હાથ ઉપર માર્યું જશે. પછી ફરામરજને જીવતો પકડી લેઇને ભારી બંધમાં બાંધીએ અને બરજોને પાહાડ ઉપરથી પકડી લેઇને તુરાન જમીન નીકલી જઇએ. જયારે પીરાન વજીરે પોતાના પાદશાહથી એવા સખુન સાંભલ્યા ત્યારે મોંહ દરદ ભરેલું કરીને પોતાનાં દીલ સાથે વીચાર કરવા લાગો કે હવે ફરાગરજનાં હાથથી તુરાની લશકરની કંમબખતી આવી પોહોંચી. એટલું વીચારીને સેતાબ પોતાનાં તુરકી લશકરને હોકમ કીધો કે તમામ જંગનાં ઉઠાવનાર દલેરો કીનાનાં હથીઆરો પોતાનાં તન ઉપર બાંધે અને ઘોડા ઉપર સવાર થઇને પોતાનાં સરને કીનામાં ધરે. તે હોકમ સાંભલીને તુરાની સવારો લડાઇનાં હથીઆરો હાથમાં ઉઠાવી ઘોડા ઉપર સવાર થયા.

હવે પેલી તરફ જયારે જાબુલી લશકરનાં જાશુસ લોકોએ જાણ્યું કે તુરાની લશકર કમીંગાહ કરીને છુપું થઇ ઉભું છે ત્યારે સેતાબ પોતાનાં સરદાર પીલતન ફરામરજની નજ-

દીક જઇને કહેવા લાગાં કે એ નામદાર એ જગો તુરાની લશકર આપણા ઉપર કમીંગાહ કરીને ઉભું છે. જાસુસને મોહથી એવી ખબર સાભલીને પોતાનાં જાબુલી લશકરને હોકમ કીધો કે તમામ લડાઇનાં મારનારા દલેરો કીનાંની કમર તંગ બાંધીને દુશમનનાં શરને પગ નીચે નાખે. એટલું કહીને જાબુલી લશકર એકઠો હોમલો કરી તુરકી લશકર ઉપર જઇ પડયું અને જેમ ગેરખરનાં ટોલામાં ભુખ્યો શેર મસતી કરે તે મીસાલ તુરકી સવારોનાં સર ખાકમાં નાખવા લાગા. તે લડાઇમાં બાપ બેટાને અને બેટો બાપને નહી પીછાણી શકયા. એ રવેશની લડાઇથી તે મેદાન લાલાની મીસાલ શુર્ખ થએલું અને દલેર સવારોનાં અવાજથી જમાનો શોહેર ભરેલો થયો અને તે મેદાનમાં તુરકી લસકરની લાશાઓએ કરીને ટેકડા થયા. જયારે પાદશાહ અફ્રાસીઆબે જાબુલી દલેરોની મરદાનગી એ રવેશ દીઠી અને પોતાનાં લશકરને નાસતું દીઠું ત્યારે ગુસ્સામાં અવીને બાહારનાં વાદલની મીસાલ પોકારવા લાગો કે એ તુરાની નામદારો દુશમનનાં સરને શરમ નીચે લાવવાનો વખત એજ છે. વાસ્તે તમો કોશેશ કરીને જાબુલીઓનાં સરને ખાકમાં નાખો અને એ આજેજ આવેલા લોકોને તમારા પગ નીચે લાવો. જયારે તુરકી દલેરોએ પોતાનાં પાદશાહની એવી હીમત દીઠી ત્યારે શરવ કોઇ કોશેશથી લડાઇ કરવા લાગા અને એક બારગી જાબુલી સવારોને ખાકમાં નાખવા લાગા. તેવો મામલો જોઇને પીલતન ફ્રામરજે બાહારનાં વાદલની મીસાલે પોકાર મારીને પોતાનાં જાબુલી સવારોને કહેવા લાગો કે એ નામનાં ઉઠાવનારા જાબુલી દલેરો તમો કોશેશ કરો કે હમણાં તુરકી અફ્રાસીઆબને રોસતાખેજ દેખાડીએ અને તેનાં લશકરને બરહમ મારીએ. એટલું કહીને ગરદનફ્રાજ ફ્રામરજ છેડાએલા સેરની મીસાલ તુરાની સવારોને બરહમ મારવા લાગો, અને એક સવારને જીન ઉપરથી ઉઠાવીને બીજા ઉપર મારવા લાગો. જયારે પાદશાહ અફ્રાસીઆબે ફ્રાંમરજની દલેરી એ રવેશ જોઇ કે તમામ તુરાની લશકર તેનાં હાથ ઉપર બરહમ મારયું જાય ત્યારે પીરાનને કહયું કે હવે આપણે એ મેદાનમાંથી નીકળી જઇએ. એટલું કહીને પોતાની પીંઠ ફેરવી નીકલી ચાલ્યો. તેને જોઇને તુરાની દલેરો પોતાની હીમત મેલી નાસવા લાગા. એ મીસાલ તુરકી સવારો ફ્રામરજનાં હાથથી જેટલા બાકી રહયા તે લોકોએ પોતાનાં મોહ જંગલની તરફ ધરયાં અને તમામ લશકર પરાગંદેહ થઇ ગયું. જયારે તુરકી લશકરને નાસતાં ફ્રાંમરજે દીઠું ત્યારે તેનો દુમબાલો પકડયો અને જેટલા લોકો તેનાં હાથમાં આવ્યા તેઓનાં સર તનથી ઉખેડી નાખ્યાં. એ રવેશ લડાઇ કરતાં બામદાદનો વખત નજદીક આવ્યો.

હવે જયારે આફ્તાબે પોતાનું જરી બીછાનું બીછાવ્યું અને હોમાય જાનવરે પોતાનાપર વીખરયાં (યાને રોશન આફ્તાબ નીકલ્યો) ત્યારે ફ્રામરજે પોતાનાં લશકરને હુકમ કીધો કે દેહેરા નાખે અને આજનો દહાડો એ જંગલમાં આશાએસ પકડીએ. તે હુકમ સાંભલીને તમામ લશકરે પોતાના દેહેરા તે જગો માર્યા અને મજલેસ બનાવીને ફ્તેહમંદ બખતના પાદશાહ કેખશરોની યાદમાં શરાબ પીવા લાગા.

હવે જયારે આફ્તાબ બુલંદી ઉપર આવ્યો ત્યારે નામદાર બરજો પહાડ ઉપરથી નેગાહ કરીને જોયું કે તુરાની લશકર નાપેદા થઇ ગયું છે અને તેની જગો ફ્રામરજનો જુંડો

બરપા થયેલો છે, ત્યારે પોતાના દીલથી અજબ થઇને પરવરદેગારનાં શુક્રાનાં કરવા લાગો. પછી તે પહાડ ઉપરથી નીચે ઉતરીને જખમી બદન સાથે જાબુલી લશકરની તરફ ચાલ્યો. જ્યારે જાબુલી લશકરનાં જાસુસે નામદાર બરજોને એં રવેશ જખમી થયલો આવતા દીઠો ત્યારે સેતાબ મજલેસમાં જઇને ફરામરજને કહેવા લાગો કે એ સરફરાજ પહેલવાન દલેર બરજો જખમી થયલો આપણાં લશકરમાં આવે છે. જાસુસને મોંહથી એ સખુન સાંભલીને પીલતન ફરામરજ સેતાબ મજલેસમાંથી ઉઠી લશકરની બહાર આવ્યો અને જોયું કે બરજો લશકરની તરફ ચાલ્યો આવે છે. તેજ વખત સેતાબ તેની નજદીક જઇને બરજોનો હાથ પકડ્યો અને બેઉ પહેલવાનો પાછા દેરામાં આવ્યા અને એક બીજાના અહેવાલથી વાકેફ થઇને પોતાના દીલને ખુશી કરવા મજલેસમા જઇ બેસ અને તે બેઉ નામદારોએ તમામ રાત તે મજ- લેસમાં ગુજારી.

જ્યારે બામદાદનો વખત થયો ત્યારે પીલતન ફરામરજે પોતાના જાબુલી લશકરને હુકમ કીધો કે સેતાબ લશકર તઇયાર થઇ ઇરાન જમીન કુચ કરે. તે હુકમ સાંભલીને તમામોએ પોતાનાં મોંહ ઇરાન તરફ ધર્યાં. પછી તે બેઉ નામદારો સએર કરતા કેટલેક દહાડે ઇરાન જઇ પહોંચ્યા. જ્યારે સરફરાજ ફરામરજ અને નામદાર બરજો એ બેઉના આવ્યાની ખબર પાકજાદ પાદશાહ કેખશરોને થઇ કે ગરદનફરાજ ફરામરજ અને નામવર બરજો એ બેઉ નામદારો એતેફાકથી આવે છે. તે ખબર સાંભલીને સેતાબ ઇરાની સરદારોને એસ્તેકબાલ મોકલ્યા. જ્યારે ઇરાની નામદારોએ પીલતન ફરામરજ અને નામદાર બરજો એ બેઉ પહેલવાનોને દીઠા ત્યારે સેજદો કરીને એક બીજા સાથી બગલગીરી કીધી અને ખુશાલી ભરેલાં દીલ સાથે પાદશાહ કેખશરોની દરગાહમાં આવ્યા. પછી પાદશાહ કેખશરોએ તેઓની સાથે બગલગીરી કરીને ખેર આફીઅતની ખબર પુછી. પછી બેહુ નામદારોએ પાદશાહની નજદીક પોતપોતાની હકીકત બેઆન કરીને કહી. તે સાંભલ્યાથી પાદશાહ ઘણો ખુશાલ થયો. પછી ફરમાવ્યું કે એક મજલેસ રોશન બેહેશતની ગીસાલ સમારે. પાદશાહનો એવો હોકમ સાંભલીને મજલેશ આરાસ્તા કીધી. પછી પાદશાહ કેખશરો, તેહમતન રૂસ્તમ, સર- ફરાજ ફરાંમરજ, નામવર બરજો, દલેર શામ, નામદાર ગેવ, સરફરાજ ગોદરજ, શાહજાદો ફરેબોરજ, દલેર રોહામ, પહેલવાન જંગેશાવરાન, ગીલાદનો ગુરગીન, દલેર બેજન, શાહજાદો ગોશતેહમ, એ તમામ સરદારોને પોતાની સાથે લઇ મજલેશમાં બેઠા. પછી પરીને ચેહેરેની રામશગરો ખુશ સરોદ ગાવા લાગી અને ગોલાબનાં રૂખશારાનાં શાકીઓએ શરાબની શુરોહી હાથમાં ધરી અને શરાબે કરીને મજલેશમાં સર્વ સરદારો પોતાનાં જીવને ખુશી કરતા હતા.



# ખુતનનાં પાદશાહ મેલાનશાહની બેટીને પેટે તમુર પેદા થયો અને આગ્યો રચનાં મેદાનમાં પાદશાહ અફ્રાસીઆબ સાથે તે વગેરે બીજો એહવાલ.



હવે એ દાસતાનનો કહેનાર શાયર કહે છે, કે ઇરાની સરદારોને મજલેશમાં બેઠેલા રહેવા દેઇને દેલાવર બરજોનો બેટો નામદાર તમુરનું દાસ્તાન કહું છું તે સાંભલ.

હવે પેલી તરફ જયારે ખોતનનાં પાદશાહ મેલાનશાહની બેટી હોમાયને નામદાર બરજોથી હમેલ રહયો અને તેને નવ મહીના પુરા થયા ત્યારે તેને જણવાનું દરદ પેદા થયું, અને તેને પેટે એક બેટો ખુબીમાં પુનમના ચાંદની મીસાલનો પેદા થયો. તેનું નામ મેલાનશાહે તમુર રાખ્યું. જયારે તે બેટો દસ વરસની ઉમરે પહોંચ્યો ત્યારે તેની જવાંમરદીની તારીફ તુરાનનાં પાદશાહ અફ્રાસીઆબે સાંભલી કે ખુતનના પાદશાહ મેલાનશાહની બેટીને પેટે એક બેટો પેદા થયો છે તેનાં જેવો બુલંદ કદનો અને જોરાવર બાજુનો ઇરાન અને તુરાનમાં બીજો કોઇ પહેલવાન જોરાવર નથી. તે ખબર સાંભલ્યાથી પાદશાહ અફ્રાસીઆબ ઘણો ખુશાલ થયો અને તેજ વખત પોતાના તુરકી લશકરમાંથી ચાલીસ હજાર લડાઇના કરનારા દલેરોને ચુંટી કાઢયા અને પોતાની સાથે કેટલોએક ગંજ ખજાનો તેમાં ઘણુ કરીને તમુરને વાસ્તે તોફો હદીઓ લઇને ખુતનની તરફ નીકલી ચાલ્યો.

હવે જયારે મેલાનશાહને ખબર થઇ કે પાદશાહ અફ્રાસીઆબ લશકર સાથે શહેરની તરફ આવી પહોંચ્યો તે ખબર સાંભલીને સેતાબ પોતાના અમીરો સાથે તેને એસ્તેકબાલ ગયો. પછી બેઉ પાદશાહ એક બીજાને જોઇને પીઆદા થયા અને બગલગીરી કરીને ખેર આફીયતની વાતો કરવા લાગા. પછી પાદશાહ અફ્રાસીઆબ મેલાનશાહનાં એવાનની તરફ આલ્યા અને એવાનમાં એક મજલેસ ખોરમ બહેશ્તની મીસાલ સમારી. પછી બેઉ પાદશાહ પોતાના અમીરો અને સરદારો સાથે તે મજલેસમાં ખુશી કરવા બેઠા અને માહતાબને ચેહેરેની રામસગરો ખુશ સરોદ ગાવા લાગી અને સાકી લોકો સુનાની સુરોહીમાં શરાબ લઇને દોર ફરવા લાગા. તેવામાં નામદાર તમુર શેરની મીસાલ મેલાનશાહની દરગાહમાં આવી પહોંચ્યો. તેનો દબદબો જોઇને મજલેસનાં તમામ લોકો અજબ થવા લાગા. પછી પાદશાહ અફ્રાસીઆબે તમુરનો હાથ પકડીને પોતાની જમણી બાજુએ સુનાની ખુરશી ઉપર બેસાડયો અને તેનાં બુલંદ કદ ઉપર સારી રવેશ નેગાહ કરીને દીલમાં ખુશાલ થયો અને સેતાબ હુકમ કીધો કે નામદાર તમુરને વાસ્તે સરપાવ લાવે. તે હુકમ સાંભલીને તેજ વખત સરપાવનો તમામ અસબાબ લાવી તમુરની નજદીક હાજર કીધો. તે મધે એક પોલાદનું બખતર તમામ હથીયારો સાથે અને ગોહરનાં જડાવની એક કોલાહ અને સુનેરી જીનના બસો ઘોડા અને એક હજાર સવાર તમુરની ખીદમતને વાસ્તે અને એક બુલંદ કદનો ઘોડો તમામ જરી સાજ સામાનો તમુરની સવારીને વાસ્તે એ વગેરે બીજો કેટલોક અસબાબ તમુરની નજદીક લાવી મેલ્યો. તમામ હદીઓ જોઇને મેલાનશાહ ઘણો ખુશી થયો. જયારે પાદશાહ અફ્રાસીઆબે મેલાનશાહને ખુશાલ મોંહથી જોયો ત્યારે તમુરને કહેવા લાગો કે એ નામદાર તમુર જો તું

મારી ખીદમતમાં રહે અને જાલનો રૂસ્તમ તથા તેનો બેટો ફ્રામરજ એ બેઉ મારા દુશ્મનોને કવી બાજુથી ખાકમાં નાંખે તો તારૂં સર જેહાનમાં બુલંદીએ પહોચે અને ઇરાન તથા તુરાનમાં તું સરફરાજ થાય. જયારે પાદશાહ અફ્રાસીઆબની જુબાનથી નામદાર તમુરે એવા સખુનો સાંભલ્યા ત્યારે તેને કહેવા લાગો કે એ ચીન માહાચીન તુરાન અને ખુતનના પાદશાહ હું તારા ફરમાનથી રહીને તારા રોશન તાલેનાં જોરથી જાલના બેટા રૂસ્તમ અને ફ્રામરોજ જાબુલીઓને અને તમામ ઇરાની સરદારોને પકડીને તારે હવાલે કરૂં અને ઇરાનનો મુલક તારાજ કરીને તારી મોરાદને બર લાવું. જયારે પાદશાહ અફ્રાસીઆબે તમુરની જુબાનથી એવા સખુનો સાંભલ્યા ત્યારે ખુશી થઇને તે ઉપર આફ્રીન કરી કહયું કે તું હમેશ જોરાવર બાજુ સાથે જીવજો અને હર જગો તારો મદદગાર પાક યજદાંન હોજો.

હવે અફ્રાસીઆબ પાદશાહને મેલાનશાહની દરગાહમાં દસ દહાડા ગુજર્યાં ત્યારે અગીયારમે દહાડે પોતાના લશકરનો પોસતપનાહ તમુરને કીધો. પછી મેલાનશાહથી રૂખસત માગીને રાહામાં કુચ કીધી અને બે મનજલ સુધી રાહામાં પાદશાહ અફ્રાસીઆબની સાથે મેલાનશાહ મુકવા ગયો. પછી પાદશાહ અફ્રાસીઆબ અને તમુર શાહઝાદાની રજા લઇને મીલાનશાહ ખુતનની તરફ પાછો ફર્યો અને પાદશાહ અફ્રાસીઆબ તમુરને લઇને ખુશી સાથે રાહામાં આગલ ચાલ્યો. જયારે પાદશાહ અફ્રાસીઆબ પોતાના લશકર સાથે કપચાક શહેરની નજદીક જઇ પહોંચ્યો કે જે શહેર પાદશાહ કેખશરોએ ગોરાજેહને સોંપ્યું હતું ત્યારે તે શહેરની નજદીક તુરાની લશકરે દેહેરા નાખ્યા અને પાદશાહ અફ્રાસીઆબે પોતાના બેટા સેદાને ફરમાવ્યું કે એક હજાર સવારો સાથે લશકરની પાસબાની કરે. તે હુકમ સાંભલીને સેતાબ જગોથી ઉઠી લશકરની નીગેહબાની કરવા બહાર નીકલ્યા.

પેલી તરફથી જયારે કપચાકનો સરદાર ગોરેજીઆની ટોલાનો પહેલવાન બુઢા ગોરાજેહને તુરકી લશકરનાં આવ્યાની ખબર પોહોંચી કે શેહેરની નજદીક તુરાની લશકર સાથે પાદશાહ અફ્રાસીઆબ મકાન કરી પડયો છે તેજ વખતે શીહા કપડાથી પોતાને સમારયો અને હથીઆર બાંધીને રાતને વખત શેહેરની બાહાર તલાયા માફક ફરવા લાગો અને તુરાની તલાયાની શોધ કાહાડીને તે તરફ ચોરની મીસાલ જઇ લાગો. જયારે શેદાની નજર ગોરાજેહ ઉપર પડી ત્યારે તેને પુછવા લાગો કે એ શીહા રાતને વખતે તુરાની લશકરમાં શું શોધવા આવ્યો છે. તે સાંભલીને ગોરાજેહ કહેવા લાગો કે હું એટલા વાસ્તે આવ્યો છું કે અફ્રાસીઆબનાં સરને તનથી જુદું કરીને તેની માહાતમમાં તને બેસાડું. એટલું કહીને સેતાબ મેઆનમાંથી તલવાર ખેંચી અને એક જખમ એવો મારયો કે શાહજાદા શેદાનાં ઘોડાનાં આગલા પગ કાપી નાખ્યા. તેણે કરીને શાહજાદો સેદો ઘોડા સાથે જમીન ઉપર પડયો. તેજ વખત દલેર ગોરાજેહે પોતાની કમનંદ શેદા ઉપર નાખી જેથી તેનું બદન બંધમાં આવ્યું. પછી તેને ખોહારીથી ખેંચતો પોતાના લશકરની તરફ નીકલી ચાલ્યો. હવે જયારે શાહજાદો શેદો ગોરાજેહનાં હાથ ઉપર ગીરફતાર થયો તેજ વખત તુરકી સવારો પાદશાહ અફ્રાસીઆબની નજદીક જઇને તમામ હકીકત તે શાહને બઆની કરી કહી. તે બીનાં સાંભલતાવાર તમુર ગુસ્સામાં આવ્યો અને પાદશાહને કહેવા લાગો કે એ નેકનાંમ પાદશાહ હમણાં હું તે જગો જઇને તે ઇરાની પહેલવાનની ગીરદ કાહાડી નાખું છું અને શાહજાદા શેદાને તેનાં

હાથમાંથી ખલાસ કરીને તારી નજદીક હાજર કરૂં. એટલું કહીને સેતાબ ઘોડા ઉપર સવાર થયો અને આદરગોસરપની મીસાલે ગોરાજેહની પછવાડે જઇ પોહોંચ્યો અને તેની મોકાબેલ થઇને રાહા બંધ કરી ઉભો. પછી પોકાર મારીને ગોરાજેહને કહેવા લાગો કે એ પહેલવાન તું શાહજાદાને લેઇને તારો જાન સલામત લેઇ જવા ચાહે છે તે કદી બનનાર નથી. જ્યારે તમુરને રાહા બંધ કરીને ઉભેલો ગોરાજેહ પહેલવાને દીઠો ત્યારે સેતાબ શેદાની રસી હાથમાંથી પડતી મેલીને પોતાનો ઘોડો તમુરની મોકાબેલ જોહોંકાવ્યો અને તેની નજદીક જઇને કહેવા લાગો કે એ ઉંધા બખતનાં પહેલવાન તારી કમબખતીએ તને મારી મોકાબેલ લાવી ઉભો કીધો છે. તું જાણુતો નથી કે અફ્રાસીઆબનાં બેટાનો હદીઓ હું મારા પાકજાદ પાદશાહ કેખશરોની નજદીક લઇ જાવું છું, કાંય જે અફ્રાસીઆબ તું જેવા કેટલાએક નોજવાનોને લાવી પીલતન રૂસ્તમનાં હાથ ઉપર તેઓને જાંનથી બેજાન કરાવે છે. હવે તારી કમબખતીએ જોર વધારે કીધું છે કે જેથી તું બી તે નામદારનાં હાથ ઉપર વાર જીવનો થઇ પડશે. જ્યારે ગોરાજેહની જુબાનથી એવા મગરૂરી ભરેલા સખુનો સાંભલ્યા ત્યારે ગુસ્સામાં આવીને તેને કહયું કે એ મકર ભરેલા પહેલવાન તારી તેઝ જુબાનને તારા મોહમાં બંધ રાખ અને એ શાહજાદાને મારે હવાલે કર. અગરજો તું એ શાહાજાદાને મારે હવાલે નહી કરશે તો હમણાં તારા સરને મારી ચુંગાલથી ઉખેડી નાખીશ. તમુરની જુબાનથી એ સખુન સાંભલીને ગોહાજેહ પહેલવાને પોતાનો નેજો તમુરનાં સીનામાં મારીયો. નામદાર તમુરે તેનો નેજો પોતા ઉપર આવતો જોઇને સેતાબ તે નેજાને પોતાની ચુગાલમાં પકડયો અને બીજે હાથે બુઢા ગોરાજેહને એક તમાચો એવા જોરથી માર્યો કે તેજ વખતે ગોરાજેહ બેહોશ થઇ જમીન ઉપર બેઅખતીઆર થઇ પડયો. પછી નામદાર તમુરે શાહાજાદા શેદાને બંધથી ખલાસ કરીને પાદશાહ અફ્રાસીઆબની નજદીક લાવી હાજેર કીધો.



## ખબર પહોંચી પાદશાહ કેખશરોને અફ્રાસીઆબ સાથે તમુરનાં આવ્યાની અને રવાનાં કીધો દલેર બેજનને તુરાની લશકરની તરફ તે હકીકત.



હવે પેલી તરફ જયારે ગોરાજેહ પહેલવાન પાછો પોતાનાં હોશમાં આવ્યો ત્યારે સર ઉઠાવીને આસપાસ જોવા લાગ્યો અને સેતાબ પોતાનાં ઘોડા ઉપર પાછો સવાર થઇને પાદશાહ કેખશરોની તરફ નીકલી ચાલ્યો. જ્યારે બુઢો ગોરાજેહ પાદશાહની દરગાહમાં જઇ પહોંચ્યો ત્યારે તખતને બોશો દઇને પાદશાહને દુવા કીધી. તેને જોઇને પાદશાહે પુછ્યું કે એ નામદાર કપચાકનો મુલક મુકીને તને એ જગો આવવું કેમ થયું. એ સખુન સાંભલીને ગોરાજેહ પહેલવાને શેદાને પકડયો અને તમુરે તમાચો મારયો તેથી પોતે બેહોશ થઇ પડયો તે સર્વે બ્યાન કરીને કહયું. પછી તમુરનાં બાબમાં તેની મરદાંનગી અને કવી બાજુની ઘણી તારીફ કરવા લાગો. તે સખુન સાંભલીને દલેર બેજન તેને કહેવા લાગો કે એ નામ-

દાર ગોરાજેહ આજ રોજે ગોદરેજીઆની ટોલાનાં નામને તેં શરમમાં નાખ્યું છે. કાંય જે જેહાં પહેલવાન રૂસ્તમ, સરફરાજ ફરામરજ, શેરનો પકડનાર બરજો અને બીજા તમામ ઇરાની સરદારોની દરમેઆન તને કંઇ શરમ નથી, કે એક છોકરાની તું એટલી તારીફ કરે છે. જયારે દલેર બેજનથી એવા સખુન ગોરાજેહ પહેલવાને સાંભળ્યા ત્યારે ગુસ્સામાં આવીને તેને કહેવા લાગો કે એ નોજવાંન જયારે તે પહેલવાન એ જગો આવીને પોતાનો હમનબરદ તલબ કરે તે વખત તેનાં મેદાનમાં જઇને તેનાં જોરને તું અજમાવે ત્યારે તને તેની મરદાનગી માલુમ થશે. એ સખુન સાંભલીને બેજને ગોરાજેહને ધમકાવ્યો અને પાદશાહને કહેવા લાગો કે એ નામદાર પાદશાહ જો તારો હોકમ હોય તો હું લશકર સાથે તે તરફ જઇને જોવું કે એવી મરદાનગી રાખનાર કોણ છે. બેજનથી એ સખુન સાંભલીને પાહશાહ કેખશરોએ તેને રજા આપી અને કહયું કે તારો મદદગાર પાક પરવરદેગાર હોજો. જયારે જેહાંદાર પાદશાહની જુબાનથી બેજને એવો હોકમ સાંભલ્યો ત્યારે સેતાબ મજલેસમાંથી ઉઠી બાહાર આવ્યો અને ઇરાની લશકરમાંથી તલવારનાં મારનાર દશ હજાર સવારોને ચુંટી કાહાડીને પોતાની સાથે લીધા અને સેતાબીથી તુરકી લશકરની મોકાબેલ આવી પહોંચ્યો.



## લડાઈ કીધી બેજને તમુર સાથે અને ગીરફતાર થયો બેજન તેનાં હાથ ઉપર તે હકીકત.



જયારે બેજનનાં આવ્યાની ખબર પાદશાહ અફરાસીઆબને થઇ કે દશ હજાર ઇરાની સવારો સાથે બેજન આવી પહોંચ્યો છે ત્યારે તે ખબર સાંભલીને અફરાસીઆબ બોલવા લાગો કે એ નામદાર તમુર દલેર બેજન મગરમછની મીસાલનો પહેલવાન છે. તે તારી લડાઇમાં આવ્યો છે. વારતે તને તે નામદારની લડાઇમાં હોશીઆરીથી લડવું જોઇશે. જયારે તમુરે બેજનની દલેરીની તારીફ સાંભલી ત્યારે તેજ વખત તે ઉઠી ઉભો થયો અને પાદશાહ અફરાસીઆબને સેજદો કરીને કહેવા લાગો કે એ બુલંદ તાલેનાં પાદશાહ તારો હોકમ હોય તો હું બેજનની મોકાબેલ જાઉ અને તેનાં બેહુ હાથ બાંધીને તારી દરગાહમા લાવું. તમુરની જુબાનથી એવો સખુન સાંભલીને પાદશાહ ઘણો ખુશી થયો અને તમુરને દુવા કરી કહેવા લાગો કે એ નોજવાન પહેલવાન અગરજો બેજનને તું પકડી લાવે તો હુ એમ જાણું કે દરીઆવમાંથી મગરમછ પકડી લાવ્યો. પાદશાહનો એવો હોકમ સાંભલીને તમુર દરગાહમાંથી બાહાર આવ્યો અને તુરાની દશ હજાર સવારોને પોતાની સાથે લઇને બેજનની મોકાબેલ આવ્યો. હવે જયારે પાદશાહ કેખશરોની તરફથી દલેર બેજન તુરકી લશકરની તરફ જતો હતો, અને અફરાસીઆબની તરફથી નામદાર તમુર બેજનની મોકાબેલ આવતો હતો ત્યારે તેઓને રાહાના દરમેઆનમાં એક બીજા સાથે મેલાપ થયો. જયારે તે બેહુ નામદારો એક બીજાની મોકાબેલ થયા ત્યારે બેઉએ પોતપોતાનાં લશકરની સફ સમારી. પછી નામદાર તમુર પોતાનો ઘોડો જેહાંકાવીને મેદાનમાં આવ્યો અને પોકાર મારીને બેજનને પોતાનો હમનબરદ બોલાવ્યો.

બેજને તમુરને એ રવેશ મેદાનમાં જોઇને ગુસ્સામાં આવ્યો અને સેતાબ પોતાનાં ઘોડા ઉપર સવાર થઇને તમુરની મોકાબેલ આવી ઉભો અને તેને કહેવા લાગો કે એ ઉંધે બખતનાં તુરકી તું પોતાને પગે ચાલીને શેકારી શેરની ચુંગાલમાં આવ્યો છે. તેથી તારી જનનારીને તારી ઉપર રડવું પડશે. એ પહેલવાન તું જાણુતો નથી કે તુરકી અફ્રાસીઆબ તારા જેવા નોજવાન છોકરાઓને ફરેબ દઇને તેઓનાં જાંન નાહક પીલતન રૂસ્તમનાં હાથ ઉપર બરબાદ કરાવે છે. તું જો કે હમગ્ગાં તારા બેહુ હાથ બાંધીને મારા પાદશાહ કેખશરોની નજદીક લઇ જાઉં. જ્યારે બેજનને મોહથી નામદાર તમુરે એવા સખુનો સાંભલ્યા ત્યારે ગુસ્સાથી કહયું કે એ બુરી અકલનાં જો તું મરદાનગી રાખતો હોય તો એ મેદાનમાં હુનર દેખાડ. હમણાં તને એ મેદાનમાં ઓરતની મીસાલ બાંધીને મારા પાદશાહ અફ્રાસીઆબની નજદીક લઇ જાવું કે ફરીથી ચીતાની લડાઇમાં સર નહી ઉઠાવે. તમુરની જુબાનથી એવા સખુન સાંભલીને નામદાર બેજન ગુસ્સામાં આવ્યો અને પોતાનો નેજો ઉઠાવી તમુરનાં સીનામાં મારીયો તેને જોઇને તમુરે પોતાનો નેજો બેજનની કમર ઉપર નાખ્યો. એ મીસાલે તે બેહુ નામદારો એક બીજા ઉપર નેજા મારવા લાગા. તેઓનાં નેજાની નોકે કરીને તે બેહુ નામદારોનાં બખતરો ચારનીની મીસાલે સુરાખદાર થયાં. જ્યારે તે બેહુ પહેલવાનોનાં નેજાઓની નોક બુઠી થઇ ત્યારે ભારી ગોરજો ઉપર હાથ નાખ્યા. દેલાવર તમુરે સેતાબ પોતાનો ભારી ગોરજ ઉઠાવી બેજનને કહયું કે એ લડાયક પહેલવાન હવે એક જખમ તું મારા ગોરજનો સંભાલ. તમુરનું એટલું કહેવું કે બેજને સેતાબ પોતા ઉપર ઢાલ પકડી. તેજ વખતે જવાં મરદ તમુરે એક જરબ તેનાં સર ઉપર માર્યો તે ગોરજનાં ભારી જરબથી બેજનનો હોશ બાખતે થયો. પછી સેતાબ બેજને પોતાનો ગોરજ ઉઠાવી તમુર ઉપર માર્યો એ રવેશ બેઉ નામદાર એક બીજા ઉપર ગોરજો મારવા લાગા તેઓનાં ગોરજોનાં અવાજથી તે મેદાન ગોએઆ લોહારના બાજારની મીસાલ થયું. જ્યારે તેઓનાં ગોરજનાં દસ્તા વાંકા વળી ગયા ત્યારે ગોરજને હાથમાંથી મુકીને દલેર તમુરે બેજન ઉપર કમંનદ નાંખી. પછી બેહુ પહેલવાનો એક બીજાને ખેંચવા લાગા અને તેઓએ એક બીજા ઉપર એટલો જોર કીધો કે તેઓની કમંનદ તુટી ગઇ તોપણુ કોઇ સવાર પોતાની મુરાદે પોહાંચ્યો નહી. પછી દલેર બેજને સેતાબ ચુગાલ મારીને તમુરનો કમરબંદ પકડયો. તેને જોઇ નામદાર તમુરે પોતાની ચુગાલ બેજનનાં કમરબંદ ઉપર નાંખી. પછી બેહુ પહેલવાનો એક બીજાને જીન ઉપરથી ઉઠાવી લેવાની કોશેશ કરવા લાગા. તેવામાં દલેર તમુરે એક જોર એવો કીધો કે દલેર બેજનને ઘોડાનાં જીન ઉપરથી ઉઠાવી જમીન ઉપર માર્યો અને સેતાબ તેનાં હાથ બાંધીને અફ્રાસીઆબની નજદીક લઇ ગયો અને પાછો આવીને ઇરાની લશકર ઉપર જઇ પડયો. જ્યારે ઇરાની સવારોએ પોતા ઉપર વગર સરદારે એવો મામલો દીઠો ત્યારે લગામ ફેરવીને નાસવા લાગા. જ્યારે ઈરાની લશકર તમુંરથી પરાગંદેહ થયું ત્યારે પાછો ફરીને પાદશાહ અફ્રાસીઆબની દરગાહમાં આવ્યો. તેજ વખતે તુરકી પાદશાહે તેને પોતાની જમણી બાજુએ બેસાડયો. પછી ફરમાવ્યું કે સુફરો તઇઆર કરે. તે હોકમ સાંભલીને ખાનું હાજર કીધું. પછી પાદશાહ અફ્રાસીઆબ પોતાનાં તમામ સરદારોને સાથે લઇને ખાનાં ઉપર બેઠો. જ્યારે ખાનું ખાધાથી ફારેગ થયો ત્યારે શરાબોનો દોર ફરવા લાગો. એ મીસાલ તમામ રાત શરાબ પીધામાં ગુજરી. જ્યારે બાંમદાદનો વખત

થયો ત્યારે પાદશાહ અફ્રાસીઆબ પોતાનો પાદશાહી લેબાસ પહેરીને તખત ઉપર જઇ બેઠો અને સરવે તુરાની પહેલવાનો પોતપોતાની જગો ઉપર બીરાજ્યા. તેવામાં એક જાશુશ દોડતો પાદશાહ અફ્રાસીઆબની દરગાહમાં આવ્યો અને તખતને બોસો દેઇ કહેવા લાગો કે ઇરાનની તરફથી પાદશાહ કેખશરો ભારી લશકર સાથે ચાલ્યો આવે છે.



## આવી પહોંચ્યો પાદશાહ કેખશરો જાબુલી પહેલવાનોને લઇને તમામ ઇરાની સરદારો સાથે તે વગેરે બીજો એહવાલ.



જયારે તે જાશુશને મોહથી પાદશાહ અફ્રાસીઆબે એવા સખુનો સાંભલ્યા ત્યારે દલેર તમુરની તરફ નેગાહ કરીને કહેવા લાગો કે એ નામદાર પહેલવાન આપણુ એક ઉંચી જગો ઉપર ચડીને ઇરાની લશકરનો તમાશો જોઇએ. એટલું કહીને પાદશાહ અફ્રાસીઆબ તમુરને પોતાની સાથે લઇ એક ઉંચો ટેકડો હતો તે ઉપર જઇ ઉભો. તેવામા વેશેનો પીરાન બીજા તુરાની પહેલવાનો સાથે પોતાનાં પાદશાહની નજદીક તમાશો જોવા જઇ ઉભા. અને તેઓ ઇરાની લશકરની બાબદમાં ગોફતેગો કરતા હતા તેવામાં જંગલની તરફથી એક ગેરદ ઉઠી તેમાંથી પહેલવાન રોહામ અને દલેર જંગેહસાવરાન નોદરી,લશકર સાથે આવી પહોંચ્યા. પછી તેની પછવાડે બીજી એક ગીરદ નજર આવી તેમાંથી ગોદરેજીઆની લશકર બહાર નીકલી આવ્યું.

જયારે નોદરી અને ગોદરેજીઆની એ બેહુ લશકર આવી પહોંચ્યાં ત્યારે પછી એક ત્રીજી મરતબે જંગલની તરફથી ગીરદ નજર આવી તેમાથી જાબુલી લશકર નજર આવ્યું. તેની હરોલમાં અજદાહપેકર ઝુન્દો ઉડતો હતો અને બસો ઘોડા જરી જીન સાથે હરોલમાં આગલ ચાલતા હતા. તેની પછવાડે તાજબખશ રૂસ્તમે બબરેએઆન પહેરીને તે ઉપર પાદશાહ જમશેદનો કમરબંદ બાંધીને અને રખશ ઉપર સવાર થઇને હરોલમાં ચાલતો હતો. તેની પછવાડે તમામ ઇરાની સરદારો ચાલતા હતા. તેને જોઇ અફ્રાસીઆબે એક સરદ હાએ મારીને પોતાનું દેલ દરદ ભરેલું કીધું. જયારે પાદશાહ અફ્રાસીઆબે જેહાંનના પાદશાહ કેખશરોની સવારી પોતાની નજરે દીઠી કે ગાવપેકર ઝુન્દો તેની હરોલમાં ઉડે છે અને શેરદેલ ફરાંમરજ તથા નામદાર બરજો પાદશાહની જમણી બાજુ ઉપર અને ડાબી તરફ શાહજાદો તુસ અને સરપરાજ ગોદરજ ચાલતા આવે છે ત્યારે તેનો એવો દબદબો જોઇને પાદશાહ અફ્રાસીઆબ દલગીર થયો અને મોહ જરદ કરીને તે ટેકડા ઉપરથી નીચે ઉતરી તુરાની સરદારો સાથે પોતાનાં લશકરમાં ગયો. જયારે જેહાંદાર પાદશાહ કેખશરો આવી પહોંચ્યો ત્યારે દેહેરામાં જઇને એક ખાસ મજલેસ સમારી અને તમામ પહેલવાનો સાથે પાદશાહ તે મજલેશમાં બેઠો અને તમામ રાત શરાબ પીવાથી ખુશાલીમાં ગુજારી.

હવે જયારે રોશન આફતાબે જરી બીછાનું બીછાવ્યું અને જેહાનથી સીહા પરદો ઉઠાવી નાખ્યો ત્યારે બેહુ લશકરમાંથી નગારાના અવાજ જારી થયાં અને દલેર સવારો

ઘોડા ઉપર જીન માંડીને ઝીનાનાં કમરબંદ કમર ઉપર બાંધ્યાં. ઇરાની લશકરમાં પાદશાહ કેખશરો બામદાદનાં તુરની મીસાલનાં સબરંગબેજાર ઘોડા ઉપર સવાર થઇને લશકરની કલબગાહમાં જઇ ઉભો અને તેની જમીન તરફ જેહાં પહેલવાન રૂસ્તમ પોતાનાં જાણુલી લશકરની સફ ખેંચી ઉભો અને ડાબી તરફ શાહજાદો તુશ અને સરફરાજ ગોદરજ સફ સમારી ઉભા. જ્યારે પાદશાહ અફ્રાસીઆબે એ રવેશ ઇરાની લશકરનો હુબદબો દીઠો ત્યારે પોકાર મારી પીરાનને કહયું કે એ દાનાઇ ભરેલા પીરાન સેતાબીથી આપણાં લશકરની સફ સમારે. તે હોકમ સાંભલીને તેણે તુરાની લશકરની સફ ખેંચી અને પાદશાહ અફ્રાસીઆબ લશકરની કલબગાહમાં જઇ ઉભો. તેવામાં જંગલની તરફથી એક ભારી ગીરદ નજર આવી તેની હરોલમાંથી એક સવાર મોહપર નીકાબ નાખેલો મેદાનમાં આવી પહોચ્યો કે જેણેબી તેજ વખત પોતાનાં લશકરની સફ ખેંચી.

હવે જ્યારે તે મેદાનમાં ત્રણે લશકરો પોતપોતાની સફ ખેંચીને તઇઆરીમાં ઉભા ત્યારે નાગેહાન એક ચોથી ગીરદ જંગલની તરફથી ઉઠી. તે ગીરદમાંથી ચોરની ખાસીઅતનો એકદરત માજીનદરાની લશકર સાથે નીકલી આવ્યો. તેને લશકર સાથે આવેલો જોઇને પાદશાહ અફ્રાસીઆબે પોતાનો ઘોડો તેની તરફ જોહોંકાવ્યો અને નજદીક જઇને તેને કહેવા લાગો કે એ નામદાર પહેલવાન તને એ મેદાનમાં આવવું કેમ થયું. તે સખુન સાંભલીને એકદરતે અફ્રાસીઆબને જવાબ દીધો કે એ નામદાર પાદશાહ એ જગો હું એટલા વાસ્તે આવ્યો છું કે તારા રોશન તાલેના જહલકાટથી રૂસ્તમનાં સરને ખાક ઉપર નાખું અને પાદશાહ કેખશરોને કતલ કરીને ફરાંમરજ અને બરજો એ બેહુ સરકસ પહેલવાનોને સુળી ઉપર ચહડાવું. એટલું કહીને સેતાબ પાદશાહ અફ્રાસીઆબની સાથે નામદાર તમુરની નજદીક ગયો.

હવે જ્યારે જેહાં પહેલવાન રૂસ્તમે નાપાક એકદરતને મેદાનમાં આવેલો જોયો ત્યારે ગુસ્સામાં આવીને પોતાનાં પહેલવાનોને કહેવા લાગો કે એ નામદાર લોકો તમારી બીહોશી અને ગફલતીની ખુમારીથી મને વારેઘડીએ મેહેનત ખેંચવી પડે છે. તમો જુઓ કે નાપાક એકદરત આપણાં બંધમાંથી નાસી ગયો અને હમણાં માજીનદરાંની લશકર સાથે પાછો આવી સરકસીથી આપણી મોકાબેલ લડાઇ ઉઠાવી ઉભો છે. એવા ગોફતેગોમાં પીલતન પહેલવાન હતો તેવામાં નામદાર તમુરે પોતાનો ગુલરંગ ઘોડો મેદાનમાં જોહાંકાવ્યો.



## આવ્યો તમુર મેદાનમાં અને તેની મોકાબેલ ગુરગીન જઇને નાસી આવ્યો તેનાં મેદાનમાંથી તે હકીકત.



હવે ઇરાની લશકરમાંથી જ્યારે મીલાદનાં ગુરગીને તમુરને મેદાનમાં આવેલો દીઠો ત્યારે પોતાનો ઘોડો તેનાં મેદાનમાં જોહોંકાવ્યો અને તેની મોકાબેલ જઇને તેને કહેવા લાગો કે એ બદ તાલેનાં તુરકી હમણાં મારી તલવારે કરીને તારા સરનો બોજો તારા તન ઉપરથી ખાંકમાં ફેંકી દેઉ અને તારી માહતમમા તારા તુરાની અંજુમનને બેસાડું અને મારા તીરે કરીને તારા બેહુ દીદા સીવી લેવું. એ મીસાલે સખુનો બોલતો અને ઘોડાને હરતરફ દોડાવતો જ્યારે તમુરે તેને જોયો ત્યારે બેઅખતીઆર હસવા લાગો. પછી તેને કહયું કે એ બુઢા મરદ ઇરાનીઓની દરમ્યાંન તારૂં નામ શું છે. તમુરની જુબાનથી એ સખુન સાંભલીને ગુરગીન બોલવા લાગે કે એ નોજવાન બેટા તારી નોજવાની ઉપર મને મેહેરબાંનગી આવે છે વાસ્તે સેતાબ પેઆદો થઇને મારી રેકાબને બોસો દે કે જેથી મારા હાથથી તારો જાંન સલામત રહે. જ્યારે નામદાર તમુરે બુઢા પહેલવાનને ઘણું બોલતો જોયો ત્યારે ફરીથી બજીદ થઇને તેને પુછવા લાગો કે એ બુઢા મરદ તારી જુઠી વાતોથી હું બેજાર છું. વાસ્તે સેતાબ તારૂં નામ મારી નજદીક જાહેર કર અગરજો મારી નજદીક બોલીને નહી કહેશે તો તારા દીલમાં ઓરતો રહી જશે. ગુરગીને એ સખુન સાંભલીને કહયું કે એ છોકરા તેં ચીતાની લડાઇ જોઇ નથી. તારા કાનમાં મીલાદનાં ગુરગીનનું નામ પહોંચ્યું નથી તો હવે તું હોશીઆર થઇને સાંભલ. એટલું કહીને તમુર ઉપર તીરોનો વરસાદ વરસાવવા લાગો. જ્યારે ગુરગીનની એવી લડાઇ તમુરે જોઇ ત્યારે ગુસ્સામાં આવીને ભારી ગોરજ ઉઠાવ્યો. જ્યારે મીલાદનાં ગુરગીને તમુરને ગોરજ સાથે પોતા ઉપર હુમલો કરી આવતો દીઠો તેજ વખત પોતાની લગામ ઇરાની લશકરની તરફ ફેરવી અને પોતાનાં જીવની દેહેશ-તથી પવનની મીસાલે ઘોડો નખાવતો ઇરાની લશકરમાં નાસી આવ્યો.



## લડાઇ કીધી દલેર ગેવે તમુર સાથે અને ગીરફતાર થયો ગેવ તમુરનાં હાથ ઉપર તે હકીકત.



હવે જ્યારે મીલાદનો ગુરગીન તમુરનાં મેદાનમાંથી નાસીને ઇરાની લશકરમાં જઇ ભરાયો તેને જોઇને તમુર પોકાર મારી કહેવા લાગો કે મારો હમનબરદ રૂસ્તમ સેતાબ મારા મેદાનમાં આવે. એ સખુન સાંભલીને દલેર ગેવે સેતાબ પોતાનો ઘોડો તેનાં મેદનમાં જોહો-કાવ્યો અને પોકાર મારીને તેને કહેવા લાગો કે એ બરગસ્તે બખતનાં તુરકી હમણાં તારા નામને દુનીઆથી નાબુદ કરૂં અને તારા કામ ઉપર અફરાસીઆબને જારી કરવા બેસાડું. તું જાણતો નથી કે સરફરાજ ગોદરજનાં બેટા દલેર ગેવની ચુંગાલથી કોઇ પોતાનો જાંન સલામત લઇ ગયો નથી. એ સખુન સાંભલીને તમુર ગુસ્સામાં આવ્યો અને પોતાનો

ભારી ગોરજ ઉઠાવીને ગેવને કહયું કે એ દલેર હમણાં મારા ગોરજનો જરબ સંભાલ. એટલું કહીને જોરથી ગેવનાં શર ઉપર મારયો તેનો જરબ ઢાલ ઉપર રદ કરીને દલેર ગેવે પોતાનો ગોરજ તમુરનાં સર ઉપર મારયો એ રવેશ બેહુ દેલાવરો એક બીજા ઉપર ગોરજોનાં જખમ કરવા લાગા અને તેઓના બેસુમાર ગોરજો મારવાથી બેહુ દેલાવરોની બાજુ આજેજ આવી અને ગોરજોના રૂરતા કમાનની મીસાલે વાંકા થયા. પછી ગોરજની લડાઇથી હાથ ઉઠાવીને એક બીજાનાં કમરબંદ પકડયા અને એક બીજા ઉપર એટલો જોર કીધો કે તેથી તેઓના ઘોડા આજેજ થઇ ગયા. જયારે તે બેહુ દેલાવરોનાં ઘોડા આજેજ આવ્યા ત્યારે નામદાર તમુર સેતાબ કુદીને જમીન ઉપર ઉભો તેને જોઇને દલેર ગેવબી પીઆદો થયો. પછી બેહુ પહેલવાનો કુસ્તીની ધરપકડ કરવા લાગા. જેથી કરીને નામદાર તમુરનો ગુલરંગ ઘોડો ચોકીને ઇરાની લશકર તરફ નાસવા લાગો. તેને નાસતો જોઇને સેતાબ ઇરાની સવારોએ તેને પકડી તેહમતનની નજદીક લઇ ગયા.

હવે લડાઇનાં મેદાનમાં જયારે બેહુ પહેલવાનો કુસ્તીનાં હુનરમાં લપટાઇ ગયા ત્યારે એક બીજા ઉપર સખત જોર કરવા લાગા અને કોશેશ કરીને એક બીજાને જમીન ઉપરથી ઉઠાવવા લાગા, તેવામા તમુરે એક જોર એવો કીધો કે દલેર ગેવને ઉઠાવીને જમીન પર માર્યો અને તેની બેહુ બાજુ બાંધીને પાદશાહ અફ્રાસીઆબની નજદીક લઇ ગયો. પછી પાદશાહને કહેવા લાગો કે એ નામદાર પાદશાહ આજ રાતનાં હું ઇરાની લશકરમાં જાઉ અને મારા ગુલરંગ ઘોડાને પાછો મારા હાથમાં લાવુ. જયારે ચોર એકદસ્તે તમુરની જુબાનથી એવા સખુન સાંભલ્યા ત્યારે બોલવા લાગો કે એ નેકબખત પહેલવાન આજ રાતનાં હું તારો હમરાહ થાઉ અને આપણુ બન્ને જણાં એતેફાકથી ઇરાની લશકરમાં જઇને રૂસ્તમનો રખશ અને તારો ઘોડો એ બેહુને ચોરી લાવીએ. કાંય જે રૂસ્તમને રખશથી જોર ઘણું છે. જો તેનો રખશ આપનાં હાથમાં આવે તો તું એમ જાણ કે તે બુઢીઆ ઓરતની મીસાલે એવાનમાં બેસીને પોતાની હઇઆતીનાં બાકી દાહાડા ગુજારશે અને તેની લડાઇનો છેડો આવશે. જયારે નામદાર તમુરે એકદસ્તની જુબાનથી એ હકીકત સાંભલી ત્યારે ખુશી થઇને તે ઉપર દુવા કીધી. જયારે શીહા રાત એક પોહોર ગુજરી ત્યારે એકદસ્ત તમુરને સાથે લઇને પાદશાહ અફ્રાસીઆબની નજદીક ગયો અને તેને કહેવા લાગો કે એ પાદશાહ તારો હોકમ હોય તો આજ રાતનાં હમો બેહુ પહેલવાનો ઇરાની લશકરમાં જઇને રૂસ્તમનો રખશ તમુરનાં ગુલરંગ ઘોડા સાથે ચોરી લાવીએ કે જેથી એ તમામ લડાઇનો ફેશાદ બર તરફ થાય. એકદસ્તની જુબાનથી એવી તદબીરનાં સખુન સાંભલીને અફ્રાસીઆબ દીલ સાથે ઘણો ખુશી થયો. પછી એકદસ્તે પોતાને શીહા કપડાંથી સમારીને બેહુ પહેલવાનો ઇરાની લશકરની તરફ બેદેહસ્ત નીકલી ચાલ્યા.



# ચોરી ગયો એકદસ્ત રૂસ્તમનાં રખશને અને ખલાસ કીધા ફરાંમરજે ગેવ અને બીજનને તુરાની લશકરમાંથી તે વગેરે બીજો એહવાલ.



હવે નામાનો લખનાર શાએર કહે છે કે એકદસ્ત અને તમુર એ બેહુને રાહામાં રાખીને ફરામરજનું બએઆંન કર. જયારે દાદ અને દીનનો પાદશાહા કેખશરો પોતાનાં તખત ઉપર જઇ બેઠો ત્યારે મીજલશ સમારીને તમામ પહેલવાનો સાથે ખાનુ ખાવા મશગુલ થયા અને ખાનાથી ફારેગ થઇને શરાબ નોશ કરવા લાગા. પછી જેહાદાર પાદશાહ કેખશરોએ ફરમાવ્યું કે એક પહેલવાન તુરાની લશકરમાં જઇને ગેવ અને બેજન એ બેહુ બાપ બેટાને બંધથી ખલાસ કરીને મારી નજદીક લઇ આવે: તે હોકમ સાંભલીને શેરદેલ ફરામરજ સેતાબ ઉઠી ઉભો થયો અને પાદશાહની રજા લઇને મજલેસમાંથી બાહાર આવ્યો અને પોતાના ઘોડા ઉપર સવાર થઇને તુરાની લશકરની તરફ નીકલી ચાલ્યો.

હવે પેલી તરફ જયારે એકદસ્ત અને તમુર ઇરાની લશકરમાં દાખલ થઇને પીલતન પહેલવાનનાં એસતેબલ ખાનાં આગલ જઇ પોહોંચ્યા ત્યારે તે જગોનાં ચોકીબાન લોકોને મારી નાખીને એસ્તેબલખાનામાં દાખલ થયા અને એક તરફથી તકાવર રખશ ઉપર એકદસ્ત સવાર થયો અને બીજી તરફથી ગુલરંગ ઘોડા ઉપર તમુર બેઠો અને તે જગોથી બાહાર આવીને સેતાબ ઉગટ રાહે નીકલી ચાલ્યા. તેઓના રાહા દરમેઆન રોહાંમ તલાયો તેઓને મલ્યો. તેણે જોયું કે બે સવાર ઇરાની લશકરની તરફથી ચાલ્યા આવે છે. પછી સેતાબ પોતાનો ઘોડો તે સવારોની તરફ દપટાવ્યો અને નજદીક જઇને તેઓની રાહા બંધ કરી ઉભો. જયારે એકદસ્તે રોહાંમથી એવો મામલો દીઠો ત્યારે તેને કહયું કે એ બરગશતે બખતનાં તું મને પીછાંનતો નથી કે દલેર એકદસ્ત તકાવર રખશ ઉપર સવાર થએલો છું. એટલું કહીને સેતાબ જમીન ઉપરથી એક પથર ઉઠાવ્યો અને તેનાં સર ઉપર એવો જોરથી માર્યો કે તેજ વખત બીચારો રોહાંમ બેહોશ થઇને જમીન ઉપર પડયો. પછી બેહુ પહેલવાનો તે જગોથી સેતાબ આગલ નીકલી ચાલ્યા.

હવે પેલી તરફ જયારે શેરની હીમતનો ફરામરજ તુરકી લશકરની તરફ ચાલ્યો ત્યારે અંદર દાખલ થઇને પાદશાહ અફરાસીઆબનાં દહેરાની તરફ જઇ પોહોંચ્યો અને દુરથી છુપ્યો રહીને મજલેશનો તમાસો જોવા લાગો. તેવામાં અફરાસીઆબે ફરમાવ્યું કે એક દલેર જઇને ઇરાની બંધવાઓને મારી નજદીક લઇ આવે. તે હોકમ સાંભલીને એક તુરકી પહેલવાન તે મજલેશમાંથી સેતાબ બાહાર આવ્યો અને સવાર થઇને બંધીખાનાંની તરફ ચાલ્યો. તેની પછવાડે શેરમરદ ફરાંમરજ છુપ્યો જઇને તેના આવવાની રાહા બંધ કરી ઉભો. જયારે તુરકી પહેલવાનને બંધવા સાથે પાછો આવતાં ફરામરજે દીઠો ત્યારે સેતાબ તેની નજદીક જઇને એક મુકી તેનાં મગજમાં એવી જોરથી મારી કે તેજ વખત તે પહેલવાન બીચારો થઇને ખાક ઉપર પડયો. પછી સેતાબ દલેર ગેવ અને નામદાર બેજન એ બેઉ પહેલવાનોને બંધથી છુટા કરીને તે જગોથી તેઓ સાથે ઇરાની લશકરનો રસ્તો પકડયો. જયારે રાહામાં ચોર એકદસ્તે શેરની હીમતનાં ફરાંમરજને દીઠો ત્યારે તમુરને એશારત કરીને

પોતે ઉગટ રસ્તે નીકલી ચાલ્યો. તમુરે જોયું કે ફ્રામરજ બેહુ પહેલવાનોને છોડવી લઇ જાએ છે તેજ વખતે દેલાવર તમુરે પોતાનો ઘોડો ફ્રામરજની તરફ જોહોંકાવ્યો અને ચાહ્યું કે બેહુ પહેલવાંનોને મારી નાખે. તેવામાં એક ગોરજ ફ્રાંમરજે તમુરનાં સર ઉપર એવો જોરથી માર્યો કે તમુરની નજદીક જેહાન અનધારી થઇ અને તેનો હોશ બાખતે થયો. પછી તમુરે પોતાનો ગોરજ ઉઠાવીને ફ્રાંમરજ ઉપર જોરથી માર્યો તેનો જરબ આવતો જોઇને સેતાબ પોતાનાં ઘોડાને કુદાવી જગોથી દુર થયો જેથી કરીને તમુરનો જરબ ખાલી ગયો. એવી દલેરી ફ્રાંમરજની જોઇને તમુર પોતાનાં દીલ સાથે અજબ રહયો. પછી બેહુ દેલાવરો એકબીજાથી છુટા થઇને પોતપોતાનાં લશકરની તરફ નીકલી ચાલ્યા.



## ગુસ્સો કીધો તેહેમતન રૂસ્તમે ફ્રામરજ ઉપર અને ચાબુક માર્યાથી તે નામદાર રૂસાઇને જંગલની તરફ નીકલી ગયો તે વગેરે બીજો એહવાલ.



હવે જયારે તકાવર રખશને ચોરી ગયાની ખબર તેહમતન રૂસ્તમને થઇ કે તમુર અને એકદસ્ત બેહુ દલેરો રાતનાં ઇરાની લશકરમાં આવીને તકાવર રખશને અને ગુલરંગ ઘોડાને ચોરી લઇ ગયા છે ત્યારે તે નાખુશ ખબર સાંભલીને જેહાં પહેલવાન રૂસ્તમ ઘણો ગમગીન થયો અને પોતાનું દેલ દરદ ભરેલું કરીને અનદેશામાં બેઠો હતો. તેવામાં પીલતન ફ્રાંમરજ દલેર ગેવ અને બેજન એ બેહુને લઇને પાદશાહની દરગાહમાં આવ્યો અને તમુર સાથે રાહામાં લડાઇ થઇ તે સર્વે બીનાં પાદશાહ અને જેહાં પહેલવાન રૂસ્તમ એ બેહુની નજદીક બેઆંન કરી કહી. તે તમામ બીનાં સાંભલીને જેહાં પહેલવાન રૂસ્તમ પોતાનાં બેટા ફ્રામરજને ગુસ્સાથી કહેવા લાગો કે એ નાંહીમત અને હીચકારા પહેલવાન નાપાક એકદસ્તનાં હાથમાંથી મારા રખશને તારેથી છીનવી પાછો લેવાઇ શકાયો નહી. તે સખુન સાંભલીને ફ્રાંમરજે જવાબ દીધો કે એ નામદાર બાપ અગરજો રાહામાં મને એકદસ્ત મલ્યો હતે તો તેને જાનથી બેજાન કરીને નેકબખત રખશને હું મારા હાથમાં લાવ્યો હતે. પણ એખલો એક તુરકી સીવાય મારી મોકાએલ બીજો કોઇ હતો નહી કે જે કાલરોજે ગુલરંગ ઘોડા ઉપર સવાર થએલો હતો. વાસ્તે એ મેહેરબાન બાપ તું નાહક મારી ઉપર એટલો ગુસ્સો શા વાસ્તે કરે છે. જયારે ફ્રાંમરજની જુબાનથી તેહેમ તને એવા સખુનો સાંભલ્યા ત્યારે આતશની મીસાલ ગરમ થઇને કહેવા લાગો કે તુંને રાહા દરમેઆન તે નાપાક ચોર સાથે મુલાકાત થયો તોપણ તેં હીચકારા પણાંથી તેને જવા દીધો. વાસ્તે હવેથી તારૂ નામ નામદાર લોકોમાંથી ગુમ થજો અને હવેથી તને એવાનમાં બેસવું વાજેબ હોજો. એટલું કહીને કેટલાએક ચાબુક તેનાં બદન ઉપર માર્યા. જયારે જેહાં પહેલવાને સર્વ મજલેસમાં ફ્રાંમરજને ચાબુક મારીને બેહોરમત કીધો ત્યારે આતશનાં શોલાની મીસાલ જોસમાં આવીને સેતાબ દરગાહામાંથી બાહાર નીકલ્યો અને પોતાનાં ઘોડા ઉપર સવાર થઇને જંગલની તરફ નીકલી ચાલ્યો.



## આવી પહોંચ્યો જાલેજર અને તલબ કોધો ફરાંમરજને તે વગેરે બીજો એહવાલ.



જ્યારે રોશન રોજ જાહેર થયો ત્યારે ત્રણે લશકર સફ સમારી મેદાનમાં ઉભું. તેવામાં એક ગીરદ જંગલની તરફથી નજર આવી. તેમાંથી બખતરી સવારો નીકલી આવ્યા તે સવારોનો સરદાર સામે સવારનો દસ્તાંન જાહેર થયો અને સેતાબ પાદશાહની નજદીક આવીને જમીનને બોસો દીધો. તેને જોઇને પાદશાહ પુછવા લાગો કે એ સરફરાજ પહેલવાન તને સીસતાંનનો મુલક મુકીને એ મેદાનમાં આવવા સબબ શું છે. એ સખુન સાંભલીને બુર્જોરગ જાલે જવાબ દીધો કે એ રોશન તાલેના પાદશાહ હમે મારા શેરદેલ ફરામરજને ખોઆબમાં દેવાંનો થએલો અને ગમગીન દીલ સાથે જોયો છે. તે સબબથી તે નામદારનાં દીદાર જોવા હું એ જગો આવ્યો છું કે મારા મોબારક કદમનાં દેલાવર બેટાને જોઇને મારા દીદા ઠંડા કરૂં. એટલું કહીને પોતાનાં બેટા જેહાં પહેલવાંન રૂસ્તમને કહેવા લાગો કે એ નામદાર બેટા દેલાવર ફરામરજને જો તું મારી નજદીક બોલાવી લાવે તો તેનો રોશન ચેહેરો જોઇને મારૂં દીલ ખુશાલ કરૂં. બુર્જોરગ જાલથી એ સખુન સાંભલીને તમામ હકીકત તેહમતને તેની નજદીક જાહેર કરી કહી. તે ખબર સાંભલતાંવાર જાલેજર આતશની મીસાલ ગરમીમાં આવ્યો અને કેટલાએક સખત સખુનો પોતાની જુબાનથી કહીને પાદશાહની હજુર કેટલાએક ચાબુક જેહાં પહેલવાનને માર્યા.



## આવ્યો પલંગીનેજોશ મેદાનમાં અને ગયો જાલેજર તેની લડાઇમાં તે વગેરે બીજો એહવાલ.



જ્યારે ચેહારે તરફનાં લશકરે પોતાની સફ સમારી મેદાનમાં જઇ ઉભા ત્યારે પલંગીનેજોશે પોતાનો ઘોડો મેદાનમાં જોહોંકાવ્યો અને પોકાર મારીને કહેવા લાગો કે ત્રણ લશકરમાંથી જે કોઇ દલેર મરદાનગી ધરાવતો હોય તે સેતાબ મારી લડાઇમાં આવે અને શેકારી ચીતાની ચુંગાલનો તમાશો જોય. જ્યારે સરફરાજ જાલેજરે તે પહેલવાનને એ રવેશ મગરૂરી કરતો દીઠો ત્યારે સેતાબ પોતાનો ઘોડો તેનાં મેદાંનમાં જોહોંકાવ્યો. તેને જોઇને પલંગીનેજોશ બોલવા લાગો કે એ બુઢા મરદ તું જઇફીનાં વખતમાં નોજવાન પહેલવાનોનાં મેદાનમાં આવવાને ડરતો નથી કે હમણાં મારા મેદાનમાં તારા મોતને સાથે લાવ્યો છે. પલંગીનેજોશથી એ સખુન સાંભલીને સાંમે સવારનો દશતાંન કહેવા લાગો કે એ નામરદ અને હીચકારા પહેલવાન તારા કાને જાલેજરનું નાંમ સાભલ્યું નથી? તેજ ચુંગાલનાં સામે સવારનો હું બેટો છું. હમણાં તુને લોહીનું કફન પહેરાવું કે ફરીથી તુને કીનાનાં મેદાનની હાજત નહી રહે. એટલું કહીને હાથમાં કમાંન પકડી અને બેહુ પહેલવાંનો એક

બીજા ઉપર તીરોનો વરસાદ વરસાવવા લાગા અને જ્યારે તેઓનાં તીરનાં ભાથરા ખાલી થયા ત્યારે હાથમાંથી કમાન નાખી દઇને ભારી ગોરજો ઉઠાવ્યા અને એક બીજાના સર ઉપર કુટવા લાગા. તેઓનાં ગોરજ મારવાથી દસ્તા કમાનની મીસાલે થયા, તોપણ બેહુ નામદારોમાંથી કોઇ પોતાની મોરાદે પેહોંચ્યો નહી. પછી ગોરજોની લડાઇથી હાથ ઉઠાવીને મેઆનથી આતશની વરસાવનાર શમશેર ખેંચી અને કીનાંથી એક બીજા ઉપર જખમો કરવા લાગા. જ્યારે તલવારની લડાઇથી બેહુ નામદારો નામોરાદ થયા ત્યારે ચુંગાલ મારીને એકબીજાનો કમરબંદ પકડી ખેંચવા લાગા અને એકબીજા ઉપર એટલું જોર કરવા લાગા કે તેઓનાં જોર કરવાથી ઘોડા આજેજ આવ્યા. તેઓની એવી સખત લડાઇ જોઇને ચોહારે તરફનું લશકર અજબ રહયું અને તેઓનાં બેસુમાર જોર કરવાથી તે બેહુ નામદારોનાં કમરબંદ તુટી ગયા તોપણ કોઇ પહેલવાન ઘોડાની પીઠ ઉપરથી હાલ્યો નહી. જ્યારે દહાડો નજદીક આવ્યો ત્યારે બેહુ નામદારો એકબીજાથી છુટા થયા અને લગાંમ ફેરવીને પોતાનાં લશકરમાં આવ્યા.

હવે જ્યારે આફતાબે પોતાનું લશકર બુલંદીમાં કાઢયું અને શીહા હબશીનાં લશકરને શીકશતે દીધી (યાને બામદાદનો વખત થયો) ત્યારે ચારે તરફનાં લશકરે મેદાનમાં શફ ખેંચી અને પલંગીનેજોશે પોતાનો ઘોડો મેદાનમાં દપટાવ્યો તેને જોઇને નામદાર બરજોએ સેતાબ તેનાં મેદાનમાં પોતાનો ઘોડો જોહાકાવ્યો. તેને જોઇને પલંગીનેજોશે પોતાની તલવાર મેઆનથી ખેંચી અને પોકાર મારીને બરજોને કહેવા લાગો કે એ પહેલવાન મારી આતશની વરશાવનાર તલવારનો એક જરબ સંભાલ. તેનું એટલું કહેવું કે બરજોએ પોતાને ઢાલને દરમેઆન છુપાવ્યો તોપણ પલંગીનેજોશે એક જખમ તેની ઢાલ ઉપર એવો જોરથી માર્યો કે તેની તલવારનાં જરબથી ઢાલનાં ટુકડા થઇને બરજોનાં સરમાં જખમ લાગો તેથી બરજો પોતા ઉપર પેચ ખાવા લાગો.

હવે તુરાની લશકરમાંથી તમુર નેગાહ કરીને જોઇશું કે પલંગીનેજોશ બરજો ઉપર ગાલેબ આવ્યો તેજ વખતે સીતાબ પોતાનો ગુલરંગ ઘોડો તેની મોકાબેલ જોહોંકાવ્યો અને બરજોને એક તરફ કરીને કહેવા લાગો કે એ જનાંની પહેલવાન તું કોઇ પહેલવાનને તારી મોજુદમાં લાવતો નથી. પણ હમણાં તારા બખતરને તારૂં કફન કરૂં અને તારા ખુનથી જમીનનું મોહ શોરખ કરૂં. જ્યારે નામદાર પલંગીનેજોશે તમુરથી એવી શરકસી દીઠી ત્યારે ગુસ્સામાં આવીને તેને કહયું કે એ બેહુદા મગજનાં તુરકી હમણાં મારી તેજ તલવારે કરીને તારા સરને દડીની મીસાલે ખાક ઉપર નાખું. તમુર એ સખુન સાંભલીને સેતાબ પોતાના ભારી ગોરજ ઉપર હાથ નાખ્યો. પછી બેહુ નામદારો એકબીજા ઉપર કીનાથી ગોરજો મારવા લાગા. એ મીસાલે લડાઇ કરતાં દાહાડો નજદીક આવ્યો ત્યારે બેહુ દલેરો લડાઇ ગાહામાંથી પોતપોતાનાં લશકરની તરફ નીકલી ચાલ્યા.



## લડાઇ કીધી શામે તમુર સાથે અને ગીરફતાર થયો શામ તેના હાથ ઉપર તે વગેરે બીજો એહવાલ.



હવે જયારે આફતાબે પોતાનો ઘોડો આસમાન ઉપર જોહોંકાવ્યો અને શીહા અંધારાનું લશકર પરાગંનદેહ થયું ત્યારે ચેહારો લશકરમાંથી નકારાનાં અવાજો જારી થયા અને દલેર સવારો કીનાની કમર બાંધી મેદાનમા જાઇ ઉભા ત્યારે તમુરે પોતાનો ઘોડો મેદાનમાં જોહોંકાવ્યો અને ઇરાની લશકરની તરફ પોંકાર મારીને પોતાનો હમનબરદ તલબ કરવા લાગો. જયારે દલેર શામે તેને એ રવેશ પોકારતો દીઠો ત્યારે સેતાબ પોતાનો ઘોડો તેનાં મેદાનમાં દપટાવ્યો અને પોકાર મારીને તમુરને કહેવા લાગો કે એ નોજવાન પહેલવાન તુરાની સરદારોમાં તારૂં નામ શું છે અને કોનનાં તોખમથી બુનીઆદ ધરાવે છે. તે સાંભલીને તમુરે જવાબ દીધો કે મારૂં નામ તમુર કરીને કહે છે એટલું કહીને એક નેજો શામની કમર ઉપર માર્યો તેનાં જરબથી શાંમ પોતા ઉપર મરોડાઇને સેતાબ પોતાનો નેજો તમુરનાં શીનામાં માર્યો. એ રવેઞ બેહુ દલેરો શરમને ચશમથી દુર કરીને એક બીજા ઉપર નેજાના જખમો કરવા લાગા. જયારે નેજાની લડાઇથી તે બેહુ પહેલવાનો નામોરાદ થયા ત્યારે કમાન ઉપર હાથ નાખીને એકબીજા ઉપર તીરોનો વરસાદ વરસાવવા લાગા. જયારે તીરોથી તેઓનાં વીરકસ ખાલી થયાં ત્યારે ભારી ગોરજ ઉઠાવી એકબીજાનાં શર ઉપર કુટવા લાગા. પછી તમુરે ગુસ્સામાં આવીને શાંમને કહયું કે એ દલેર મારા ભારી ગોરજનો એક જખમ સાંભાલ એટલું કહીને તમુરે કીનાની બાજુ ઉઠાવી. તેને જોઇને આફતાબની શીકલનાં શામે પોતા ઉપર ઢાલ પકડી. પછી દેલાવર તમુરે એક ગોરજ એવો જોરથી માર્યો કે તેનો જરબ દલેર શાંમની ઢાલ ઉપરથી છટકીને ઘોડાનાં સર ઉપર લાગો તેજ વખતે શામ કુદીને જમીન ઉપર ઉભો અને મેઆંનથી તલવાર ખેચીને ચાહયું કે તમુરનાં ઘોડાનાં પગ કાપી નાખે. જયારે તમુરે શાંમનો એવો એરાદો દીઠો ત્યારે સેતાબ ઘોડા ઉપરથી કુદીને જમીન ઉપર ઉભો. પછી બેહુ દેલાવરો એકબીજાની ગરદન પકડીને કુસ્તીની લડાઇમાં લપેટાઇ ગયા અને એક બીજા ઉપર જોર કરીને એકબીજાને જમીન ઉપરથી ઉઠાવવાની કોશેશ કરવા લાગા એવામાં જંગી તમુરે એક જોર એવો કીધો કે શાંમને ઉઠાવીને જમીન ઉપર માર્યો અને તેની બેહુ બાજુ બાંધીને ખોહારીથી ખેંચતો પાદશાહ અફરાસીઆબની નજદીક લઇ ગયો અને તેને તુરકીઓને હવાલે કરીને સેતાબ પાછો લડાઇનાં મેદાનમાં આવી ઇરાની લશકરમાંથી પોતાનો હમનબરદ તલબ કરવા લાગો.



## લડાઇ કીધી બરજોએ તમુર સાથે અને આવી પહોંચ્યો કેકુશ તે મેદાનમાં તે વગેરે બીજો એહવાલ.



હવે જ્યારે ફ્રાંમરજનો બેટો દલેર શાંમ તમુરનાં હાથ ઉપર ગીરફતાર થએલો પીલતન પહેલવાને જોયો ત્યારે પોતાનાં બુજોરગ બાપને કહેવા લાગો કે એ સરફરાજ બાપ આએ વખતે રાન નીચે જો મારો રખશ હતે તો એ તુરકી તમુરની ગીરદ કાઢી નાખતે. જ્યારે શાંમનાં બાબમાં નામદાર બરજોએ તેહેમતનથી એવા સખુનો સાંભલ્યા ત્યારે સેતાબ પોતાનો ઘોડો તમુરનાં મેદાનમાં જોહોંકાવ્યો અને તેની નજદીક જઇને કહેવા લાગો કે એ બદબુનીઆદનાં તુરકી ચોર હમણાં મારી તેજ તલવારથી તારા શરને તનથી જુદું કરૂં. બરજો અને તમુર બેઉ બાપ બેટા એવી ગોફતેગોમાં હતા તેવામાં જંગલની તરફથી એક શીહા ગીરદ ઉઠી તેમાંથી કેટલાએક ઝુડાં રંગ બેરંગી નજર આવ્યા. તેની હરોલમાં એક નીકાબદાર પહેલવાન બહાર નીકલી આવ્યો અને બહારના વાદલની મીસાલ મેદાનમાં આવીને ચીતાની મીસાલ પોકારવા લાગો અને કહેવા લાગો કે એ દલેરો હું એ મેદાનમાં એટલા વાસ્તે આવ્યો છું કે જુલમગાર રૂસ્તમ તથા તેનો બેટો ફ્રામરજ અને બરજો એના સરને મારી તેજ તલવારે કરી તનથી જુદા કરૂં અને તેની માહાતમમાં શાંમનાં દસ્તાનને બેસાડું અને તેઓનાં સોગનાં કફન કેખશરોને પહેરાવું. એટલું કહીને બરજો અને તમુરની લડાઇનો તમાશો જોવા ઉભો.

હવે જ્યારે નામદાર બરજો તમુરના મેદાનમાં જઇને તેને સખત સખુનો બોલવા લાગો, તેજ વખતે તમુર ગુસ્સામાં આવીને પોતાનો નેજો બરજોનાં સીનામાં માર્યો. તેને જોઇને બરજોએ પોતાનો નેજો તમુરની કમર ઉપર મારયો. એ મીસાલે તે બેઉ બાપ બેટા કીનાંથી એક બીજા ઉપર નેજાનાં જખમ નાખવા લાગા. જ્યારે તે બેઉ દલેરો નેજાની લડાઇથી નામુરાદ થયા ત્યારે એક બીજાનાં કમરબંધ પકડી જોર કરવા લાગા. તેવામાં તમુર ગુસ્સામાં આવીને કીનાથી એક જોર એવો કીધો કે બરજોને જીનથી અતરંગ કીધો. પણ તેજ વખતે પોતાનાં જોરથી બરજો જીન ઉપર પાછો ઓસ્તવાર થઇ બેઠો અને તમુરનો કમરબંદ મેલીને સેતાબ પોતાનો ભારી ગોરજ ઉઠાવી તમુંરનાં સર ઉપર માર્યો. તેને જોઇને તમુરે પોતાનો હાથ ગોરજ ઉપર ધર્યો. પછી બેહુ પહેલવાનો એકબીજાનાં સર ઉપર ગોરજો કુટવા લાગા. જ્યારે શીહા રાતનો વખત નજદીક આવ્યો ત્યારે બેહુ પહેલવાનો લડાઇથી છુટા પડીને પોતપોતાનાં લશકરની તરફ મોહ ધર્યાં અને દલેર તમુર અફરાસીઆબની મજલેશમાં બેસીને બરજોનાં જોરની તારીફ કરવા લાગો અને પેલી તરફથી નામદાર બરજો પાદશાહ કેખશરોની આગલ તમુરની મરદાનગીની વાત કહેવા લાગો.



## ફરામરજને ગુમ થયાની ખબર હીનદોસ્તાનમાં જેહાંબખશને પહોંચી અને આવ્યો તે નામદાર લશકર સાથે ઇરાન જમીનમાં અને તલબ કીધો પોતાનાં બાપ શેરદેલ ફરામરજને તે વગેરે બીજો એહવાલ.



હવે એ નામાનો શાએર કહે છે કે હવે એ પાંચો લશકરને એ મેદાનમાં રાખીને જેહાંબખ્શ હીન્દીનું દાસ્તાંન શરૂ કર. જયારે ફરામરજને ગુમ થયાની ખબર હીનદોસ્તાનમાં જેહાંબખ્શની માએ ગુલચેહેરને થઇ કે ફરામરજે માહા ચીનની તરફ દરીઆમાં પોતાનો જાન બરબાદ કીધો છે અને જેહાંનથી ગુમ થયો છે. તે નાખુંશ ખબર સાંભલીને જેપુરની બેટી માહાતમમાં બેઠી. જયારે ફરામરજનાં ગુમ થવાથી જેપુરનાં એવાનમાં માહાતમનો પોકાર જારી થયો અને હાય અફસોસ તથા વાય વીલાનાં પોકારથી જેપુરનો મેહેલ શોહોર ભરેલો થયો ત્યારે તે ખબર સાંભલીને જેહાંબખ્શે પોતાની માએ ગુલચેહેરને દેલાસાથી કહયું કે એ મહેરબાન માએ હું ઇરાન જમીન જાઉ અને મારા સરફરાજ બાપનાં કીનામાં જાબુલી રૂસ્તમનું સર તનથી જુદું કરૂં, અને તમામ ઇરાની સરદારોને બરહમ મારીને જાબુલસ્તાન વેરાન કરૂં. એ મીસાલે કેટલાએક દેલાસાનાં સખુનો પોતાની માયને કહીને સેતાબ મેહેલમાંથી બાહાર આવ્યો અને પોતાનાં હીનદી લશકરને સાથે લઇને ઇરાન જમીનની તરફ મોહ ધર્યાં.

હવે જયારે મશરેકની તરફથી આફતાબે પોંતાનું સર ઉઠાવ્યું ત્યારે પાંચે લશકર મેદાનમાં જઇ સફ ખેંચી ઉભા. તેવામાં કેકશ પહેલવાને પોતાનાં લશકરમાંથી ઘોડો મેદાનમાં જોકાવ્યો અને ઇરાની લશકરમાંથી અવાજ મારીને બરજોને પોતાનો હમનબર્દ બોલાવ્યો. જયારે નામદાર બરજોએ પોતાનું નામ હમનબર્દ તરીકે સાંભલ્યું ત્યારે ગુસ્સામાં આવીને તેની મોકાબેલ જઇ ઉભો અને તેને કહેવા લાગો કે એ બુરી ખસલતનાં અને હીચકારા પહેલવાન તારા મોતે સીતાબી ઘણી કીધી છે કે તું એ મેદાનમાં આવીને તેહમતનનાં હાથ બાંધવાનો દાવો કરે છે. હવે તારૂ નામ અને ઓલાદ મારી નજદીક જાહેર કરી કહે. અગર નહી કહેશે તો વગર નામે તું મારા હાથ ઉપર માર્યો જશે. એ સખુન સાંભલીને નામદાર કેકશે જવાબ દીધો કે એ બુરજીગર મારૂ નામ પાહાડની શાંનીનો કેકશ કરી કહે છે અને હું મગરેબ જમીનથી એ તરફ એટલા વાસ્તે આવ્યો છું કે તું બુરજીગરનાં સરને તનથી દુર કરૂં. એટલું કહીને સેતાબ પોતાનો નેજો બરજોનાં સીનામાં માર્યો. તેને જોઇને બરજોએ પોતાનો નેજો કેકશની કમર ઉપર માર્યો. એ રવેશ તે બેહુ પહેલવાનો નેજાની લડાઇમાં મશગુલ થયા. તેવામાં કેકશે એક નેજો ચુકાવીને બરજોનાં સર ઉપર માર્યો અને તેની નોકે કરીને બરજોની ટોપ ઉઠાવી લીધી. તે જોઇને બરજો સરમીનદો થયો અને બરેહને સરથી તેની મોકાબેલ લડાઇ કરવા લાગો. પછી બરજોએ એક નેજો કેકશના હાથ ઉપર એવો જોરથી માર્યો કે તેનાં જરબથી કેકશનાં હાથમાંથી ઢાલ જમીન ઉપર પડી. જયારે નામવર કેકશે બરજોથી એવો મામલો દીઠો ત્યારે ગુસ્સામાં આવીને પોતાનો ભારી ગોરજ ઉઠાવ્યો. તેને એ રવેશ જોઇને સેતાબ બરજોએ પોતાનાં ખુલ્લાં સર ઉપર ઢાલ

ઓસ્તવાર પકડી—તેવામાં નામદાર કેકશે તેની ઢાલ ઉપર એક જખમ એવો જોરથી માર્યો કે તેનાં ભારી જરબથી બરજોનો ઘોડો ખાક ઉપર પડયો. તેજ વખતે બરજો કુદીને જમીન ઉપર ઉભો અને સેતાબ મેઆનથી તલવાર ખેંચીને ચાહયું કે કેકશનાં ઘોડાનાં આગલા પગ કાપી નાખે. તેવો બરજોનો એરાદો જોઇ કેકશ ચીતાની મીસાલ કુદીને જમીન ઉપર ઉભો અને કીનાની તલવાર ખેંચીને બેદેહેરત એકબીજા ઉપર જખમ કરવા લાગા અને એક તરફથી દલેર તમુર પાદશાહ અફરાસીઆબની સાથે તેઓની લડાઇનો તમાશો જોતો હતો અને બીજી તરફથી તેહેમતન રૂસ્તમ પાદશાહ કેખશરો સાથે તેઓની મરદાનગી ઉપર નેગાહ રાખતો હતો. એ મીશાલે તે બેહુ નામદારોએ ત્રણ દહાડા અને ત્રણ રાત સુધી ખડે પગે તે મેદાનમાં લડાઇ કીધી. પછી ચોથે દીને રોશન રોજ જાહેર થયો ત્યારે તેહમતન રૂસ્તમ પાંઉ પેઆદો મેદાનમાં ગયો અને તે બેહુ દેલાવરોની નજદીક જઇને બરજોને કહેવા લાગો કે એ દલેર હવે એ કીનાનાં મેદાનમાંથી પાછો ફર. એટલું કહીને કેકશને કહેવા લાગો કે એ નામદાર પહેલવાન આજનો દાહાડો તારા હમનબર્દને મને બખશ અને કાલ રોજે પાછો તારા મેદાનમાં હાજર કરીશ. જયારે કેકશે રૂસ્તમથી એવા સખુનો સાંભલ્યા ત્યારે ગુસ્સાથી કહેવા લાગો કે એ રૂસ્તમ મારી લડાઇની રશમ એજ છે કે જયારે હું મારા હમનબરદને જેહાનથી નાબુદ કરૂં ત્યારે ખાનું અને આસાએશ તલબ કરૂં. વાસ્તે જો તું એ મેદાનમાં તારી આબરૂની સલામતી ચાહતો હોય તો સેતાબ તારા મકાન ઉપર પાછો જા. કાંયજે હું મારા મેદાનમાંથી મારા હમનબરદને સલામત જવા નહી દેવું. જયારે ઇરાની લશકરમાંથી જાલેજરે એવો મામલો દીઠો ત્યારે પોતાનો ઘોડો તેઓની તરફ દપટાવ્યો અને કેકશની નજદીક જઇને તેને ઘણીએક મીનતથી સમજાવી મેદાનમાથી પાછો ફેરવ્યો અને પોતે બરજોને લઇને પાદશાહ કેખશરોની નજદીક આવ્યો અને એક તરફથી પાદશાહ કેખશરો મીજલશમાં સર્વે સરદારો સાથે ખુશી કરવા બેઠો અને બીજી તરફથી કેકશ પોતાનાં સરદારો સાથે મજલેશમાં શરાબ પીવા મશગુલ થયો.



## આવી પહોંચ્યો ફરામરજનો બેટો જેહાંબખશ હીંદુસ્તાનથી મેદાનમાં પછી લડાઈ કીધી એકદસ્તે જેહાંબખશ સાથે અને જખમી થયો એકદસ્ત તેનાં હાથ ઉપર તે વગેરે બીજો અહેવાલ.



હવે જયારે આફતાબે પોતાનો ઘોડો આસ્માન ઉપર જુકાવ્યો અને શીહા હબસીનું લશકર પરાગંદેહ કીધું. (યાને બાંમદાદનો વખત થયો) ત્યારે પાંચે લશકર મેદાનમાં આવી સફ ખેંચી ઉભું. એવામાં જંગલની તરફથી એક શીહા ગીરદ ઉઠી તેમાંથી દશ હજાર તલવારનાં મારનારા સવારો સાથે એક હાથી અસવાર બહાર નીકલી આવ્યો અને મેદાનમાં આવીને પોતાનાં હીન્દી લશકરની સફ ખેંચી. પછી પોતાનો હાથી મેદાનમાં રેલાવ્યો અને પાંચે લશકરની ઉપર પોકાર મારીને પોતાનો હમનબરદ તલબ કરવા લાગો. જયારે હીન્દી જેહાંબખશને એકદસ્તે પોકારતો દીઠો ત્યારે પોતાનો ઘોડો જેહાંબખશનાં મેદાનમાં જુકાવ્યો

અને તેની રાહા બંધ કરીને કહેવા લાગો કે એ હીચકારા હીન્દી તુરાન જમીનનાં ચીતાઓથી તું શું ડરતો નથી કે હીન્દુસ્તાનથી એ મેદાનમાં આવ્યો છે. હમણા તુંને લોહીનું કફન પહેરાવીને તારી કબર હાથીની પીઠ ઉપર કરૂં. તું મને પીછાનતો નથી કે હું દેલાવર એકદસ્ત છું. મેં મારી કવી બાજુનાં જોરથી ફરામરજ, બરજો અને તમામ ઇરાની સરદારોને મારી કમનદનાં પેચથી બાંધ્યા હતા અને મારી દેહેશતથી જાલનો રૂસ્તમ જનાની પરદામાં ભરાઇ બેઠો છે. વાસ્તે એ બુરા મજહબનાં હીન્દી હમણા મારી તેજ તલવારે કરીને તારા સરનો હદીઓ પાદશાહ અફરાસીઆબની નજદીક મોકલું. એટલું કહીને પોતાનો નેજો જેહાંબખશ ઉપર માર્યો. તેને જોઇને જેહાંબખશે પોતાનો નેજો એકદસ્ત ઉપર ફેંકયો એ મીસાલે તે બેઉ દેલાવરોએ નેજાની લડાઇ ઉઠાવી, જયારે તે બેઉ પહેલવાનો નેજાની લડાઇથી ફારેગ થયા ત્યારે એકદસ્તે પોતાની કમંદ જેહાંબખશ ઉપર નાંખી. તેને એ રવેશ જોઇને જેહાંબખશે સેતાબ પોતાની કમંદ એકદસ્ત ઉપર નાખી. પછી બેઉ દેલાવરો એક બીજાને ખેંચવા લાગા અને એક બીજા ઉપર જોર કરવાથી તેઓની કમંદો તુટી ગઇ. તોપણ કોઇ પહેલવાન પોતાની મુરાદે પહોંચ્યો નહી. પછી જેહાંબખશ ગુસ્સામાં આવીને સેતાબ પોતાનો ભારી ગોરજ ઉઠાવ્યો અને એકદસ્તને કહયું કે એ એક હાથનાં પહેલવાન હવે લડાઇ કરવાથી તારો જીવ આસુદો થશે. એટલું કહીને એક જખમ એકદસ્તનાં સર ઉપર એવો જોરથી માર્યો કે તેનાં ભારી જરબથી એકદસ્ત જખમી થઇને ઘોડા સુદ્ધાં બેહોશ થઇ ખાક ઉપર પડયો. જયારે નામવર જેહાંબખશે એકદસ્તને જમીન ઉપર બેહોશ થઇ પડેલો જોયો ત્યારે પોતાનો હાથી ઇરાની લશકર તરફ ચલાવ્યો. જયારે તુરાની લશકરમાંથી પાદશાહ અફરાસીઆબે એકદસ્તને જમીન ઉપર પડેલો દીઠો તેજ વખત પોતાનાં પહેલવાનોને હુકમ કીધો કે સેતાબ જઇને એકદસ્તને ઉઠાવી મારી નજદીક લાવે. તે હુકમ સાંભલીને તુરાની પહેલવાનો મેદાનમાંથી એકદસ્તને ઉઠાવી તુરકી લશકરમાં લઇ ગયા.

હવે જયારે જંઘી જેહાંબખશ ઇરાની લશકરની નજદીક આવ્યો ત્યારે પોકાર મારીને તેહમતનને કહેવા લાગો કે એ જાલનાં બેટા રૂસ્તમ સેતાબ મારી લડાઇમાં આવે કે મારા બાપ ફરામરજનાં કીનામાં તારા સરને તનથી ઉખાડી નાખું. એ સીવાય બીજા કેટલાએક સખત સખુનો પોતાના બાપનાં કીનાથી તેહમતનને કહયા તોપણ કોઇ પહેલવાન તેનાં મેદાનમાં નહી આવ્યો. પછી જેહાંબખશ પોતાનો હાથી મેદાનમાંથી ફેરવીને પોતાનાં લશકરમાં નીકલી ગયો અને પોતાનાં દેહેરામાં જઇને તખત ઉપર બેઠો.



## નામું લખ્યું જેહાંબખશે જેહાંદાર પાદશાહ કેખશરો ઉપર અને તલબ કીધો બરજોને પોતાનાં બાપનાં કીનામાં તે વગેરે બીજો એહવાલ.



હવે પેલી તરફ જયારે નામદાર જેહાંબખશ પોતાનાં તખત ઉપર જઇ બેઠો ત્યારે નવીશંદાને બોલાવીને હોકમ કીધો કે એક નામું સુનાનાં દસ્તખતથી પાદશાહ કેખશરો ઉપર લખે. પછી નવીશંદાએ નામું લખ્યું તેમાં અવલ પેદા કરનાર હકતાલાની શેફત લખી. પછી લખી જણાવ્યું કે એ દાદગર પાદશાહ જાલનાં બેટા રૂસ્તમે મારા સરફરાજ બાપ

ફરામરજને એક બુરજીગર આદમીને વાસ્તે તારી દરગાહમાં રોશવા કીધો. તેનાં ગમથી તે નામદારે ચીનની તરફ જઈને પોતાનાં જાનને બરબાદ કીધો છે. એવી ખબર સાંભળીને મહારા બાપ ફરામરજનાં કીનાંમાં હું એ જગો આવ્યો છું. વાસ્તે તું દાદગર પાદશાહને ઘટે છે કે તે બુરજીગર બરજોનાં મુસકા તંગ કરીને મારે હવાલે કરે. અગર મારો ઇનસાફ તું રાસ્ત નહી કરશે તો તારા મુલકની ખરાબી કરવામાં આવશે. એ રવેશ કેટલાએક સખુનો લખીને તે નામા ઉપર પોતાની મોહોર દાબી. પછી એક દાના આદમીને આપીને પાદશાહ કેખશરોની દરગાહમાં મોકલ્યું. જ્યારે જેહાંબખશનું નામું પાદશાહની દરગાહમાં લઇ આવ્યો ત્યારે જમીનને બોશો દેઇને તે નામું પાદશાહને હવાલે કીધું. પછી પાદશાહ કેખશરોએ નવીશંનદાને બોલાવીને ફરમાવ્યું કે મજલેશમાં નામું વાચે. તે હોકમ સાંભળીને નવીશંનદાએ નામું ખોલીને પઢયું. તે સાંભળીને બરજો ગુસ્સામાં આવ્યો અને જેહાંબખશનાં એલચીને કહયું કે જેહાંબખશને ઘટેચ કે અવલ તુરાની લશકરમાંથી પોતાનાં ભાઇ શામને બંધથી છોડવે પછી મારી લડાઇમાં આવે. જ્યારે બરજોની જુબાનથી જેહાંબખશનાં એલચીએ એવા સખુનો સાંભલ્યા ત્યારે દરગાહમાંથી સેતાબ બહાર આવ્યો અને ઘોડા ઉપર સવાર થઇને પોતાનાં સાહેબ જેહાંબખશની નજદીક ગયો. પછી તમામ જુબાની પેગામ જે બરજોથી સાંભલ્યો હતો તે જાહેર કરી કહયો.



## ગયો જેહાંબખશ શામને તલબ કરવા પાદશાહ અફરાસીઆબની દરગાહમાં અને જખમી થયો દલેર શંગાવે જેહાંબખશના હાથ ઉપર તે હકીકત.



જ્યારે નામદાર જેહાંબખશે એલચીને મોંહથી એવા તાનાંજનીનાં સખુનો સાંભલ્યા ત્યારે પોતે સેતાબ જગોથી ઉઠયો અને એકસો જરીદેહ સવારોને પોતાની સાથે લઇને બેદેહેસ્ત તુરકી લશકરમાં ચાલ્યો. જ્યારે તુરાની લોકોએ જોયું કે જેહાંબખશ બેદેહેશત લશકરમાં ચાલ્યો આવે છે તેજ વખત એક સવાર દોડતો જઇને પાદશાહની મજલેસમાં કહેવા લાગો કે જેહાંબખશ હીન્દી બેદેહેસ્ત તારી દરગાહની તરફ ચાલ્યો આવે છે. તે સખુન સાંભલીને એકદસ્તનું મોંહો જરદ થયું. જ્યારે તેમુરે એકદસ્તને એ રવેશ જોયો ત્યારે કહેવા લાગો કે એ દલેર એકદસ્ત તારો હાલ એ રવેશ એકાએક કેમ થયો છે. તે સાંભલીને એકદસ્તે જેહાંબખશની મરદાનગીની ઘણીક તારીફ કીધી. તે સાંભલી તમુર ગુસ્સામાં આવ્યો અને તેને કહેવા લાગો કે એક હીન્દી દલેરથી તું એટલો નાહીમત થયો છે. પણ તું એમ જાણ કે તેનાં સરને મારી તેજ તલવારથી જુદુ કરી નાખું. એ રવેશ તમુર સંગાવે અને એકદસ્ત ગોફતેગોમાં હતા તેવામાં રોશન જીવનો જેહાંબખશ પાદશાહ અફરાસીઆબની દરગાહમાં આવ્યો. જ્યારે પાદશાહ અફરાસીઆબે જેહાંબખશને એ રવેશ બુલંદ હીંમતનો દીઠો ત્યારે તેને પોતાની જમણી તરફ એક સુનાંની ખુરશી ઉપર બેસાડયો અને ફરમાવ્યું તેથી ખાનું હાજર કીધું અને સરાબનાં દોર ફરવા લાગા અને પરીને ચેહે-

રની રામશગરોનાં ખુશ અવાજ નીકલવા લાગા. જયારે તે મજલેસમાં તમામ પહેલવાનો શરાબ પીને ખુશીમાં આવ્યા ત્યારે જેહાંબખશ પાદશાહને કહેવા લાગો કે એ ચીન અને મહાચીનનાં પાદશાહ હું તારેથી એક ખાહેશ રાખું છું અને ચાહુંછ કે તારેથી તે મારી મુરાદ બર આવે. તે સાંભલીને પાદશાહે તેની ખાહેશનો સબબ પુછયો ત્યારે જેહાંબખશે કેખશરો ઉપર નામું લખી મોકલ્યું અને બરજોએ તેનો જવાબ કહેવાડયો તે તમામ બીના અફ્રાસીઆબને જાહેર કરી કહી, અને કહયું કે એ પાદશાહ હું એટલા વાસ્તે તારી નજદીક આવ્યો છું કે શાંમને તું મારે હવાલે કરે અને તેનાં બદલામાં હું તારા કોઇ પહેલવાન સાથે મેદાનમાં લડાઇ નહી કરૂં. અગરજો એટલી મારી ખાહેશ તું બર નહી લાવશે તો તેનાં કીનામાં મને તારો દુશમન થવું પડશે અને તારા તુરકી પહેલવાનોનાં જાંન મારા હાથ ઉપર બરબાદ થાશે. જયારે શપેહસાલાર તમુરે એવા શખુન મજલેશની અંનદર બોલતાં સાંભલ્યા ત્યારે ગુસ્સાથી જેહાંબખશને કહેવા લાગો કે એ હીનદી પહેલવાન તારા ભાઇને મેદાનમાંથી હું હાથ બાંધીને લાવ્યો છું. વાસ્તે તને પાદશાહી મજલેશમાં બેઅંદાજેહ બોલવું વાજેબ નથી એટલું કહીને ચુપકીદો બેઠો. જયારે શંગાવે તુરકીએ તમુરને એ રવેશ ચુપકીદો દીઠો ત્યારે સેતાબ જગોથી ઉઠીને જેહાંબખશને કહેવા લાગો કે એ શીહા રૂહુનાં હીનદી પાદશાહની હજુરમાં એટલી મગરૂરીથી તું સખુનો બોલે છે અને કોઇ પહેલવાનને તારી મોજુદમાં લાવતો નથી. જયારે જેહાંબખશે શંગાવેથી એવો મામલો દીઠો ત્યારે જગોથી ઉઠીને એક ભારી પથર ઉઠાવ્યો અને તેને કહયું કે એ પહેલવાન આએ પથરથી તારા સરને નેગાહ રાખજે. એટલું કહીને શંગાવેની ઢાલ ઉપર માર્યો તેથી તેની ઢાલનાં તુકડા કરીને તેનાં સરમા જખમ લાગો. તે જખમથી શંગાવે બેહોશ થઇ પડયો અને પાછો હોશમાં આવીને ગોરજ ઉઠાવી જેહાંબખશ ઉપર હુમલો કીધો અને સેતાબ એક જખમ તેનાં સર ઉપર માર્યો. તેજ વખતે તેનો ગોરજ પકડીને એક મુકી જોરથી શંગાવેનાં સર ઉપર મારી તેથી તે બેહોશ થઇ પાછો જમીન ઉપર પડયો. જયારે એ રવેશ શંગાવેને જખમી થઇ પડેલો તમુરે દીઠો ત્યારે ગુસ્સાથી કહેવા લાગો કે એ આંધલી આખનાં હીનદી તારી એવી કીનાંકસીથી તારો ભાઇ તને મલનાર નથી. એ સખુન સાંભલીને જેહાંબખશે મેઆંનથી તલવાર ખેંચી અને તમુરને કહયું કે એ બરગસ્તે બખતનાં તુરકી હમણાં શાંમનાં કીનામાં તારા સરને તનથી જુદુ કરૂં. એટલું કહીને તમુર ઉપર દોડયો. જયારે પાદશાહ અફ્રાસીઆબે જેહાંબખશથી એવી ખરાબીનો મામલો દીઠો ત્યારે સેતાબ તખત ઉપરથી ઉઠીને જેહાંબખશની નજદીક આવ્યો અને કેટલાએક મીઠાસનાં સખુનો કહીને તેનો ગુસ્સો નરમ કીધો અને કસમ લઇને કહેવા લાગો કે એ પહેલવાની ગરદનનાં અગરજો તારો ભાઇ દલેર શાંમ મારી નજદીક હાજેર હતે તો એ વખતે હું તારે હવાલે કરતે. પણ તેને મેં માજીનદરાન મધે શારીનાં કીલ્લામાં રાખ્યો છે. વાસ્તે એ પહેલવાન હું તને તે જગોથી બોલાવીને તારે હવાલે કરીશ. અફ્રાસીઆબની જુબાનથી એવા સખુનો સાંભલીને જેહાંબખશ શેતાબ તેની દરગાહમાંથી બહાર આવ્યો.

## ગયો જેહાંબખશ માઝીનદરાંનમાં શામની ખલાસીને વાસ્તે અને રાહમાં મલ્યો શામ જેહાંબખશને તે હકીકત.



હવે જ્યારે નામદાર જેહાંબખશ પાદશાહ અફ્રાસીઆબની દરગાહામાંથી બહાર નીકલ્યો ત્યારે પોતાનાં હાથી ઉપર સવાર થઇને લશકરની તરફ નીકલી ચાલ્યો અને પોતાનાં લશકરને સાથે લઇને માઝીનદરાનનો રસ્તો પકડયો અને મનજેલ દરમનજેલ રાહા કાપતો સારી શહેરની તરફ નીકલી ચાલ્યો.

હવે જેહાંબખશનાં ગયાની ખબર પાદશાહ અફ્રાસીઆબને થઇ કે જેહાંબખશ પોતાનાં ભાઇની ખલાસીને વાસતે માઝીનદરાન નીકલી ચાલ્યો છે ત્યારે એકદસ્તને ફરમાવ્યું કે જાબોલસ્તાન જઇને જાબુલેને આતશથી બાળી નાખે અને રૂસતમની બેટી બાંનું ગોશ-સપને પકડીને મારી નજદીક મોકલી દીએ અને જાલનાં ખાનદાંનને કતલ કરીને સીસતાં-નનો મુલક વેરાન કરી નાખે. પાદશાહ અફ્રાસીઆબની જુબાનથી એવા સખુનો સાંભલીને એકદસ્ત સીતાબ જાબોલસતાંનની તરફ નીકલી ચાલ્યો.

હવે પેલી તરફ જ્યારે દલેર શાંમને સારીનાં કીલ્લામાં બંધ કીધો તે વખતે તેની ઉપર પાસબાનીને વાસ્તે અરદેશર અને તેનો બાપ એ બેહુ આદમીને મવકલ રાખ્યાં હતા. તે બેહુ બાપ અને બેટો રાત અને દહાડો દલેર શાંમની નીગેહબાની કરતાં હતા તેવામાં એક દાહાડે અરદેશર શાંમની નજદીક જઇને તેને કહેવા લાગો કે એ ફરાંમરજનાં બેટા અગરજે તું મારી એક વાતનો કોલ કરે કે તેહમતન પાસેથી માઝીનદરાનની પાદશાહત મને બખશાવે તો હું એ બંધીખાનામાંથી તને છોડું અને મને પાદશાહી મલ્યાથી હું જાબુ-લીઓનાં ફરમાવા મુજબ અમલ કરૂં. જ્યારે દલેર સાંમે અરદેશરની જુબાનથી એવા સખુનો સાંભલ્યા ત્યારે તેને દીલાસો આપીને કહયું કે એ અરદેશર હું એ જગોથી જઇને તેહેમતન પાસેથી માઝીનદરાંનની પાદશાહી માગી લેઉ, અને તારે હવાલે કરીને શીહારંગનાં તખત ઉપર તને બેસાડું. એટલું કહીને પછી અરદેસર સાથે બંનદોબસ્ત કીધો. જ્યારે અરદેશરે દરોગાએ શાંમથી એવા દેલાશા ભરેલા સખુનો સાભલ્યા ત્યારે સેતાબ તેનાં ભારી બંધ કાપી નાખ્યા અને તેને ઘોડા ઉપર સવાર કરીને જંગલની તરફ કાઢી મુકયો. પછી પોતે બેદેહસ્ત આરામ કીધો. જ્યારે અરદેશરનો બાપ ખોઆબથી જાગ્યો ત્યારે ઉઠીને બંધીખાનામાં શાંમને જોવા ગયો પણ તેણે જોયું કે શાંમને બદલે તેનાં બંધનાં તુકડા તે જગો પડેલા છે. એવો મામલો જોઇને સેતાબ પોતાનાં બેટા અરદેશેરની નજદીક આવ્યો અને તેની પીઠ ઉપર કેટલાએક જપેટા લાકડીનાં મારીને તેને કહેવા લાગો કે એ કંમબખત બેટા મેં આજ રોજે શાંમને તારે હવાલે કરીને ખોઆબ કીધો તો તેંબી મારી પછવાડે ખોઆબ કીધો કે જે સબબથી શાંમ બંધ તોડીને નાસી જવાની ફુરશત પાંમ્યો. હવે પાદશાહ અફ્રાસીઆબને આપણું મોહ શીરવેશ બતલાવીએ. કાંયજે શાંમનાં બદલામાં તે પાદશાહ આપણુને સુલી દેશે

હવે પેલી તરફ જયારે દલેર શાંમ જંગલની તરફ નીકલી ચાલ્યો ત્યારે રાહામાં એક ભારી ગીરદ તેનાં જોવામાં આવી તેમાંથી એક હાથી સવાર હરોલમાં બાહાર નીકલી આવ્યો.



## મેલાપ થયો જેહાંબખશને શાંમ સાથે રાહનાં દરમેઆનમાં અને તેઓએ એકબીજાને પીછાન્યા તે વગેરે બીજો એહવાલ.



હવે જયારે દલેર શાંમે હાથીની પીઠ ઉપર સવારને દીઠો ત્યારે પોતાનો ઘોડો તેની મોકાબેલ જોકાવ્યો અને તેની નજદીક જઇને પુછવા લાગો કે એ નામદાર તારૂં નામ શું છે અને તું કહી સરજમીનનો રહેનારો છે અને બુનીઆદ કોનથી ધરાવે છે અને હમણાં તારો એરાદો કહી તરફ જવાનો છે. જયારે નામદાર જેહાંબખશે શાંમને એ રવેશ પુછતો દીઠો ત્યારે જવાબ દીધો કે મારૂં નામ હીનદી જેહાંબખશ કરીને કહે છે અને હું શારીના કીલાની તરફ એટલા વાસ્તે જાઉં છું કે મારા ભાઇ શાંમને બંધથી ખલાસ કરૂં. જયારે દલેર શાંમે પોતાનાં ભાઇ જેહાંબખશને પોતાની નજરે જોયો ત્યારે કહેવા લાગો કે એ નાંમદાર ભાઇ દલેર શાંમ તે હું છું અને હું મારી તદબીરથી છુટી આવ્યો છું. શાંમને મોહડથી એ શખુન સાંભલીને જેહાંબખશ સેતાબ હાથીની પીઠ ઉપરથી ચીતાની ગીસાલ કુદીને પાંઉ પેઆદો થયો. તેને જોઇને શાંમ ઘોડાની પીઠ ઉપર કુદીને જમીન ઉપર ઉભો. પછી તે બેહું ભાઇઓ એકબીજાને બગલગીરી કરીને પોતાના બાપ ફરામરજનો ગમ ખાવા લાગા અને તે વખતે આંખમાંથી આંસુને ઠેકાણે લોહી વરસાવવા લાગા. પછી જેહાંબખશે પોતાનાં લશકરનો તાલુકો શાંમને સોંપ્યો અને પોતાની સાથે તેને લઇને પાછો ઇરાંની લશકરની તરફ નીકલી ચાલ્યો.



## નામદાર બરજો ઇરાની લશકરમાંથી શેકારને વાસ્તે જંગલની તરફ નીકલી ગયો તે વગેરે બીજો અહેવાલ.



હવે પેલી તરફ ઇરાની લશકરમાંથી નામદાર બરજો પોતાની સાથે કેટલાએક સવારોને લઇને શેકારને વાસ્તે નીકલી ચાલ્યો. તેઓ એક ખુશનુમાં જંગલમાં જઇ પહોંચ્યા. આ જંગલની આબોહવા ઘણી મજેની અને શેકારો ઘણા હતા. તે જંગલમાં તેઓએ જોયું કે એક દેહેરો પાદશાહી દેખાવનો નાખેલો છે કે જેનાં થંભ સુનાનાં અને રસીઓ રેશમની અને તેની મેખો રૂપાની બનાવેલી હતી. તે દેહરાની આસપાસ ખુશબોદાર ફુલોનાં જાડો મુકેલાં હતાં. તેને જોઇને નામદાર બરજો પોતાના દીલમાં અજબ થવા લાગો. પછી પોતે તે દેહેરાની નજદીક ગયો. ત્યાં જોયું કે એક આફતાબની મીશાલની ખુબસુરત ઓરત બીજી પરીને ચેહેરેની ઓરતોને દરમ્યાન મીજલસ બનાવીને તખત ઉપર બેઠેલી છે. જયારે નામદાર

બરજોએ એ રવેશ ખુબસુરત ઓરતને પાદશાહી દબદબા સાથે બેઠેલી પોતાની નજરે દીઠી તેજ વખત ઘોડા ઉપરથી નીચે ઉતરીને દેહરામાં દાખલ થયો અને તે માહતાબને ચેહેરેની માશુકને કહેવા લાગો કે એ આફ્તાબની સાંનીની ખુબસુરત નારી તારૂ નામ શું છે અને એવા જંગલમાં તારૂ શું કામ છે. જ્યારે તે માશુકે બરજોથી એવા સખુનો સાંભલ્યા ત્યારે પોતાના મીઠા લબ ખોલીને જવાબ દીધો કે હું પાદશાહ ખાકાંનચીનની બેટી છું અને પહેલવાન તમુર સાથે કદખુદાઇને વાસ્તે હું એ જગો આવી છું. કાંયજે તે નામદાર ઇરા-નીઓની લડાઇમાં ગોવાયલો છે. તે સબબથી હું એ જંગલમાં રહીને સહેલ કરૂં છું. જ્યારે નામદાર બરજોએ તુરકી તમુરનું નામ સાંભલ્યું ત્યારે ગુસ્સામાં આવીને સેતાબ મ્યાનથી તલવાર ખેંચી. તેને જોઇને ખાકાંનચીનનાં સવારો બરજો ઉપર એકઠો હુમલો લઇ ગયા. પછી બરજોએ કેટલાએકનાં સરને ખાકમાં નાંખ્યા અને કેટલાએક જીવથી સલામત રહયા. તેઓ તેની નજદીકથી જંગલની તરફ નહાસી ગયા. જ્યારે તમામ આદમીઓ તે દેહેરામાંથી પરાગંદેહ થયાં ત્યારે સેતાબ એક અંબારી હાથીની પીઠ ઉપર ચડાવી અને તે માશુકને તેમાં બેસાડીને પોતાનાં કેટલાએક સવારો સાથે ઇરાની લશકરની તરફ રવાનાં કીધી. પછી પોતે પાછો શેકારને વાસ્તે જંગલમાં નીકલી ચાલ્યો.



## લઈ ગયો કેકશ ખાકાનની બેટીને બરજોના સવારોનાં હાથમાંથી તે હકીકત.



હવે જ્યારે નામદાર બરજો ખાકાનની બેટીને પોતાનાં સવારો જાણુલી લશકરની તરફ રવાનાં કરીને પોતે જંગલમાં નીકલી ગયો ત્યારે રાહાનાં દરમ્યાનમાં તે સવારોને કેકશ સાથે મુલાકાત થઈ જ્યારે કેકશની નજર હાથીની અંબારી ઉપર પહોંચી ત્યારે સેતાબ પોતે આવીને બરજોનાં સવારોની રાહા બંધ કરી ઉભો અને પુછવા લાગો કે એ હાથીની પીઠ ઉપર કોણ છે અને તેનું નામ શું છે અને તમો તેને કોણની નજદીક લઇ જાઓ છો. કેકશની જુબાનથી એવા સખુનો સાંભલીને સવારોએ જવાબ દીધો કે હમો નામદાર બર-જોનાં ફરમાબરદાર છીએ અને તેના હુકમથી હમો એ માશુકને તેના લશકરમાં લઇ જઇએ છીએ. જ્યારે કેકશે તે સવારોથી બરજોનું નામ સાંભલ્યું ત્યારે ગુસ્સામાં આવીને તે સવારો ઉપર હુમલો કીધો અને તેઓને પોતાનાં ભારી ગોરજથી પરાગંદેહ કરીને પોતાનાં સવારોને ફરમાવ્યું કે એ હાથીને લશકરમાં લઇ જાઓ. એટલું કહીને સેતાબ પોતે જંગલની તરફ શેકારને વાસ્તે નીકલી ચાલ્યો.

હવે જ્યારે બરજોનાં સવારો હાથી મેલીને નાસી ગયા તેવા શેકારગાહમાં જઇને બરજોને કહેવા લાગા કે એ નામદાર નાપાક કેકશ રાહાનાં દરમ્યાનમાં આવીને હમો લોકો ઉપર હુમલો કીધો અને હમારા હાથમાંથી હાથી છીનવી લઇને પોતાના સવારો સાથે લશ-કરની તરફ રવાનાં કીધો અને પોતે આએ તરફ શેકારને વાસ્તે નીકલી આવ્યો. જ્યારે નામદાર બરજોએ પોતાનાં સવારોથી એવી ખબર સાંભલી ત્યારે આતશની મીસાલ ગર-

બીમાં આવ્યો અને સેતાબ ઘોડો દપટાવતો કેકશની તરફ નીકલી આવ્યો. જ્યારે દુરથી કેકશને બરજોએ દીઠો ત્યારે તેની નજદીક જઇને કહેવા લાગો કે એ બદ નશલના ચોર હમણાં તારા સરને તનથી જુદુ કરીને ખાકમાં નાખું. એટલું કહીને સેતાબ મ્યાનથી તલવાર ખેંચી. તેને જોઇને દલેર કેકશેબી પોતાની તલવાર હાથમાં પકડી પછી એકબીજા ઉપર તલવારોનાં જખમો કરવા લાગા.

---:o:---

## આવી પહોંચ્યો તમુર તુરાની લશકર સાથે રાહાનાં દરમ્યાનમાં અને છીનવી લીધો હાથી કેકશનાં સવારોના હાથમાંથી તે વગેરે બીજો અહેવાલ.

હવે જ્યારે નામદાર કેકશે ખાકાંનની બેટીને બરજોનાં સવારોથી છીનવી લઇ પોતાનાં સવારો સાથે પોતાનાં લશકરમાં રવાનાં કીધી. ત્યારે રાહાને દરમ્યાન તમુરનું આવવું થયું અને કેકશનાં સવારોને જોશમાં ચાલતા જોઇને સેતાબ તેઓની મોકાએલ ગયો અને રાહા બંધ કરીને તે પુછવા લાગો કે તમો કોનાં સવાર છો અને એ હાથી ઉપર ઓરતને કાંહા લઇ જાઓ છો. તમુરથી એવા સખુનો સાંભલીને કેકશનાં સવારોએ જવાબ દીધો કે હમો નામદાર કેકશનાં સવારો છીએ અને એ માશુકને તેનાં લશકરમાં લઇ જઇએ. જ્યારે નામદાર તમુરે કેકશનું નામ સાંભલ્યું ત્યારે સેતાબ મ્યાનથી તલવાર ખેંચી અને છેડાયલા શેરની મીસાલ કેકશનાં સવારો ઉપર જઇ પડયો અને તેઓનાં સરને જમીન ઉપર નાંખવા લાગો. તેથી કેકશનાં સવારો નાસવા લાગા અને જે જગો બરજો અને કેકશ લડાઇ કરતા હતા તે તરફ આવીને કહેવા લાગા કે એ નામદાર હમો લોકોના હાથમાંથી તુરકી તમુર માશુકને લઇ જાય છે. જ્યારે કેકશે પોતાનાં સવારોથી એવી ખબર સાંભલી ત્યારે બરજોને કહયું કે એ બુરજીગર એ જગો તું જરા સબર પકડ કે નાપાક તમુર તુરકીના જીવને ખાક ઉપર નાખું. એટલું કહીને સેતાબ પોતાનો ઘોડો તેની પછવાડે દપટાવ્યો.

---

## આવ્યો જેહાંબખશ શાંમ સાથે અને હાથમા લાવ્યો ખાકાનની બેટીને તે વગેરે બીજો અહેવાલ.

હવે પેલી તરફ નામદાર તમુર તુરકી લશકર સાથે હાથી લઇને રાહામાં જતો હતો તેવામાં રાહાને દરમ્યાન જેહાંબખશ પોતાના લશકર સાથે આવી પહોંચ્યો અને તુરકી તમુરનું લશકર જોઇને પોતાનો હાથી તે લશકર ઉપર રેલાવ્યો અને ભારી ગોરજ ઉઠાવીને તુરકી લોકોનાં સરને કુટવા લાગ્યો અને સેતાબ જઇને ખાકાનની બેટીનો હાથી પોતાનાં ભાઇ શાંમને હવાલે કીધો અને સેતાબ ગોરજ ઉઠાવીને તમુર ઉપર દોડયો. જ્યારે તમુરે જેહાંબખશને ગોરજ સાથે પોતા ઉપર હુમલો કરી આવતો દીઠો તેજ વખત તમુરે પોતાનાં સર ઉપર ઢાલ પકડી. તેવામાં નામદાર જેહાંબખશે એક ગોરજ તેનાં સર ઉપર એવો જોરથી

માર્યો કે તેનાં જરબથી તમુર બેહોશ થયો અને તેજ વખત તેની આગલ જેહાંન શીહા થઇ ગઇ અને પોતા ઉપર પેચ ખાઇને ધુજવા લાગો અને ચાહયું કે ઘોડાની પીઠ ઉપરથી પડે. પણ પોતાની હીમત ઓશતવાર રાખીને જીન ઉપર બેસી રહયો. પછી અવાજ મારીને જેહાંબખશને કહેવા લાગો કે એ હીંદુસ્તાનનાં નામદાર પહેલવાન હવે રાતનો વખત નજદીક આવ્યો છે. વાસ્તે આપણને ઘટેચ કે આપણા મકાન ઉપર જઇએ. જ્યારે હાથીની વજનનાં જેહાંબખશે તમુર તુંરકીથી એવા સખુનો સાંભલ્યા ત્યારે કહેવા લાગો કે એ નામદાર અવલ તું માહરી સાથે કોલ કર કે કાલ રોજે તું મારા મેદાનમાં આવે. એમ કોલ કરશે તોજ હું તુંને જવા દેઉં. અગર જો એ મુજબ તું કબુલ નહી કરે તો આપણ એ જગો લડાઇ ઉઠાવ્યે. એ સખુન સાંભલીને તમુરે કબુલ કીધું કે કાલ રોજે તારા મેદાનમાં આવીને તારી સાથે લડાઇ કરીશ. એ રવેશ કોલ કરીને બેઉ દેલાવરોએ પોતપોતાનાં લશકરની તરફ મોહ ધરયાં.

હવે પેલી તરફ કેકશે જોયું કે જેહાંબખશ તમુરની સાથે લડાઇ કરે છે. એવો મામલો જોઇને પોતે ખામોશ થઇ ઉભો અને દુરથી તેઓની લડાઇનો તમાશો જોવા લાગો. પછી પોતે પોતાનાં લશકરમાં જઇને પોતાનાં સરદારો સાથે મજલેશમાં બેઠો. જ્યારે પહેલવાન તમુર તુંરાની લશકરમાં ગયો ત્યારે ગમગીન દીલ સાથે પાદશાહ અફ્રાબીઆબની નજદીક જઇને તમાંમ હકીકત બેઆન કરી કહી. જ્યારે પાદશાહ અફ્રાસીઆબે તમુરનો ચેહેરો જરદ થએલો અને ગમગીન દેલ સાથે જોયો ત્યારે તેને કેટલોએક દેલાસો દેઇને ફરમાવ્યું કે સેતાબ મજલેશ બનાવે. પછી પાદશાહ અફ્રાસીઆબ તમુરને લઇને તમાંમ તુરાની સરદારો સાથે મજલેશમાં ખુશાલી કરવા બેઠો.

હવે જ્યારે આફ્તાબે પોતાનો જરી ઝુન્દો બુલંદીમાં ઉઠાવ્યો અને શીહા પરદા ઉઠાવી લીધા યાને બામદાદનો વખત થયો ત્યારે પાંચો લશકરે નગારાનાં અવાજ જારી કીધા અને તમાંમ દલેરોએ પોતાનાં મોહ કીનામાં ધર્યાં અને મેદાનમાં જઇને સફ સમારી ઉભા, તેવામાં જંગલની તરફથી એક શાંહાંનસી સવાર પવનની મીસાલે દોડતો ઇરાની લશકરની નજદીક આવ્યો અને સરફરાજ જાલેજરની નજદીક જઇને કહેવા લાગો કે નાપાક એકદસ્ત જાબુલમાં આવીને પારશને ગોસ્પંદની મીસાલે પકડી લઇ ગયો અને બાનુઓની બાનું ગોસરપ તે નાપાકની લડાઇમાં નીકલેલી છે. જ્યારે જાલેજરે એવી નાખુશ ખબર જાશુશથી સાંભલી ત્યારે પાકજાદ પાદશાહ કેખશરોની નજદીક જઇને કહેવા લાગો કે એ જેહાંદાર પાદશાહ નાપાક એકદસ્ત સીસતાંનનાં મુલકને વેરાંન કરવાને તરફ જઇ પહોંચ્યાં છે અને આપણાં જે પહેલવાનો છે તેઓમાં તે નાપાકની લડાઇની તાબેશ તું જોતો નથી. વાસ્તે મારો વીચાર એ છે કે સરફરાજ ફરાંમરજનો બેટો નામદાર જેહાંબખસ તેને જેર કરી શકશે વાસ્તે આજે વખતે તે નામદારને સમજાવીને સીસતાંનની તરફ ઉતાવળેથી મોકલવો બેહેતર છે. એટલું કહીને સેતાબ પોતાનો ઘોડો હીનદી લશકરની તરફ જોકાવ્યો.

———o✽o———

## ગયો સરફ્રરાજ જાલ જેહાંબખશની દરગાહમાં અને રવાનાં કીધો તેને એકદસ્તની લડાઇ ઉપર તે વગેરે બીજો એહવાલ.



હવે પેલી તરફ જ્યારે શાંમે પોતાનાં નેઆગાન જાલને દુરથી આવતો દીઠો ત્યારે જેહાંબખશને કહયું કે એ નામદાર ભાઇ આપણો બુજોરંગ નીઆગાંન આપણી તરફ આવે છે. એટલું કહીને સેતાબ બેઉ ભાઇ પેઆદા થયા અને જઇને જાલનાં પાંઉને બોશા દઇ તેને પોતાની દરગાહમાં લાવ્યા અને સુનાની ખુરશી ઉપર બેસાડીને કહેવા લાગા કે એ બુઢા બાપ હમો વગર બાપનાં બેટાઓને તેં કેમ યાદ કીધા છે અને હમો નાવારેસની નજદીક તુંને તસ્દી લેવાનો સબબ શું છે. પછી જાલે તમામ હકીકત જેહાંબખશની નજદીક કહી અને કહયું કે એ બેટા આએ વખત આપનાં નીયાગાંનોનું નામ રાખવું જોઇએ. જ્યારે જેહાંબખશે એવા સખુનો જાલની જુબાનથી સાંભલ્યા ત્યારે કહેવા લાગો કે એ બુઢા બાપ બુરજીગર બરજોની બાજુ બાંધીને મારે હવાલે કરે તો હું એકદસ્તને બાંધી તાહરે હવાલે કરૂં. કાંયજે બરજોને વાસ્તે ખુની રૂસ્તમે મારા બાપ ફ્રરામરજને જાનથી બેજાન કીધો છે. પછી જાલે તેને કેટલાએક સખુનોથી સમજાવીને કહયું કે જ્યારે તું એકદસ્તની લડાઇને ફ્રતેહ કરી આવશે ત્યારે હું તુંને ફ્રરામરજની નીશાંન બતલાવીશ. પણ જો હું નહિ બતલાવી શકીશ તોપછી બરજો અને રૂસ્તમ એ બેઉને મારે હાથે બાંધીને તારે હવાલે કરીશ. એ બેટા અગર જો આએ વખત મારો નામદાર બેટો ફ્રરામરજ હતે તો મને બીજાઓની મીનત કરવાની હાજેત નહી રહેતે. જ્યારે જેહાંબખશે બુઢા જાલથી એવી મીનતનાં સખુનો સાંભલ્યા ત્યારે ગુસ્સામાં આવીને પોતાના ભાઇ શાંમને કહયું કે એ નામદાર ભાઇ તું એ જગો હોશીઆરીથી રહેજે. હું શીસ્તાંન જઇને નાપાક એકદસ્તનાં જીવથી ગીરદ કાઢી નાખું. એટલું કહીને પોતાના હીંદી લશકરમાંથી કેટલુંએક પોતાની સાથે લઇને પવનની મીસાલ જાબુલસ્તાનની તરફ નીકલી ગયો.



## આવ્યો તમુર લડાઇના મેદાનમાં અને તલબ કીધો જેહાંબખશને પછી લડાઇ કીધી જાલ સાથે તે વગેરે બીજો અહેવાલ.



હવે પેલી તરફ જ્યારે નામદાર તમુરે પોતાનો ઘોડો મેદાનમાં જુકાવ્યો ત્યારે હીંદી લશકરની ઉપર અવાજ મારીને જેહાંબખશને પોતાનો હમનબરદ તલબ કીધો. તે સખુન સાંભલીને જાલેજર સેતાબ તેનાં મેદાનમાં ગયો અને તમુરને કહયું કે એ છોકરા હમણાં તારા સરને ખાકમાં લપેટીશ અને તારી જણુનારીને તારી માહાતમમાં બેસાડીશ-એટલું કહીને નેજો તમુરનાં સીનામાં માર્યો. તેને જોઇને તમુરે પોતાનો નેજો જાલ ઉપર નાંખ્યો. એ મીસાલે બેઉ પહેલવાનો એકબીજા ઉપર નેજાનાં જખમ કરવા લાગા. તેવામાં તમુરે એક નેજો જાલનાં નેજા ઉપર માર્યો જેથી જાલનો નેજો જમીન ઉપર પડયો.

આવા બનાવથી જાલ ગુસ્સામાં આવીને પેતાના મ્યાનથી તલવાર ખેંચી અને એક જખમ તમુરનાં તેગ ઉપર માર્યો તેથી તેનો તેગ્જે કલમની મીસાલ કાપી નાખ્યો. પછી બેહુ દલેરોએ તેગ્જા ઉપરથી હાથ ઉઠાવીને ગોરજની લડાઇ કરવા લાગા અને પોતાનાં ભારી ગોરજોનાં જખમ એક બીજા ઉપર મારવા લાગા તેવામાં તમુરે ગુસ્સામાં આવીને ગોરજનો એક જખમ એવો જોરથી માર્યો કે તે જરબથી જાલનાં હાથમાંથી ઢાલ જમીન ઉપર પડી ગઇ. તેજ વખતે તે ઢાલ જાલે ઉઠાવી લઇને મેઆનથી તલવાર ખેંચી અને કાનાંથી તમુરનાં સર ઉપર મારી. તેને જોઇને તમુરે પોતાની શમશેર હાથમાં પકડી અને ગુસ્સામાં આવીને જાલનાં સર ઉપર એવી જોરથી મારી કે તેની ઢાલ કાપીને જાલનાં સરમાં જખમ કીધો. જ્યારે શાંમનાં બેટાએ પોતા ઉપર એવો મામલો દીઠો ત્યારે પોતા ઉપર પેચ ખાઇને પોતાની તલવાર તમુરનાં સર ઉપર એવા જોરથી મારી કે જેથી તમુરની ઢાલ કપાઇ ગઇ અને તેનાં સરમાં જખમ લાગો. એ રવેશ બેહુ દેલાવરો જીવની કોશેશથી લડાઇ કરતા હતા જેઓને એક તરફથી પાદશાહ અફ્રાસીઆબ પોતાનાં તુરાની સરદારો સાથે નેગાહ કરતો હતો અને બીજી તરફથી તેહમતન રૂસ્તમ પાદશાહ કેખશરો સાથે તેઓની જવાંમરદીનો તમાશો જોતો હતો. જ્યારે દહાડો નજદીક આવ્યો ત્યારે બેઉ નામદારોએ લડાઇ કરવાથી પોતાનો હાથ પાછો ખેંચ્યો. પછી બેઉ દેલાવરોએ પોતાનાં મોંહ કાનાથી પાછાં ફેરવીને પોતપોતાનાં લશકરમાં ગયાં. જ્યારે પોતાનાં બાપ જાલને એ રવેશ જખમી થયલો તેહમતને દીઠો ત્યારે ગુસ્સામાં આવીને ચાહયું કે મેદાનમાં જઇને તમુરનાં સરને ખાક ઉપર નાંખે. પણ દહાડો આખર આવ્યો હતો તે સબબથી પોતાનો એરાદો મોકુફ રાખ્યો અને પાદશાહ કેખશરોની નજદીક કહેવા લાગો કે એ નામદાર પાદશાહ હું આજ રાતનાં તુરાની લશકરમાં રખશની જોસ્તેજોઇને વાસ્તે જાઉં અને તે આતશી રંગનાં રખશને મહારા હાથમાં લાવીને જેહાનની શરમમાંથી બહાર નીકલું.



## ગયો પીલતન રૂસ્તમ તુરાની લશકરમાં રખશની જોસ્તેજોઇ કરવાને વાસ્તે તે વગેરે બીજો અહેવાલ.

જ્યારે રાતનો વખત થયો ત્યારે પીલતન પહેલવાને પોતાનાં તનમાં શીહા પોશાક પહેર્યો અને તમામ હથીઆરોનો બોજો પોતા ઉપર બાંધીને પાદશાહની નજદીક આવ્યો અને તેને સેજદો કરીને તુરાની લશકરની તરફ નીકલી ચાલ્યો અને અફ્રાસીઆબનાં લશકરમાં જઇને હરજગો રખશની જોસ્તેજોઇ કરવા લાગો અને તુરાની લશકરમાં તમામ દેહેરાઓની આસપાસ ફ્રી વલ્યો તોપણ પોતાનાં રખશની કશી નીશાંન પામ્યો નહી. પછી ગુસ્સામાં આવીને અફ્રાસીઆબનાં દેહેરાની તરફ જઇ છુપો થઇ ઉભો. તેવામાં કરાખાંન નામનો એક ચીની પહેલવાન અફ્રાસીઆબની દરગાહમાંથી બહાર આવ્યો. તેણે જોયું કે એક આદમી શીહા અંધારીમાં છુપો થઇ ઉભો છે, જેને જોઇને તેણે એક પોકાર તે

ઉપર માર્યો અને કહેવા લાગો કે એ સરકશ મરદ તું કોણ છે. સેતાબ રોશનીમાં આવીને તારૂં મોંહ મને બતલાવે. જ્યારે તે ચીની પહેલવાનથી તેહમતને એવા સખુનો સાંભલ્યા ત્યારે જગોથી કુદીને એક મુકી તેના સર ઉપર મારી તે મુકીના જખમથી કરાખાનનું મગજ નાખને રસ્તે બહાર નીકલી પડયું અને બેઅખત્યાર થઇને ખાક ઉપર પડયો. પછી પીલતન પહેલવાન તે જગોથી બહાર આવીને ઇરાની લશકરની તરફ નીકલી ચાલ્યો અને પાદશાહ કેખશરોની દરગાહમાં જઇને તમામ ગુજરેલી હકીકત બયાન કરી કહી.



## આવ્યો કેકશ તલબ કીધો બરજોને અને ગયો દલેર ગેવ તેનાં મેદાનમાં અને ગીરફતાર થયો ગેવ કેકશનાં હાથ ઉપર તે વગેરે બીજો અહેવાલ.



જ્યારે આફતાબ તલુ થયો અને સાતે લશકર કીનાનાં મેદાનમાં સફ ખેંચી ઉભા ત્યારે નામદાર કેકશે પોતાનો ઘોડો મેદાનમાં જુકાવ્યો અને ઇરાની લશકરની તરફ જઇને પોતાનો હમનબરદ બરજોને તલબ કીધો. તે સખુન સાંભલીને દલેર ગેવ ગુસ્સામાં આવ્યો અને પોતાનાં ઘોડાને મેદાનમાં દપટાવીને તેની રાહા બાંધી ઉભો અને ગુસ્સાથી કહેવા લાગો કે એ બદનસલનાં નાપાક હમણાં તારા સરને એ મેદાનમાં ખાક ઉપર નાખું અને તારાં લશકરને મારા ભારી ગોરજે કરીને બરહમ મારૂં. ગેવની જુબાનથી એવા સખુનો સાંભલીને કેકશ બોલ્યો કે એ દરામણી સુરતનાં બેવકુફ તુંને એવું કરૂં કે બુઢો જાલ તારી માહાતમમાં બેસે. એટલું કહીને તલવાર મ્યાનથી ખેંચી. પછી બેઉ પહેલવાનો સમશેરની લડાઇ કરવા લાગા. જ્યારે તેઓ તલવારની લડાઇથી નામુરાદ થયા ત્યારે દલેર ગેવ સેતાબ પોતાની કમંદ કેકશ ઉપર નાખી તેથી તે નામદારનું સર બંધમાં આવ્યું. એવો મામલો પોતાપર જોઇને નામદાર કેકશે સેતાબ તલવારે કરી ગેવની કમંદ કાપી નાંખી અને ગેવની નજદીક જઇને તેનો કમરબંદ પકડયો અને ઘોડાના જીનથી ઉઠાવીને પોતાનાં લશકરમાં લઇ ગયો.

એ નામાંનો જોડનાર શાએર કહે છે કે એ સાતે લશકરને લડાઇના મેદાનમાં પડતાં મેલીને હવે એકદરતનું દાસ્તાન કહુછ તે સાંભલ. જ્યારે એકદસ્ત તુરાની લશકરમાંથી સીરતાંનની તરફ નીકલી ચાલ્યો ત્યારે મનજેલ દરમનજેલ રાહા કાપતો જાબોલસ્તાન જઇ પહોંચ્યો. તે ખબર બાનુ ગોશસ્પને થઇ કે નાપાક એકદસ્ત શીસ્તાનનાં મોલકો ખરાબ કરતો આવ્યો છે. તેજ વખત હુકમ કીધો કે જાબુલનાં તમાંમ દરવાજા ઓસ્તવારીથી બંધ કરીને તે ઉપર જાબુલી સવારો ખબરદારીથી ચોકી રહે અને લડાઇના કરનારા દલેરો કોટની સપીલ ઉપર જઇને શહેરની પાસબાની કરે. તે હુકમ સાંભલીને તમામ નામદાર લોકો કોટની સપીલ ઉપર જઇ ઉભા. હવે જ્યારે નાપાક એકદસ્ત જાબુલની તરફ જઇ પહોંચ્યો તેજ વખત પોતાના લશકરની સફ ખેંચી. પછી પોતે મેદાનમાં આવીને બાનુ ગોશસ્પને હમનબરદ તલબ કીધો. જ્યારે પારેસ ખીદમતગારે તે નાપાકની જુબાનથી એવા સખુનો સાંભલ્યા ત્યારે સેતાબ કીલ્લાની અંદરથી બહાર આવ્યો અને પોતાનો ઘોડો દપટાવીને તેની

મોકાબેલ જઇ ઉભો અને તેને કહેવા લાગો કે એ નાપાક ચોર તું જાબુલ અને શીસ્તાનનાં મોલકથી શું મુરાદ રાખે છે. હમણાં તારા સરને માહા હાથમાં લઉં. જ્યારે એકદસ્તે તેને પોતાની મોકાબેલ આવેલો દીઠો ત્યારે પુછવા લાગો કે એ પહેલવાન તારૂં નામ શું છે તે મારી નજદીક બોલી કહે. એકદસ્તથી એ સખુન સાંભલીને પારસે જવાબ દીધો કે મારૂં નામ પારેસ કરીને કહે છે અને મારૂં વતન પારેસ શહેરમાં છે અને હું તેહમતન રૂસ્તમનો ખાસ ખીદમતગાર છું. એટલું કહીને પોતાનો ગોરજ એકદસ્તનાં સર ઉપર મારયો તેનો જરબ રદ કરીને એકદસ્તે પોતાનો ભારી ગોરજ પારસ ઉપર મારયો તે ગોરજનાં જરબથી પારેશ ઘોડા સાથે ખાકમાં પડયો. તેને એ રવેશ જમીન ઉપર પડેલો જોઇને એકદસ્ત સેતાબ કુદીને પારસનાં સીના ઉપર સવાર થયો અને તેની બેઉ બાજુ બાંધીને ખેંચતો પોતાનાં લશકરની તરફ લઇ ગયો અને તેને પોતાનાં સવારોને હવાલે કરીને તેજ વખત પાછો મેદાનમાં આવ્યો.



## લડાઇ કીધી બાનું ગોસસ્પે એકદસ્ત સાથે અને પાછાં ફર્યાં બેહુ પહેલવાનો મેદાનમાંથી તે વગેરે બીજો એહવાલ.



જ્યારે બાંનું ગોસસ્પે એકદસ્તને પાછો મેદાનમા હમનબરદ તલબ કરતો દીઠો ત્યારે લડાઇનું બખતર તનમાં પહેરીયું અને તે ઉપર કીનાનાં હથીઆરો બાંધીને પોતાનો ઘોડો એકદસ્તનાં મેદાનમાં જોકાવ્યો અને તેની રાહા બાંધીને કહેવા લાગી કે એ નાપાક બુરી નશલનાં ચોર તેં જાબુલની તરફ મોહ ધયું છે તેની તને સજા પહોંચાડું અને તું એમ જાણ કે હવેથી તારૂં નેહેસ કદમ જેહાંનથી નાબુદ થાય. મારી આતશની વરસાવનાર શમશેરે કરીને તારા સરને જુદું કરી જાબુલનાં દરવાજા ઉપર લટકાવું અને તારા બદનને રેજે રેજ કરીને જાનવરોનો ખોરાક કરૂં. એટલું કહીને સેતાબ નેજો ઉઠાવી એકદસ્તનાં સીનામાં માર્યો. તેનાં જખમથી તે નાપાક પોતા ઉપર પેચ ખાઇને પોતાનો નેજો બાંનું ગોસસ્પની કમર ઉપર માર્યો. એ મીસાલે તે બેહુ જંગી દેલાવરો એકબીજા ઉપર નેજાનાં જખમો કરવા લાગા. જ્યારે નેજાની લડાઇથી કોઇ આજેજ આવ્યું નહી ત્યારે નેજા ઉપરથી હાથ ઉઠાવી ભારી ગોરજોની લડાઇ કરવા લાગાં. તેવામાં બાનુંએ પોતાનો ભારી ગોરજ ઉઠાવીને એક-દસ્તને કહયું કે એ બુરી બુનીઆદનાં ચોર હવે તેહમતનની નામવર બેટીનો એક જખમ સંભાલ. તેનું કહેવું કે એકદસ્તે સેતાબ પોતાને ઢાલને દરમેઆન છુપાવ્યો. તેવામાં બાનું ગોસસ્પે પોતાનો ગોરજ એકદસ્તનાં સર ઉપર એવો જોરથી માર્યો કે તેના જરબથી એક-દસ્ત પોતાનાં ઘોડા સાથે ખાકમાં પડયો અને તેજ વખતે પાછો ઉઠીને મેઆનથી તલવાર ખેંચી અને બાનુંની નજદીક જઇને એક જખમ તેનાં ઘોડાની ગરદન ઉપર માર્યો તેણે કરીને બાનુંનો ઘોડો ખાકમાં પડયો. તેજ વખતે બાંનું ચીતાની મીસાલે કુદીને જમીન ઉપર ઉભી અને ખંજર ખેંચીને ચાહયું કે એકદસ્તને મારે. તેને એ રવેશ જોઇને એકદસ્તેબી

પોતાનું ખંજર હાથમાં પકડયું. પછી એક બીજા ઉપર દોડ ધુમ કરવા લાગા. જ્યારે એક-દસ્તે જોયું કે પીલતનની બેટી આજેજ નથી આવતી ત્યારે ગુસ્સામાં આવીને બીજી મરતબે તલવાર ઉઠાવી તેને જોઇને બાંનુ ગોસસ્પે પોતાની તલવાર મેઆનથી ખેંચી. પછી બેઉ દેલાવરો એક બીજા ઉપર તલવારનાં જખમો કરવા લાગ્યાં. જ્યારે આફતાબ માથે આવ્યો અને જંગલે આતશની મીસાલે તપવા લાગ્યું ત્યારે એકદસ્તે કહયું કે એ વાઘની મારનાર બાંનુ, હવે આફતાબ માથે આવ્યો તેથી આપણું બદન આતશની મીસાલ તપે છે. વાસ્તે તું તારા મકાન ઉપર જઇને આરામ કર અને કાલ રોજે આપણે એ મેદાનમાં પાછા લડાઇ કર્યે અને જોઇએ કે આસમાન કોણની દસ્તગીરી કરે છે. એટલું કહીને એકદસ્ત સેતાબ પોતાનાં લશકરમાં ગયો. તેને જોઇને પીલતન પહેલવાનની બેટી પોતાના મકાન ઉપર આવી અને ખાનું ખાઇને આશાએશને વાસ્તે ખોઆબગાહાની જગોમાં જઈ ખોઆબ કીધો.

હવે પેલી તરફ ચોર એકદસ્ત પોતાના દેલ સાથે અનદેશો કરવા લાગો કે પીલતન રૂસ્તમની બેટી પોતાનાં બાપ કરતાં ઘણી જોરાવર છે. અગર એ બાંનું કાલ રોજે મારી લડાઇમાં આવશે તો બેશક મારો જાન તેનાં હાથ ઉપર બરબાદ થશે. વાસ્તે હવે એની લડાઇથી હાથ ઉઠાવીને બીજી તદબીર કરવી જોઇએ. જ્યારે રાતનો વખત થયો ત્યારે એકદસ્તે લડાઇનાં હથીઆરો તન ઉપર બાંધીને બેહોશ શરાબની શીશી પોતાની સાથે લીધી અને જાબુલનાં કોટની તરફ જઇને પોતાની કમંદ કોટનાં કંગુરા ઉપર ફેંકી અને કોટ ઉપર ચહડીને શેહેરમાં દાખલ થયો અને બાનુંનાં મહેલ નીચે જઇ પોતાની કમંદ તેનાં મહેલ ઉપર નાખીને અંદર દાખલ થયો અને જઇને જોઇશું કે નેકબખત બાંનુંએ પોતાના તખત ઉપર ખોઆબ કીધો છે. પછી તેનાં સર આગલ જઇને કેટલાએક બેહોશ શરાબનાં કતરા તે ખાલેશ બાનુનાં મોહમાં અને નાકમાં નાખ્યા અને તેજ વખતે પોતાની કમનદથી તે બાનુની બાજુ બાંધીને તેને ઉઠાવી નીકલી ચાલ્યો અને લશકરમાં જઇને તે બેહોસીમાં પડેલી બાનુંનાં તન ઉપર ભારી બંધનો બોજો નાંખ્યો. પછી પોતાનાં લશકરને ફરમાવ્યું કે સેતાબ કુચની તઇયારી કરે. તે હોકમ સાંભલીને તમામ લશકરે પોતાનાં મોહ રાહામાં ધર્યાં.

હવે પેલી તરફ જયારે આફતાબ જાહેર થયો ત્યારે રોદાબે બાનુંને ખબર થઇ કે બાનું ગોસસ્પને નાપાક એકદસ્ત રાતને વખતે આવીને ચોરી લઇ ગયો તે નાખુશ ખબર સાંભલીને રોદાબે જારી કરવા લાગી અને આંસુને ઠેકાણે લોહીનાં કતરા વરસાવવા લાગી, અને જયારે બાંનું ગોસસ્પને ચોરી ગયાની ખબર શેહેરનાં લોકોને થઇ તેથી તમામ. લોકો ગમગીન અને માહાતમ ભરેલા થયા.

હવે નાપાક એકદસ્ત ત્રણ દાહાડાની મંજેલ કરીને ચોથે દહાડે પોતાનાં લશકરને ફરમાવ્યું કે એ જગો આશાએશને વાસ્તે ડેહેરા નાંખે. પછી પોતે મજલેસમાં બેસીને ખાનું ખાવા તથા શરાબ પીવા મશગુલ થયો. તેવામાં જંગલની તરફથી એક ગીરદ નજર આવી તે ગીરદમાંથી હીનદી લશકર સાથે નામદાર જેહાંબખશ બાહાર નીકલી આવ્યો.

---

# આવી પહોંચ્યો ફરામરજનો બેટો જેહાંબખશ રાહાના મેદાનમાં અને લડાઈ કીધો એકદસ્ત સાથે તે વગેરે બીજો અહેવાલ.



જયારે નામદાર જેહાંબખશના આવ્યાની ખબર એકદસ્તને થઇ કે હીંદી જેહાંબખશ તેની મોકાબેલ આવી પહોંચ્યો છે ત્યારે એકદસ્તે ફરમાવ્યું કે લશકર સફ સમારીને તઇયાર થાય. જયારે દેલાવર જેહાંબખશે એકદસ્તનાં લશકરને સફ ખેંચેલું દીઠું તેજ વખત પોતે ફરમાવ્યું કે લશકર સેતાબ સફદરસફ ઉભું રહે. એટલું કહીને પોતાનો હાથી મેદાનમાં રેલાવ્યો અને અવાજ મારીને બોલવા લાગો કે એ નાપાક બદ તોખમનાં ચોર હમણાં મારા ભારી ગોરજે કરીને તારા સરને કુટી નાખું. જયારે નામદાર જેહાંબખશને એ રવેશ પોકારતો એકદસ્તે મેદાનમાં દીઠો ત્યારે પોતે ઘોડા ઉપર સવાર થઇને જેહાંબખશનાં મેદાનમાં ગયો અને જેહાંબખશને કહેવા લાગો કે એ હીંદુ હમણાંજ તારા જીવમાંથી હું ગીરદ કહાડી નાખુ છું એટલું કહીને સેતાબ પોતાનો નેજો જેહાંબખશ ઉપર માર્યો તેને જોઇને જેહાંબખશે પોતાનો નેજો એકદસ્ત ઉપર નાંખ્યો એ મીસાલે બેઉ પહેલવાનો એક બીજા ઉપર નેજાના જખમો કરવા લાગા. જયારે તેઓનાં નેજાઓની નોક તુટી ગઇ ત્યારે તે ઉપરથી હાથ ઉઠાવીને જેહાંબખશે પોતાનો ભારી ગોરજ ઉઠાવ્યો. જયારે જંઘી જેહાંબખશને ગોરજ સાથે પોતા ઉપર હુમલો કરતાં એકદસ્તે જોયો ત્યારે સેતાબ ઘોડાની પીઠ ઉપરથી કુદીને એક ભારી ગોરજ ઉઠાવ્યો અને સેતાબ દોડતો આવિને જેહાંબખશનાં હાથીના સર ઉપર એવો જોરથી માર્યો કે તેજ વખત હાથીનું મગજ ખાકમાં નીકલી પડયું તેથી તે હાથી જમીન ઉપર પડયો. એક તરફથી હાથીનું જમીન ઉપર પડવું કે દેલાવર જેહાંબખશ સેતાબ ચીતાની મીસાલ કુદીને જમીન ઉપર ઉભો. જયારે જેહાંબખશનાં લશકરમાંથી તેના સરદારોએ દીઠું કે જેહાંબખશ સવારી વગરનો થઇને પાંઉ પ્યાદે દુશમનની મોકાબેલ ઉભો છે તેજ વખત એક બીજો હાથી તેની સવારીને વાસ્તે લાવીને તેની નજદીક હાજર કીધો. તે ઉપર જેહાંબખશ પાછો સવાર થઇને પોતાનો ભારી ગોરજ ઉઠાવ્યો અને તેને કહેવા લાગો કે એ નાપાક ચોર તું ચાહે તેટલા પથ્થર મારી ઉપર નાંખ તેથી હું ડરનાર નથી. એટલું કહીને ગુસ્સાથી એક જખમ તેનાં સર ઉપર જોરથી માર્યો કે જેથી એકદસ્ત ઘોડા સાથે ખાક ઉપર પડયો અને પાછો ઉઠીને જેહાંબખશની મોકાબેલ ઉભો. એ મીસાલે બેઉ પહેલવાનો લડાઇ કરતા હતા તેવામાં નામદાર જેહાંબખશ ગુસ્સામાં આવીને તલવાર મ્યાનથી ખેંચી તેને જોઇને એકદસ્તે સીતાબ પોતાના સર ઉપર ઢાલ પકડી. પછી જેહાંબખશે એક જખમ તેનાં સર ઉપર એવો જોરથી માર્યો કે તેની ઢાલનાં તુકડા કરીને તેના સરમાં લાગો. તેથી તેની નજદીક જેહાંન શીહા થઇ અને પોતા ઉપર પેચ ખાઇને નાસવાની તદબીર શોધવા લાગો. પછી જેહાંબખશને કહયું કે એ દેલાવર પહેલવાન હવે દાહડો નજદીક આવ્યો. વાસ્તે તું તારા લશકરમાં જઇને આજની રાત આશાએસ પકડ અને જોઇએ કે કાલ રોજે જમાનો કોણને યારી દીએ છે. એટલું કહીને એકદસ્ત પોતાનાં લશકરની તરફ ચાલ્યો તેને જોઇને દેલાવર જેહાંબખશે પોતાનો હાથી હીંદી લશકરની તરફ ચલાવ્યો. પણ તે વખત

જેહાંબખશ બાનું ગોશરપનાં અહેવાલથી પુરો નાવાકેફ હતો. તે સબબથી પોતાનાં લશકરમાં જઇને મજલેસમાં પોતાનાં દેલને ખુશી કરવા બેઠો.



## નહાસી ગયો એકદસ્ત જેહાંબખશની દેહસતથી અને મારો ગયો જલકમાર તુરકી પોતાનાં લશકર સાથે જેહાંબખશનાં હાથ ઉપર તે વગેરે બીજો અહેવાલ.



હવે જયારે નાપાક એકદસ્ત જેહાંબખશનાં મેદાનમાંથી જખમી થઇને જેવો પોતાના લશકરમાં નીકલી ગયો કે તેવોજ જઇને પોતાના દેહરામાં બેહોશ થઇ પડયો અને અરધી રાતને વખત પાછો પોતાનાં હોશમાં આવીને દેલ સાથે અંદેશો કરવા લાગો કે આજરોજે હુંએ એ બુરી નસલનાં હીંદુની લડાઇથી સલામત આવ્યો છું. પણ હવે કાલ રોજે એ નાપાક વગર દીનનાં હીંદોના હાથથી મારો જાન બચવો મુશકેલ છે. એટલું પોતાનાં દેલ સાથે વીચારીને પછી લશકરને ફરમાવ્યું કે કેટલાએક દેહેરા એ જગો પડતા મેલીને સેતાબ પાદશાહ અફ્રાસીઆબની તરફ કુચ કરે. એટલું કહીને તેજ વખત પોતાનો ઘોડો તે જગોથી આગલ ચલાવ્યો અને જેહાંબખશની દેહેસતથી પોતાનાં લશકર સાથે પવનની મીસાલે રાહામાં નીકલી ચાલ્યો.

હવે જયારે રોશન રોજ જાહેર થયો ત્યારે જેહાંબખશને ખબર થઇ કે શીહા જીવનો એકદસ્ત રતોવાઇ નીકલી ગયો છે. એવી ખબર સાંભલીને દેલાવર હીનદી ગુસ્સામાં આવ્યો અને પોતાનાં લશકરને હોકમ કીધો કે સેતાબ એકદસ્તનો દુમબાલો પકડે. પછી પોતે હાથી ઉપર સવાર થઇને પાંણીનાં રેલાની મીસાલ એકદસ્તની પછવાડે નીકલી ચાલ્યો અને મનજલ દરમનજેલ રાહા કાપતો એક જંગલમાં જઇ પહોંચ્યો. ત્યાં જોયું કે તે જંગલમાં ભારી ગીરદ નજર આવે છે. તેમાંથી દશ હજાર સવાર તલવારનાં મારનારા મોકાબેલ નીકલી આવ્યા. તેનો સરદાર જલકમાર નામનો તુરકી હતો. જયારે તે લશકરનો મેલાપ જેહાંબખશ સાથે થયો ત્યારે બેહુ તરફનાં લશકર પોત પોતાની સફ સમારી ઉભા. પછી નામદાર જેહાંબખશ પોતાનો હાથી રેલાવીને મેદાનમાં આવ્યો અને પોકાર મ.રીને કહેવા લાગો કે એ કમબખત શીહા જીવનાં આજરોજે મરદાંને મરદની લડાઇ તું તારી નજરે જોશે. જયારે નામદાર જેહાંબખશની જુબાનથી જલકમારે એવા સખુન સાંભલ્યા ત્યારે પોતાનો ઘોડો જેહાંબખશનાં મેદાનમાં જોકાવ્યો અને જેહાંબખશની મોકાબેલ જઇને કહેવા લાગો કે એ બદગોહરનાં હીનદી હમણાં તારા સરને ખુનમાં લપેટીને ખાકમાં નાંખુંચ. એટલું કહીને જેહાંબખશ ઉપર પોતાની કમંદ નાખી. તેને જોઇને જેહાંબખશે પોતાની કમનંદ જલકમાર ઉપર નાંખી તેથી તે બેહુ દેલેરોનાં સર બંધમાં આવ્યાં. પછી બેહુ પહેલવાનો એક બીજાને ખેંચવા લાગા અને એક બીજા ઉપર જોર કરવા લાગા તોપણ જીન ઉપરથી નીચે આવ્યા નહી. જયારે તેઓનાં જોર કરવાથી બેહુની કમનદો તુટી ગઇ

ત્યારે જલકમાર તુરકીએ મેઆનથી તલવાર ખેંચી અને ચાહ્યું કે જેહાંબખશનાં સર ઉપર મારે. તેવામાં જેહાબખશે પોતાનો ભારી ગોરજ ઉઠાવ્યો અને એક જરબ તેની તલવાર ઉપર માર્યો તેથી તેની તલવારનાં તુકડા કરી નાખ્યા. જ્યારે તે તુરકીએ જેહાંબખશથી એવો મામલો દીઠો ત્યારે સેતાબ તેને બોલવા લાગો કે એ નામદાર તું પોતાની પાસે તલ-વાર રાખતો નથી યા તુંને તલવાર મારવાનો હોનર માલુંમ નથી કે એખલો ગોરજ લઇને લડાઇ કરવા આવ્યો છે. એ સખુન સાંભલીને જેહાંબખશે તેને જવાબ દીધો કે એ બેઅકલ લડાઇને વખતે મરદ લોકોને ભારી ગોરજ જેટલો જેબ દીએ છે તેટલી તલવાર જેબ દેતી નથી. એટલું કહીને બીજી મરતબે પોતાનો ભારી ગોરજ ઉઠાવ્યો અને તે તુરકીનાં સર ઉપર માર્યો તેથી તેજ વખતે તે તુરકી પોતાનાં ઘોડા સાથે ખાક ઉપર પડીને પોતાનો જાંન કાઢી નાખ્યો. જયારે નામદાર જેહાંબખશ તે તુરકીની લડાઇથી ફારેગ થયો ત્યારે સેતાબ પોતાનો ભારી ગોરજ ઉઠાવીને તેનાં લશકર ઉપર જઇ પડયો અને તેનું તુરકી લશકર જેહાંબખશનાં હાથ ઉપર બેસુમાર માર્યું ગયું અને બાકીનાં જે કોઇ જીવતા રહ્યાં તે લોકો પોતાના જાંન બચાવવા જંગલની તરફ નાસી ગયા. જયારે એ રવેશ તે તુરકી લશકર પરાગંનદેહ થઇ ગયું ત્યારે જેહાંબખશ ફતેહમંદી સાથ પોતાનાં હીનદી લશકરમાં પાછો આવ્યો.



## આવ્યો કેકશ લડાઇનાં મેદાનમાં અને તલબ કીધો પોતાના હમન-બરદ બરજોને અને ગયો તેનાં મેદાનમાં સરફરાજ જાલ તે વગેરે બીજો એહવાલ.



હવે પેલી તરફ સાતે લશકર મેદાંનમાં આવીને સફ ખેંચી ઉભા ત્યારે નામદાર કેકશે પોતાનો ઘોડો મેદાનમાં જોકાવ્યો અને ઇરાની લશકર ઉપર અવાજ મારીને બરજોને પોતાનો હમનબરદ બોલાવ્યો અને કેટલાએક તાનાંજનીનાં સખુનો જેહાંપહેલવાનને કહયા. તે સખુન સાંભલીને તેહમતને પોતાનું મોહ જરદ કીધું. જયારે બુઢા જાલે જોયું કે નાંમ-દાર પીલતનનો ચેહેરો કેકશનાં સખુનથી જરદ થયો છે અને દરદ ભરેલું કીધું છે તેજ વખતે પોતાનો ઘોડો તેનાં મેદાનમાં જોકાવ્યો અને કેકશની નજદીક જઇને તેને કહેવા લાગો કે એ બેહુંદા મગજનાં મગર તું પોતાનાં જીવથી ધરાયો છે કે એ રવેશનાં સખુનો મેદાનમાં બોલે છે. હવે તું પોતાનું ખરૂં નામ મારી નજદીક જાહેર કરીને કહે કાંયજે મારી વાંકી પીઠની શમશેર તારૂં લોહી પીવાની પીઆસી થયલી છે. જયારે કેકશે એવા સખુનો જાલથી સાંભલ્યા ત્યારે હસીને તેને કહેવા લાગો કે એ બુજોરગ મને ઇરાની અથવા જાબુલી નામદારો સાથે કાંઇ દાવો નથી. એખલો બુરજીગર બરજો સાથે મને દાવો છે અને તું તારી જઇફીનાં વખતમાં દેલાવર જવાનોના લડાઇમાં આવ્યો છે તે તુંને જેબ દેતું નથી.

વાસ્તે એ બુઢા તું તારા જાંનની સલામતી ચાહાલો હોય તો મારા મેદાનમાંથી પાછો ફર. અગરજો તું મારી નસીહતને કબુલ નહી કરશે તો મારા ભારી ગોરજનાં એક જરબથી તારો જઇફ જીવ નીકલી જશે અને એ મેદાનમાં તારા મુઆથી દલેર લોકો મારી મસખેરી કરશે કે એક નોજવાંન પહેલવાને બુઢા જઇફને મારી નાખ્યો. એ સખુન સાંભલીને બુઢા જાલે કહ્યુ કે એ નોજવાંન તારો જુવાન જીવ બુઢાનાં હાથ ઉપર બરબાદ થશે તેનો તુંને અંનદેશો કરવો જોઇએ. એટલું કહીને પોતાનો નેજો કેકશની કમર ઉપર માર્યો. એ મીસાલે બેહું પહેલવાનો એકબીજા ઉપર નેજાનાં જખમ કરવા લાગા અને એક તરફથી પાદશાહ અફરાસીઆબ નામદાર તમુર સાથે અને બીજી તરફથી પાદશાહા કેખશરો પીલતન પહેલવાન સાથે બેહુ પહેલવાનોની લડાઇનો તમાસો જોતા હતા તેવામાં બુઢા જાલે પોતાનાં હાથમાંથી નેજો નાંખી દેઇને સેતાબ ભારી ગોરજ ઉઠાવ્યો અને કેકશને કહ્યું કે એ પહેલવાન સેતાબ તું પોતાનાં સર ઉપર ઢાલ પકડ. એટલું કહીને એક જરબ એવો જોરથી માર્યો કે તેજ વખતે કેકશની ઢાલમાંથી આતશ રોશન થયો. એવો મામલો જોઇને નામદાર કેકશે પોતાની શમશેર મેઆનથી ખેંચી તેને જોઇને સેતાબ જાલે પોતાની તલવાર હાથમાં પકડી. પછી બેહુ દલેરો એકબીજા ઉપર તલવારનાં જખમો મારવા લાગા. જયારે દહાડો નજદીક આવ્યો ત્યારે નામદાર જાલે કેકશને કહ્યું કે હવે રાતનો વખત નજદીક આવ્યો છે. વાસ્તે તું એ મેદાનમાથી પાછો ફર અને કાલ રોજે જો તુંને લડાઇની ખાહેશ થાય તો મને તારા મેદાનમાં બોલાવજે. એટલું કહીને પોતે ઇરાની લશકરની તરફ ઘોડો ચલાવ્યો તેને જોઇને સાતે લશકર પોતપોતાનાં મકાન ઉપર જઇ આશાએશમાં બેઠા.



## આવી પહોંચ્યો એક તરફથી ગોશબાનગોશનો બેટો ફીલેદદાંન પોતાના બાપનો કીનો લેવા અને બીજી તરફથી શીહા જીવનો એકદસ્ત અને તેને દુમબાલે નામદાર જેહાંબખશ લડાઇના મેદાનમાં તે વગેરે બીજો અહેવાલ.



જયારે બામદાદનો વખત થયો ત્યારે સાતે લશકરમાંથી નકારાનો પોકાર ઉઠયા અને મેદાનમાં આવીને પોતપોતાની જગો ઉપર સફ ખેંચી ઉભા. તેવામાં જંગલની તરફથી એક ભારી ગીરદ નજર આવી. તેમાંથી દશ હજાર તલવારનાં મારનારા સવારો સાથે ફીલેદંદાન નામનો એક હાથી સવાર નીકલી આવ્યો અને મેદાનમાં આવીને સેતાબ સફ ખેંચી ઉભો. તેવામાં જંગલ તરફથી એક બીજી ગીરદ નજર આવી તેમાંથી એકદસ્ત બહાર આવ્યો. તેની પછવાડે એક બીજી ગીરદ નજર આવી તેમાંથી ફતેહમંદ બખતનો જેહાંબખશ નજર આવ્યો અને સેતાબ પોતાનો હાથી રેલાવીને એકદસ્તની સહા બંધ કરી ઉભો. જયારે શીહા જીવનાં એકદસ્તે જેહાંબખશને પોતાનો અટકાવ કરતો દીઠો ત્યારે તેને કહેવા લાગો

કે એ નાપાક હીંદી તું મારો દુમબાલો મેલતો નથી. વાસ્તે મારેથી શું ખાહેશ રાખે છે. એટલું કહીને પોતાનો નેઝો જેહાંબખશ ઉપર માર્યો તેને જોઇને જેહાંબખશ ગુસ્સામાં આવ્યો અને પોતાનો નેઝો એકદસ્તના હાથ ઉપર જોરથી માર્યો કે જેથી તે શીહા જીવનાં એકદસ્તનો નેઝો તેનાં હાથમાંથી જમીન ઉપર પડયો. તે જોઇને તમામ પહેલવાનો હસવા લાગા. આથી એકદસ્ત ગુસ્સામાં આવ્યો અને તેજ વખત ઘોડા ઉપરથી કુદીને જમીન ઉપરથી એક ભારી પથ્થર ઉઠાવ્યો અને સેતાબ દોડતો આવીને જેહાંબખશનાં હાથીનાં સરમાં માર્યો. તેજ વખત નામદાર જેહાંબખશ ચીતાની મીસાલે કુદીને જમીન ઉપર ઉભો. પણ પથ્થરનાં જરબથી જેહાંબખશનો હાથી ખાકમાં પડયો. એવો મામલો જોઇને જેહાંબખશનાં લશકરમાંથી તેના સવારોએ એક બીજો હાથી સવારીને વાસ્તે લાવી હાજર કીધો. તેજ વખત નામદાર જેહાંબખશ જમીન ઉપરથી કુદીને શેરની મીસાલ હાથીની પીઠ ઉપર સવાર થયો અને કીનાથી સમશેર ખેંચીને એક જરબ એકદસ્તના સર ઉપર એવો જોરથી માર્યો કે તેના સર ઉપરથી ઢાલની સાથે ફોલાદની તોપ કાપીને સરને જખમી કીધું જેથી એકદસ્તના સરમાંથી બેસુમાર લોહી જારી થયું. એકદસ્ત પોતા ઉપર પેચ ખાઇને સેતાબ ઘોડાની પીઠ ઉપરથી કુદીને તુરાની લશકરની તરફ પાંઉ પ્યાદે થઇ નાસવા લાગો. જયારે જેહાંબખશે એકદસ્તને એ રવેશ નાસતો દીઠો ત્યારે પોતાનો હાથી તેની પછવાડે રેલાવયો અને ચાહયું કે તલવારે કરી તેનાં બેઉ તુકડા કરે. જયારે તુરાની લશકરમાંથી નામદાર તમુરે જેહાંબખશને એકદસ્ત ઉપર ગાલેબ દીઠો તેજ વખત પોતાનો ઘોડો જેહાંબખશની મોકાબેલ જુકાવયો અને તેની મોકાબેલ આવીને કહેવા લાગો કે એ લડાયક હીંદી પહેલવાન હવે દહાડો નજદીક આવયો છે, વાસ્તે તુંને ઘટેચ કે તારા લશકરમાં જઇને આસાએસ પકડે પણ જો તુંને લડાઇની ખાહેશ છે તો કાલ રોજે એ મેદાનમાં આવજે. તમુરની જુબાનથી એ સખુન સાંભલીને જેહાંબખશે પોતાનો હાથી પાછો ફેરવયો અને પોતાનાં લશકરમાં જઇને પોતાના ભાઇ સામની સાથે મજલેસમાં બેઠો.

હવે જયારે એકદસ્ત પાદશાહ અફ્રાસીઆબની નજદીક ગયો ત્યારે તેને પુછયું કે એ દલેર પહેલવાન સીસ્તાનમાં તારી સાથે જેહાંબખશને શું બન્યું તે તમામ બીના મારી નજદીક જાહેર કરી કહે. એ સખુન સાંભલીને રાહાની તમામ હકીકત અને સીસ્તાનની લડાઇની બીના સરવે પાદશાહ અફ્રાસીઆબની નજદીક બયાન કરી કહી. પછી એકદસ્તે હુકમ કીધો કે બાનુ ગોસસ્પ અને પારસ પરહેજગાર એ બેઉ બંધવાઓને લાવીને પાદશાહની નજદીક હાજર કરે. એકદસ્તને મોંહથી એ ફરમાન સાંભલીને તે બેઉને ભારી બંધ સાથે લાવી હાજર કીધા. જયારે તે બેઉ બંધવાઓને પાદશાહ અફ્રાસીઆબે પોતાની નજરે દીઠા ત્યારે ગુસ્સામાં આવીને હુકમ કીધો કે સેતાબ એ બેઉ સરને તનથી દુર કરે. એવો મામલો પાદશાહથી જોઇને પીરાન વજીર ઉઠીને અરજ કરવા લાગો કે એ પાદશાહ મારી અરજ કાન ધરીને સાંભલ કે એ બાનુ રૂસ્તમની બેટી છે અને તું ખુબ રવેશથી જાણેચ કે શીઆવખશનો કીનો હજુર સુધી મોકુફ થયો નથી અને તે ઉપરાંત વલી તું બીજો ફેશાદ તારા હાથથી ઉઠાવી ઉભો કરે છે. પાદશાહ લોકોને દાનાઇથી દુર દરીઆફત કરવો જોઇએ કે આકેબત તે કામ આસાનીભરેલું હોય. વાસ્તે એ પાદશાહ એ બેઉ બંધવાઓને

કતલ કરવાને બદલે બેહેતર સજા એ છે કે એ બેઉને એ જગોથી તુરાન જમીન મોકલીને ભારી બંધથી બંધીખાનામાં કેદ કરે. જયારે દાનાઇ ભરેલા વેશેનાં બેટાની જુબાનથી પાદશાહ અફરાસીઆબે એવા સખુનો સાંભલ્યા ત્યારે તેનાં સખુનો પસંદ કરીને વેશેનાં કલબાદને ફરમાવ્યું કે બસો સવારોની સાથે એ બેઉને તુરાન જમીન લઇ જાય અને સપેહસાલાર જંગાવેને હવાલે કરે કે તે નામદાર એ બેઉ બંધવાઓ ઉપર ખબરદારી રાખશે.



## આવ્યો ફીલેદદાન મેદાનમાં અને તેહમતન રૂસ્તમને પોતાનો હમનબરદ બોલાવ્યો અને ગયો એકદસ્ત તેના મેદાનમાં તે વગેરે બીજો અહેવાલ.



જયારે આફતાબે પોતાનો ઝરી ઝુન્ડો બુલંદીમાં ઉહાવ્યો અને શીહા હબસીનું લશકર પરાગંદેહ થયું યાને બામદાદનો વખત થયો ત્યારે લશકર મેદાનમાં નીકલીને સર્વ કોઇ પોતપોતાની જગો ઉપર સફ ખેચી ઉભા. પછી ફીલેદદાંને પોતાની સવારીનો હાથી મેદાનમાં રેલાવયો અને ઇરાની લશકરમાંથી પીલતન પહેલવાનને પોતાનો હમનબરદ બોલાવયો. જયારે ફીલેદદાંનની જુબાનથી એકદસ્તે એવા સખુનો સાંભલ્યા ત્યારે પોતાનો ઘોડો તેનાં મેદાનમાં દપટાવયો અને હાથમાં સમશેર પકડીને તેને કહેવા લાગો કે નાપાક બુરી ખસલતનાં તારો બાપ ગોશબીનગોશ મારા હાથ ઉપર માર્યો ગયો છે અને હમણા તુંને તારા બાપની નજદીક મોકલું. એકદસ્તનું એટલું કહેવું કે ફીલેદદાન ગુસ્સામાં આવયો અને સેતાબ તલવાર ખેંચીને એક જખમ રદ કરીને પોતાની તલવાર તેની પેહેલુમાં મારી. એ મીસાલે તે બેઉ અહેરેમનની ખસલહતનાં એક બીજા ઉપર તલવારના જખમો કરવા લાગા. જયારે તલવારની લડાઇથી તેઓ ધરાયા ત્યારે નેજા ઉઠાવીને એક બીજા ઉપર મારવા લાગા. તેવામાં ફીલેદદાંને પોતાનો નેજો એકદસ્તના હાથ ઉપર માર્યો તેણે કરીને એકદસ્તનો નેજો હાથમાંથી જમીન ઉપર પડયો. તે નેજો તેજ વખત એકદસ્તે જમીન ઉપરથી ઉઠાવી લીધો પછી બીજો એક નેજો એકદસ્તના સર ઉપર મારીને તેનું ટોપ ઉઠાવી લેવા ચાહયું. તેજ વખત એકદસ્ત ગુસ્સામાં આવીને ફીલેદદાનનાં હાથમાંથી નેજો ચુંગાલ મારીને છીનવી લીધો અને સેતાબ તેનો નેજો તેનાં હાથીનાં સરમાં એવો જોરથી માર્યો કે તેનાં જખમથી હાથી સેતાબ જમીન ઉપર પડયો. તેજ વખત ફીલેદદાન હાથીની પીઠ ઉપરથી કુદીને જમીન ઉપર ઉભો. ફીલેદદાનનાં લશકરમાંથી પોતાના સરદારને જમીન ઉપર ઉભેલો જોઇને સેતાબ એક બીજો હાથી તેને વાસ્તે લાવી હાજર કીધો. તેજ વખત ફીલેદદાંન પાછો હાથીની પીઠ ઉપર સવાર થયો. એ રવેશ તે બેઉ જણા મેદાનમાં લડાઇ કરતા હતા.



## પાદશાહ અફ્રાસીઆબે બાનુ ગોસસ્પ અને પારસ ખીદમતગાર એ બેઉને ભારી બંધ સાથે તુરાન જમીન બંધીખાનામાં કેદ કરવા સારૂ રવાનાં કીધાં અને ખબર થઈ જાલેજરને તેઓને કેદ લઇ જવાની તે વગેરે બીજો અહેવાલ.



હવે જયારે પાદશાહ અફ્રાસીઆબના ફરમાનથી બેઉ બંધવાઓને લઇને કલબાદ તુરકીએ તુરાનનો રસ્તો પકડયો ત્યારે ઇરાની જાસુસોએ મેદાનમાં જઇને બુઝોર્ગ જાલની નજદીક તે ખબર જાહેર કરી કહી કે દલેર બાનુ ગોશસ્પ અને પારેસ પરહેજગાર એ બેઉને કલબાદને હવાલે કરીને બસો સવાર સાથે પાદશાહ અફ્રાસીઆબે તુરાન જમીન રવાને કીધાં છે. એવી નાખુશ ખબર જાસુસને મોહથી સાંભલીને તેજ વખતે જાલેજરે પોતાનો ચેહેરો જરદ કીધો. પછી દરદ ભરેલા દીલ સાથે તેહમતન રૂસ્તમને કહેવા લાગો કે એ બેટા હવેથી આપણાં જાબુલી ટોલાનું નામ શરમ નીચે આવશે. કાંય કે દલેર બેટી બાનુ ગોસસ્પને કેદ પકડીને નાપાક અફ્રાસીઆબે તેને તુરાન જમીન મોકલી દીધી છે. તેણીને બંધમાંથી ખલાસ કરવાની તદબીર કરવી જોઇએ. જયારે શેર દેલ બરજોએ જાલને મોહથી એવા સખુનો તેહમતનને કહેતાં સાંભલ્યા ત્યારે પીલતનને કહયું કે એ નામદાર તારો હોકમ હોય તો હમણાં હું કલબાદનો દુમબાલો પકડું. એટલું કહીને કેટલાએક ઇરાની સવારોને પોતાની સાથે લઇને વેશેનાં બેટા કલબાદની પછવાડે દોડયો. જયારે તે દાહાડો નજદીક આવીયો ત્યારે સાતે લશકર લડાઇનાં મેદાનમાંથી પાછાં ફરીને પોત પોતાનાં મકાન ઉપર જઇ આશાએશમાં બેઠા અને મજલેશમાં શરાબ પીને પોતાનાં દીલને ખુશી કરવા લાગ્યા.



# સાંકળ્યું.

